આંતરભારતીય પુસ્તકમાળા

# આશાપૂર્ણાદેવીની શ્રેષ્ઠ વાર્તાઓ

અનુવાદક

**ચંદ્રકાન્ત મહેતા**




નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# અનુક્રમ

# જોઉં છું તે લખું છું

મેં દોઢસો કરતાં વધારે નવલકથાઓ લખી અને દોઢ હજારથી વધારે નવલિકાઓ. નવલિકા જ મારો પ્રથમ પ્રેમ છે. બાળપણથી ઘડપણ સુધી એમ લાંબા સમયથી મેં લખ્યા જ કર્યું છે. આ દીર્ઘકાળમાં વ્યક્તિગત જીવનમાં પણ અનેક ઝંઝાવાતો આવ્યા છે; તેમજ સામાજિક જીવન ઉપરથી પણ અનેક ઝંઝાવાતો પસાર થયા છે; તેમજ સામાજિક જીવન ઉપરથી પણ અનેક ઝંઝાવાતો પસાર થયા છે; તેમજ પરિવર્તનના ઈતિહાસની રચના થઈ છે. પણ લખવાનું ક્યારેય અટક્યું નથી. સમાજમાં પરિવર્તન થયુ છે, તેમજ સમાજબદ્ધ મનુષ્યની માનસિકતા પણ બદલાઈ ગઈ છે. લખાણમાં એ પરિવર્તનની છાપ અનિવાર્યપણે અંકિત થઈ છે. તેથી ઘણીવાર મનમાં થાય, કે એમાં સ્વ-વિરોધિતા રહેલી છે. પણ મેં જોયું છે, અને એ જોઈને મનમાં જે પ્રતિભાવ થયો છે, એ જ લખતી રહી છું. કદાચ જેને હિંસક અત્યાચારી આપણે માનતા હોઈએ છીએ, તે મૂલતઃ હિંસક નથી હોતો, કે અત્યાચારી નથી હોતો, ફક્ત અબોધ હોય છે. એની બોધહીનતા જ અત્યાચારીરૂપે એને દર્શાવે છે. વળી એ પણ જોયુ છે, કે માણસ બધા કરતાં પોતાની આગળ જ વધારે અસહાય હોય છે. સ્ત્રી-પુરુષ બન્ને એ અસહાયતામાંથી એ ઊગરી શકતો નથી. કદાચ એ પોતાની જાતને મુદલ ઓળખતો નથી હોતો. તેથી જ તો જે જીવનને એકવાર પરમ મૂલ્યવાન માનીને હૃદયથી એનુ જતન કરતો હોય, તે એક ક્ષણમાં તદન મૂલ્યહીન બની જઈ શકે.

હું ક્યારેય મારા પરિચિત જગતની બહાર પગ મૂકવા માગતી નથી, ને મારું એ જગત સર્વાંશે ચાર દીવાલની અંદર જ સીમાબદ્ધ હતુ. તોપણ એમાં અણખૂટ જીવનવૈચિત્ર્ય છે, તે હું જોતી આવી છુ. બધાં ચરિત્રો કેટલાં વિચિત્ર! જે માણસમાં ઉત્થાનની પ્રેરણા હોય છે, સુકુમાર એવી શુભતત્ત્વોની જાણકારી હોય છે; તે માણસ જ કદાચ પરિસ્થિતિના દબાણથી એક અત્યંત વિકૃત ચહેરો લઈને ફરતો રહેતો હોય છે, જે બહારથી ઘૃણાસ્પદ તથા વિકૃત હોય છે. ફક્ત સ્ત્રી-પુરુષ સંબંધવિષયક જ નહિ, પણ કૌટુમ્બિક જીવનના પારસ્પરિક સંબંધમાં પણ કેવી ખેંચતાણ, કેવી ચાલબાજી, કેવી છેતરપિંડીનો વ્યવહાર હોય છે? હંમેશાં આ સતત વહેતા જીવનને જોતી આવી છું, અનુભવતી આવી છું અને મારી નવલિકાઓમાં એ વિષે કહેતી પણ આવી છું.

## કુટુંબ

મારુ ઘર બહુ રૂઢિચુસ્ત હતુ. કન્યાશાળામાં જવાની સગવડ નહોતી. તોપણ હંમેશાં વાંચન ચાલ્યાં કરતું. ઘરમાં ફક્ત વાર્તાઓ તથા નવલકથાઓ વાંચ્યા કરતી. મારી માનો સાહિત્યનો શોખ અદ્‌ભુત હતો. માની એક તરફ સમસ્ત સંસાર હતો, તો બીજી તરફ પુસ્તકોનુ વાંચન હતુ. એથી ઘરમાં જાતજાતનાં પુસ્તકો આવતા. એ સમયે જે બધી ગ્રન્થાવલિ હતી, તે માની પાસે હતી. અને જે સામયિકો પ્રગટ થતા, તે બધાં જ માની પાસે આવતાં. તે સિવાય ત્રણ ત્રણ પુસ્તકાલયોમાંથી પુસ્તકો આવતાં. માનું પુસ્તકવાચન એ કુંભકર્ણની ભૂખ જેવું હતુ, ને અમારે પણ નિશાળનો માથાકૂટ નહિ. એ બધા પુસ્તકો અમે ત્રણે બહેનો બાળપણથી જ વગરવિચાર્યે વાચી જતી. વાંચતાં વાંચતાં, લખવાની પ્રબળ ઇચ્છા થઈ. એકાએક એક કવિતા લખી નાખી, ને એક સામયિકમા મોકલી આપી. અને એ છપાઈ પણ ખરી. તે વખતે મારી ઉંમર તેર વર્ષની હતી. મારી મોટીબહેન ચિત્રો દોરતી. મારી નાનીબહેન પણ કવિતા લખતી અને મઝાનાં ચિત્રો દોરતી. અમારા ઘરના સગાં સિવાય બીજા કોઈની જોડે વાતો કરવાનો મોકો મળતો નહિ. મારા પિતા હરેન્દ્રનાથ ગુપ્ત ચિત્રકાર હતા. 'ભારતવર્ષ' સામયિકમા મારા પિતાએ દોરેલા અનેક ચિત્રો દષ્ટિએ પડે છે. એના તંત્રી જલધર સેન પિતાના પરિચિત હતા. પિતા ચિત્રકાર હોવાથી, બીજા ઘણા લોકો જોડે એમને સારી એવી ઓળખાણ હતી. એ લોકો અમારે ઘેર આવતાં, પણ એમની જોડે અમે વાતચીત કરીએ એવી કશી શક્યતા નહોતી. અમે ફક્ત બહારથી ડોકિયુ કરતા ને જોતા, કે આ એક લેખક આવ્યા છે. આ એક ચિત્રકાર આવ્યા છે, ફક્ત એટલુ જ.

અમે આઠ ભાઈબહેનો હતાં. અમારું જીવન અત્યત સામાન્ય હતું, ભાઈઓ ભણતા. પણ અમારે તો બાર વર્ષથી ઘરના કઠોર નિયમોની બહાર જવાની મનાઈ હતી. મારા જીવનમાં સ્મરણોની વાત વિચારતાં એમ લાગે છે કે, જો હું અત્યત ગરીબ ઘરની છોકરી હોત, અથવા તો કોઈ વિશિષ્ટ મોટા ઘરની છોકરી હોત, તો કાઈક કહેવાનું, લખવાનું, ઉપાદાન મળી રહેત, દુઃખ, દર્દશા, અભાવ, અથવા ઐશ્વર્યની ઝલક, પણ એ દિશામાં તો કશું જ નહોતું. ફક્ત મધ્યમવર્ગની જ જીવનરીતિ. મધ્યચિત્ત પણ. ફક્ત મારા પિતા ચિત્રાંકન કરતા અને માને હતી અત્યધિક સાહિત્ય પ્રીતિ. એ કારણે કદાચ બીજાં સ્વજનોનાં સંતાનો તથા અમારી વચ્ચે માનસિક સ્તરે થોડો તફાવત હતો.

સાહિત્ય અને સંસાર સિવાય મારા જીવનમાં આમ જોવા જઈએ તો બીજું કશું આકર્ષણ નહોતું. હું ચિત્રો પણ દોરતી નહોતી, કે સંગીત પણ શીખી નહોતી. જોકે મારા પિતા ક્લાકાર હતા અને મારી બહેનો પણ ચિત્રો દોરતી, તોપણ મારી તીવ્ર ઇચ્છા તો ઘણાં બધાં પુસ્તકો વાંચવાની હતી. અને પ્રવાસ કરવાની પણ બહુ ઇચ્છા હતી. જ્યારે મારા વિવાહની વાત ચાલતી હતી, ત્યારે મને થતું, જો મારો પતિ પુસ્તકાલયનો વડો હોય, તો બહું સારુ. ઘણાં પુસ્તકો વાંચવાની સગવડ થાય. વળી

પાછું એમ પણ થાય કે જો રેલવેમાં અમલદાર હોય, તો પણ કંઈ ખોટું નહિ. ખૂબ પ્રવાસ ખેડી શકાશે. પણ મારા પતિ એ બેમાંથી કશામાં નહોતા. એ તો હતા, બૅન્કના કર્મચારી. પ્રબળ ઇચ્છા હોવા છતાં કશું સાધી શકાયું નહિ. એથી લેખનવાંચન જ એકમાત્ર આધાર હતો. આખો વખત સંસારનું બધું કામ પૂરું કરી, મારા એ શોખને સુરક્ષિત રાખવા પ્રયત્ન કરતી અને હું એમાં સારી પેઠે સફળ પણ થઈ. બીજા કશાનું એ પ્રકારનું આકર્ષણ હતું નહિ. પણ પછી ઇચ્છાનુસાર પ્રવાસે જતી રહેતી. વિદ્યાની દોડ તો ફક્ત માતૃભાષાની સીમામાં જ હતી. તેથી બંગાળીના અનુવાદના માધ્યમથી વિદેશી સાહિત્યનો આસ્વાદ હું લઈ શકી. અનુવાદ મળતાવેંત ખૂબ આગ્રહપૂર્વક હું વાંચતી અને વાંચતાં વાંચતાં મને થતું કે, પરિવેશ, દેશકાળ, પાત્રો ભલે ભિન્ન હોય, પણ અંદરથી તો બધા માણસો એકસરખા છે.

## સાહિત્ય અને સમાજ

મેં શરૂઆત કરી બાળસાહિત્યના લેખનથી. હજુ પણ એ ક્ષેત્રમાં લખ્યાં જ કરું છું. એ લખવાનું મને બહુ ગમે છે. મોટા માટે પહેલા વાર્તાઓ લખવાની શરૂઆત કરી, પછી નવલકથા. નવલકથા મારો પરવર્તી પ્રેમ છે. પણ હવે પ્રેમનો પ્રશ્ન નથી. હવે તો લખવું પડે જ ત્યારે જ લખું છું. તો પણ હું લખ્યા વિના રહી શકતી નથી. શરૂઆતમાં લખાણનું વિશ્વ મનનો વિશેષ ભાગ રોકી લેતું, તેથી કદાચ વકતવ્ય વધારે જોરદાર બનતું. ક્રમશઃ એનાથી હું ટેવાઈ ગઈ. તો પણ હંમેશાં મારે કશુંક કહેવાનું તો રહેતું જ. હંમેશાં નવી વાર્તાની લહેરો ઉછળતી રહેતી. તો ક્યારેય કહેવાનું હોય તે બધું કહી શકાતું નહોતું. સમય ઓછો, ક્ષમતા પણ ધીરે ધીરે ઓછી થતી જતી હતી. પણ મન કંઈ થોડું રોક્યું રોકી શકાય ? ક્યારેક મને થતું કે હું લખતી નથી, કોઈ મને લખાવે છે, તેથી તો હું કહું છું, કે હું જાણે મા સરસ્વતીની લહિયો છું. એ જે લખાવે છે, તે હું લખું છું. એમ ન હોય તો, પૂજાને સમયે વીસેક સામયિકોમાં લખાણ આપ્યા પછી મને જણાયું કે પૂજાની 'સ્મારિકા' માટે જે લખ્યું હતું તે તે વર્ષનું સર્વશ્રેષ્ઠ લખાણ હતું. એ એક અદૃશ્ય શક્તિ લખાણ તો કંઈ ઉછીનું લઈ શકાય નહિ, તો પછી હજાર હજાર પાનાં લખાવે છે કોણ? મને લાગે છે કે કદાચ પ્રત્યેક સાહિત્યકાર કે કલાકારની અંદર આવો એક પ્રકારનો ભાવ હોય છે. કોઈ અદૃશ્ય શક્તિ અલક્ષ્યરૂપે કામ કરાવતી હોય છે.

હું ઘણા સમયથી ચાર દીવાલો વચ્ચે બંદી છું. મારું જગત બારીમાંથી જે દેખાય છે તે છે. એક તો ખૂબ રૂઢિચુસ્ત ઘરની દીકરી અને એવા જ રૂઢિચુસ્ત ઘરની વહુ પણ. ચાલીસ વર્ષની વય સુધી કોઈ જાણતું નહોતું કે 'આશાપૂર્ણાદેવી' છે કોણ? એ કોઈ પુરુષલેખકનું તખલ્લુસ તો નહિ હોય? પાછળથી જ્યારે હું બહારના જગતમાં નીકળી પડી, ને બધા લોકો જોડે હળવામળવા માંડ્યું, ત્યારે ઘણાએ કહ્યું કે જેમ સજનીકાન્ત દાસ, પ્રેમેન્દ્ર મિત્ર તેમ, અમે તો જાણ્યું હતું, આ પણ એક તખલ્લુસ છે, પુરુષ લેખક છે, તેથી જ આટલું બલિષ્ઠ લખાણ છે.

ઘણી વખત મારી આગળ એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે, કે વાર્તા-નવલકથા લખતી વખતે, તમે શું પહેલેથી જ બધું વિચારી લો છો ? અને વિચારતે સમયે કોને મહત્ત્વ આપો છો? ઘટના, વાર્તા, કે પાત્રને ? એના જવાબમાં હું કહું છું, 'વાર્તા કે નવલકથા' લખતી વખતે હું પાત્રોને જ પ્રાધાન્ય આપું છું. તે પછી પાત્રના પરિપ્રેક્ષ્યમાં પ્રસંગો એક એક વિચારીને એને વ્યવસ્થિત રીતે ગોઠવવાનો પ્રયત્ન કરું છું. ઘણી વખત પ્રસંગો વિચારોને ઉલ્લંઘીને જતા હોય છે, ત્યારે પાત્રને છે તેમનું તેમ રાખવું પડે છે, એટલે કે મારી કલ્પના પ્રમાણેનું જ રાખવું પડે છે. ઘણીવાર જે પ્રસંગો વિષે મેં વિચાર્યું હોય તેના કરતાં એ બિલકુલ બદલાઈ જ ગઈ હોય. ઘણીવાર એમ થાય કે ઘટનાની નિયંતા હું નથી, એ પોતાની ઇચ્છાથી પોતાની મેળે પોતાને રસ્તે ચાલી જાય છે. વળી ઘણા એમ માની લે છે, કે વાર્તાની નાયિકા હું જ છું, એમ વિચારવામાં ભૂલ થતી હોય છે. તોપણ હું વગરનું લખાણ હોઈ શકે ખરું? બધાનાં લખાણોમાં તેનો પોતાનો 'હું' તો અંદરથી સક્રિય હોય છે જ.

હું જ્યારે બહુ નાની હતી ત્યારથી જ જોતી આવી છું, કે કૌટુમ્બિક જીવનમાં— હું આપણા મધ્યમવર્ગના કુટુંબની જ વાત કરું છું — છોકરા તથા છોકરી વચ્ચેની મુલવણીમાં ઘણો તફાવત છે. છોકરા જાણે અમૂલ્ય રત્ન હોય, અને છોકરી તદન મૂલ્યહીન હોય એવું એમની વચ્ચે વર્તન રાખવામાં આવતું હોય છે. એથી મારું હૃદય વીંધાઈ જતું. પણ અમારા જમાનામાં એનો તિવાદ કરવાનું સાહસ કરી શકાય એમ હતું નહિ, એટલું જ નહિ પણ મોટાની સામે બોલીએ તો તરત જ ફાંસીનો હુકમ છૂટે. એથી મનમાં રાગદ્વેષ એકઠો થતો. મારા એ જ સમુચ્ચારિત પ્રતિવાદો જાણે એક એક પ્રતિવાદની પ્રતિમૂર્તિ બનીને મારી વાર્તાની નાયિકા રૂપે દેખાતો હોય છે. જેમકે 'પ્રથમ પ્રતિશ્રુતિ'ની સત્યવતી તોપણ સમુચિત વાતાવરણ તો રચવું જ પડે છે. સુવર્ણલતાના સમાજને મેં બાલ્યવયમાં અને શૈશવકાળમાં જોયો હતો. અમારા ઘરમાં તથા મારા મામાફોઈના ને બીજાં સગાંનો મેં એ સમાજ જોયો છે. બધે જ જોયું, કે પુરુષોનો જ પ્રબળ પ્રતાપ અને સ્ત્રીઓને ઘૂંટણિયે પડીને રહેવું પડતું. પણ જે ઘરમાં વડીલ થઈ ગયાં હતાં, તેમનો પણ બહુ દાહક વર્તાવ હતો. નાની ઉંમરની છોકરીઓનું વિશેષ કરીને વહુઓનું જીવન દુઃખપૂર્ણ હતું, લાચારીભર્યું હતું, જે મનને ઘણું વ્યાકુળ ને અસ્થિર કરી દેતું. શા માટે આવો અન્યાય? શા માટે સ્ત્રીઓની આવી અધિકારહીનતા? એ પ્રશ્ન મારા લખાણમાં વારેવારે નિરુપાયેલો દૃષ્ટિએ પડે છે.

રવીન્દ્રનાથે એક સ્થાને લખ્યું છે, "સ્ત્રીઓની ઉપર અવિશ્વાસ અને નિષ્ઠુરતાનું એક કારણ એ છે, કે આપણા મનના બુદ્ધિગત વિકાસના કાર્યમાં એમની સહાય આપણને ઘણી અલ્પ માત્રામાં મળી છે. ફક્ત આપણને ખવડાવવાના, પીવડાવવાના તથા પહેરાવવા-ઓઢાડવાના કામમાં, ફક્ત આપણા દેહના માટેના પ્રયોજનનાં સાધનોમાં એમની સેવા મળે છે એટલે જ એક જગ્યાએ એમનું મૂલ્ય આપણી આગળ અંદર-

અંદરથી બહુ ઓછું થઈ જાય છે. આ જ મૂળ વાત છે, અને અંતિમ વાત છે. સ્ત્રીઓ પાસેથી પુરુષોને જેટલી સુખ અને સ્વચ્છંદમાં જેટલી સહાયતા મળે છે, તેટલી માનસિક સહાયતા નથી મળતી. અત્યારે ઘણું બધું બદલાઈ ગયું છે પણ મનોધર્મ તો એને અનુરૂપ બદલાયો નથી. સ્ત્રીઓ જેટલી સહજતાથી પ્રેયસી થઈ શકે છે તેટલી સહજતાથી શ્રેયસી બની શકતી નથી.''

મને લાગે છે, કે આધુનિક સાહિત્યમાં વ્યક્તિગત સમસ્યાને જ પ્રાધાન્ય આપવામાં આવે છે. સમષ્ટિગત સામાજિક સમસ્યાની વાત કોઈ એ રીતે વિચારે છે ખરું ? જે વિચારાય છે, તે તો ઘણા પછાત સમાજ વિષે, નારીસમસ્યા વિષે પુરુષો બહુ માથું પકવતા નથી, પૂર્વે સ્ત્રીઓની અત્યંત કરુણ તથા ત્રસ્ત દશા જોઈને પુરુષોનાં હૃદય ડહોળાતાં. જો એમ ન હોત તો વિદ્યાસાગરને પ્રાતઃસ્મરણીય બિરુદ ન અપાયું હોત. આજના પુરુષને એટલા ડહોળાવાની જરૂર પડતી નથી, કારણ કે તેમણે તો આગલા યુગની સ્ત્રીઓનું અવહેલિત રૂપ જોયું નથી. જોકે, આજકાલ ગ્રામસ્ત્રીઓ વિષે ઘણું બધું લખાય છે, અને લેખકો જ એ લખતા હોય છે. પણ એ લખાય છે. એમના વ્યક્તિગત સુખદુઃખ, આનંદ, વેદના વિષયક નિરૂપણ થતું હોય છે. પણ સ્ત્રીઓની સામાજિક અને સમગ્ર જીવનની સમસ્યાઓ વિષે બહુ લખાતું નથી. તો પણ આ બધી ધારણા મારા સીમિત જ્ઞાનના પરિપ્રેક્ષ્યમાં છે. બધું જ કંઈ વંચાતું હોતું નથી.

## સમાજ અને સાહિત્ય

સમાજ અને સાહિત્ય એકબીજાનાં પૂરક છે, તેથી સાહિત્યકાર જો યથેચ્છાચાર કરે તો એ અધિકારભંગ કર્યો કહેવાય. એણે વિચારવું જોઈએ કે એના લખાણનું મૂલ્ય છે અને સમાજની પ્રતિ તેની જવાબદારી છે. સાહિત્યકારનું કાર્ય છે ઉત્થાનનો પંથ દર્શાવવાનું. ફક્ત શબ્દોને સારી રીતે ગોઠવવાનું જ નહિ. મૂળ તો સાહિત્યકારનું કાર્ય તો પોતાને અભિવ્યક્ત કરવાનું હોય છે. પ્રતિકાર વિષે વિચાર કરવો એ પણ સાહિત્યકારનું કર્તવ્ય નથી. એ કામ તો છે સમાજ-ઉદ્ધારકનું. એ પોતાને બરાબર અભિવ્યક્ત કરી શકે તો એને સંતોષ થાય છે, નહિ તો વેદના. એને પોતાની જાતે જ જવાબ આપવો પડે છે.

જો કેટલાંક વિદ્રોહ કરનારાં પાત્રો મેં સર્જ્યાં હોય તો તે પ્રતિકાર કરવાના માધ્યમ તરીકે. તોપણ ક્યારેય એ પ્રતિકાર જોરશોરથી હું જણાવી શકી નથી. મને જે પીડાદાયી લાગ્યું છે, જેણે મને ચિંતા તથા વ્યથાથી જર્જરિત કરી છે, તેને સમજાવવાને એ માધ્યમ દ્વારા મેં પ્રયત્ન કર્યો છે. હું જે જોઉં છું, તે જ લખું છું. ને પછી વિચાર કરવાનો પ્રયત્ન કરું છું કે આવું શાને થાય છે ? મેં ક્યારેય, ''આમ થવું જોઈએ એમ વિચારીને કશું લખ્યું નથી. શું થાય છે, તે જ હું લખીને જણાવું છું. શું થવું જોઈએ એમ કહેનાર હું કોણ ?''

તો પણ હું ઘણાની આગળ નીકળી ગઈ છું. આજે જીવનના અંતની સીમા પર આવીને હું જોઉં છું. આખા જીવનની તનતોડ મહેનત ફોગટ ગઈ નથી. આખું જીવન આરામને હરામ કરી, જે કહેવા ઇચ્છયું છે, ને કદાચ બીજાને સમજાવી શકી છું. 'વિદ્રોહિની'ની સૃષ્ટિ સર્જવાના પ્રશ્નમાં હું કહું છું, કે મારું પોતાનું વ્યક્તિગત જીવન અને મારું લખાણ જો પડખે પડખે રાખવામાં આવે, તો ત્યાં વિદ્રોહિનીનો ક્યાંય પત્તો નહિ લાગે. તો પણ બધું જ મારા જીવનના પારિપાર્શ્વિક જીવનમાંથી સર્જાયું છે. જે લખ્યું છે, તે મેં જોયેલા મધ્યવર્ગના જીવનના વર્તુળમાંથી લખાયું છે. ઘણા સમયથી જોયું છે, પ્રથમ દૃષ્ટિએ જેઓ સુખી હોય એમ લાગે છે, તે કદાચ સુખી નથી હોતા. અને જે લોકો અત્યંત દુ:ખી હોય એમ લાગે છે, તે સાચેસાચ દુ:ખી નથી હોતા. બહારનો ચહેરો અને અંદરનો ચહેરો એ બેમાં આકાશપાતાળનું અંતર હોય છે. એ ઘણી વખત મારા લખાણનો પ્રતિપાદ્ય વિષય હોય છે. હું રાજકારણ વિષે લખતી નથી. સમાજસેવિકાની દૃષ્ટિએ પણ લખતી નથી, હું લખું છું ઘરેલુ સ્ત્રીઓ વિષે. તોપણ એમાં પણ જેઓ અસહનીય દશાને બરદાસ્ત કરી શકતી નથી અને એવી અવદશા થતાં, કાંતો ઘર છોડે છે, કે વર છોડે છે. ઘણા દિવસથી અંદરથી એક પ્રકારનો સમાધાન ન થઈ શકે એવો વિદ્રોહ હતો, પણ તે પ્રત્યક્ષ નહોતો. એને જો નારીમુક્તિની પિપાસા કહી શકાય, તો કહો. એ વ્યકિતગત નથી, સમષ્ટિગત સમાજને માટે છે. અમારા સમયમાં 'વિદ્રોહિની' શબ્દપ્રયોગ જ થતો- 'નારીમુક્તિ' શબ્દ પ્રચલિત નહોતો. પ્રારંભિક જીવનમાં સ્ત્રીઓના અવરોધની સમસ્યા જ મને વધારે દુ:ખી કરતી. બાળપણથી તો જોતી હતી એ બંધનદશાગ્રસ્ત દશા. તે સિવાય બધી બાબતમાં સ્ત્રીઓ અનધિકારી હતી. હવે એ અવસ્થા ઘણે અંશે દૂર થઈ છે, કંઈ નહિ તો કાનૂનની દિશામાં તો બધી જ બાબતમાં તેને હક આપવામાં આવ્યો છે. 'સ્વતંત્રતા'-એ પણ બહારના જગતમાં જે મળવાની હતી, તે એમને મળી છે. તેથી એને વિશે મનદુ:ખ કરવાની જરૂર નથી. હમણાં જે મારે વિચારવાનું છે, તે સ્વતંત્રતા મળ્યા પછી, એનો સદ્વ્યવહાર થાય છે કે નહિ. મનમાં સ્વતંત્રતા નામનું જે સ્વપ્નજગત હતું હૂબહૂ શું તેવું જ એ સાકાર થયું છે ? તો પણ આજે પણ સ્ત્રીઓની સમસ્યાઓ પણ કંઈ ઓછી નથી, એટલું જ નહિ, પણ પહેલાં કરતાં સમસ્યાઓ અનેકગણી વધી છે. અત્યારે સ્ત્રીઓ દશભુજામૂર્તિ લઈને ઘર સાચવે છે, અને બહારનું કામ પણ સંભાળે છે. હું ઘરરખ્ખુ સ્ત્રી જ વાત કરું છું, તેઓ આજે ઘરમાં અને બહાર સમાનભાવે કામ કરતી હોય છે. એ સ્ત્રીઓની ક્ષમતા અસીમ છે. ફક્ત એક જ ગુણ જે એમનામાં નથી અથવા ઓછો થઈ ગયો છે, અને તે છે સહિષ્ણુતા. જો એમ કહું કે આજની સ્ત્રીઓ ખૂબ અસહિષ્ણુ બની ગઈ છે, તો એ કંઈ ખોટું નથી. પહેલું તો અસહિષ્ણુતા એમના જીવનમાં જાતજાતની અશાંતિ લઈ આવે છે. જો એ હોય તો જીવન ખૂબ સુંદર બની જાય. મને તો લાગે છે, કે શિક્ષણ, સભ્યતા અને શાલીનતાનો પ્રથમ પાઠ જ છે પરમત સહિષ્ણુતા. ધીરજથી બીજાની દૃષ્ટિએ વિચાર કરવો.

અને એક સમસ્યા છે, જો નારીમુક્તિને લઈને સ્ત્રીઓ ઘણી ઉદ્દીપ્ત તથા ઉત્તેજિત છે, પણ મુક્તિ વિષે એક સ્પષ્ટ ખ્યાલ ક્યાં છે ? પોતાના ક્ષેત્રમાં આત્મમર્યાદાની સાથે એ લોકો પોતાની જાતને ઠીક રીતે પ્રતિષ્ઠિત કરી શકી નથી. આત્મમર્યાદા અને આત્મઅહર્મિકા એક નથી, એ વાત એ ઘણીવાર ભૂલી જાય છે. લાગે છે, કે જ્યાં સુધી એ લોકો આસક્તિ છોડી નહિ શકે, ત્યાં સુધી મુક્તિ નહિ મેળવી શકે. સ્ત્રીઓને બધાની તરફ ખૂબ જ આસક્તિ હોય છે. તુચ્છ વસ્તુ તરફ પણ એમને આસક્તિ હોય છે, અને માણસો તરફ પણ એક પ્રકારની તીવ્ર આસક્તિ હોય છે. પતિ સંતાન એ પૂર્ણાંશે મારાં જ હોવાં જોઈએ. બીજા કોઈને એ ચાહી શકે જ નહિ. આજની સ્ત્રીઓ બધાનું પોતે જ સંચાલન કરવા ઇચ્છે છે. એમાંથી જ ઘણીવાર સમસ્યા ઉદ્‌ભવે છે.

હમણાં પાછલા ત્રણ યુગોને મેં મારી ત્રણભાગની નવલકથામાં નિરૂપવાનો પ્રયત્ન કર્યો છે. આ યુગને એ રીતે નિરુપી શકતી નથી. હમણાં તો વયના ભારને લીધે ગૃહબંદિની છું, તોપણ જે હવા બહારથી આવે છે, તેનો હિસાબ કરું છું. દ્રુતપરિવર્તનશીલ આ યુગને, સાંપ્રત સમયને બરાબર પકડી શકતી નથી. ક્રમશઃ માણસની સુખી થવાની ક્ષમતા ઓછી થઈ ગઈ છે. માણસને એ બહુ ઓછો પ્રેમ કરી શકે છે. એનો પ્રેમનો પરીઘ ઓછો થઈ ગયો છે. પરિણામે એ સુખી થવાનો જેટલો પ્રયત્ન કરે છે, તે બધો વ્યર્થ જાય છે. વસ્તુમાંથી સુખ ક્યાથી મળે ? અર્થાત્ એ એને સમજાતું નથી, અને ત્યાં જ એ સુખની ખોજ કરે છે. પરિણામે એના હૃદયની પ્રેરણા જતી રહે છે.

મેં પૂર્વે જ કહ્યું છે, કે મારી જાણકારીનું વર્તુળ બહુ જ નાનું છે, તો પણ એકવાર મનમા થાય છે કે માણસ ક્રમશઃ સંકીર્ણ અને ક્રૂર થતો જાય છે. પહેલાં મોટું ઘર, મોટો ચોક, મોટો સંસાર , મોટી મોટી ઘરવખરીની ચીજો હતી, હવે ઘરબાર, ઘરવખરીની ચીજો બધું જ નાનું થતું જાય છે. અને લાગે છે કે, તેની સાથે સાથે માણસનું મન પણ નાનું થતું જાય છે. એની પ્રેમ કરવાની ક્ષમતા જાણે ક્રમશઃ સંકીર્ણ થતાં થતાં આત્મકેન્દ્રીતાના વર્તુળમાં આબદ્ધ થતી જાય છે.

કાળના પરિપ્રેક્ષ્યમાં સાહિત્ય. સાહિત્ય અને સમાજ તો જોડાજોડ ચાલતાં હોય છે. સાહિત્ય સમાજનું દર્પણ અને સમાજ પણ સાહિત્યનું દર્પણ છે. હવે એમ પણ કહી શકાય કે સમાજ અને સાહિત્ય બન્ને સમાંતર ભાવે જોડાજોડ આગળ વધે છે- એકબીજાને આંબી જવાનો પ્રયત્ન કરતા હોય છે. આવું તો ચિરકાળથી બનતું આવ્યું છે તોપણ પહેલાના દિવસોમાં સમાજ અને સાહિત્ય બન્નેમાં રક્ષણશીલતાનો પ્રભાવ અમુક પ્રમાણમાં રહેતો જ. તેથી જ ફટ કરતાં એ અતિક્રમે તીવ્ર વેગીલું સ્વરૂપ ન લીધું હોત. સાંપ્રત સમયમાં રક્ષણશીલતાનો મનોભાવ ઓછો થતો જાય છે, અને અનેક ક્ષેત્રોમાં બેપરવા વૃત્તિની આધુનિક્તામાં ગણના થાય છે. એથી જ એ અતિક્રમની ગતિ વેગીલી થતી ગઈ છે.

તે સિવાય આપણા સાહિત્યમાં વિદેશી સાહિત્યનો પ્રભાવ તો છે જ—વર્તમાન

સમાજમાં પણ પાશ્ચાત્ય જીવનનો પ્રબળ પ્રભાવ ભારતીય જીવનધારાને ઝડપથી બદલતો જાય છે. એ સ્વાસ્થ્યકર છે કે નહિ તે વિચારવા જેવું છે.

એ વાત નિશ્ચિતરૂપે સાચી છે, કે જીવનમાં જે કંઈ છે અથવા હોય છે, તે જીવનધર્મી સાહિત્યમાં આલેખી શકાય. સાહિત્ય તો જીવનનું જ પ્રતિફલન છે. તો પણ મારા પોતાના મંતવ્ય પ્રમાણે—અનેક ક્ષેત્રોમાં જીવન બહુ નગ્ન અને નિર્લજ્જ છે. ત્યાં તેને સાહિત્યના દરબારમાં, યથાતથ પ્રગટ કરતાં પણ એક આવરણ હોવું જરૂરી છે. તે આવરણ છે ભાષાની શાલીનતા. શાલીન ભાષામાં બધું વ્યક્ત કરવા માટે સૂક્ષ્મ શિલ્પ હોવું જરૂરી છે. તેને અવાસ્તવ કહીને ફેંકી દેવું શું સુસંગત છે?

માણસના દેહના જેવું વાસ્તવ સત્ય બીજું કયું છે? તોપણ લોકોની આંખ આગળ પ્રગટ કરતી વખતે શું નિરાવરણ ભાવે એને રજૂ કરી શકાય? પોતાને વિષે વધારે કહેવું ઠીક નથી. તો પણ એવી જવાબદારી જ્યારે આવી પડે છે, ત્યારે કહેવું પડે છે કે ભાષાની અશાલીનતા મનને પીડાકારક છે. ગમે તેવી પરિસ્થિતિમાં એને પ્રવેશાધિકાર આપવા મન માનતું નથી. દીર્ઘ સાહિત્ય જીવનમાં હું એ નીતિને જ માનતી આવી છું, પણ તેથી કંઈ મને અગવડ પડી નથી. વાચકસમાજે તો એને ગ્રહણ કરીને મને ધન્ય બનાવી છે. 'કૃત્રિમ' અને અનાધુનિક કહીને ફેંકી દીધી નથી. મારા વાચકસમાજ સમક્ષ હું એ કારણે મારી કૃતજ્ઞતા વ્યક્ત કરું છું.

— આશાપૂર્ણા દેવી

# ભૂમિકા

આશાપૂર્ણાદેવીએ ભારતીય ભાષાઓના સાહિત્યમાં સર્વકાલીન શ્રેષ્ઠ નવલિકા લેખિકા તરીકે સ્થાયી આસન ગ્રહણ કર્યું છે. જોકે, સુયોગ્ય અનુવાદના અભાવને કારણે વિશ્વસાહિત્યમાં હજીય એ અજાણ્યાં છે. ભારતીય સાહિત્ય ક્ષેત્રમાં પણ એમની નવલકથાને કારણે જેટલાં પરિચિત છે, તેટલાં નવલિકાઓના અનુવાદને અભાવે પરિચિત નથી. પ્રભાતકુમાર મુખોપાધ્યાય વિશે જગદીશ ગુપ્તે કહ્યું હતું, ''ગહન ઉદ્દેશ્યને લક્ષમાં રાખીને, વિશ્વસાહિત્ય જોડે સંશ્લિષ્ટતા મનમાં રાખીને, તેમણે કોઈ પણ દિશામાંથી ભયની પરવા કર્યા વિના વાર્તા લખી નથી.'' આશાપૂર્ણાદેવી વિષે એ જ મંતવ્ય અક્ષરશઃ પ્રયોજી શકાય. ચાર દીવાલની અંદર રહીને તેમણે નિશ્ચિન્ત મનથી બંગાળી જીવન વિષે સિત્તેર વર્ષથી સતત લખ્યા કર્યું છે. અર્થાત્ સહસ્રદલ વિશિષ્ટ માનવજીવનની વિચિત્ર દિશામાં એમની સહસ્ર આંખો ખુલ્લી છે. જીવનની અવળીસવળી બન્ને બાજુ એમની પર્યેષક દૃષ્ટિ ઝડપી લે છે અને ઈશ્વરદત્ત જે લેખિની હાથમાં લઈને એ જન્મ્યાં, તેના કલ્યાણમાં એમણે પોતે જોયેલાં જીવનનાં દૃશ્યો વાચકોની આંખો સમક્ષ રજૂ કરવામાં આશાપૂર્ણાદેવીની દક્ષતા અતુલનીય છે.

તેથી જ સિત્તેર વર્ષથી લખતાં હોવા છતાં એમના લખાણમાં થાકની છાપ દેખાતી નથી. નથી આવતી એમાં પુનરુક્તિની ત્રુટિ, પણ અનુશીલનથી એમની તેજસ્વિતાની વૃદ્ધિ થઈ છે. સ્વચ્છંદ પ્રાણશક્તિથી એમની લેખિની હજુ પણ તેજોદીપ્ત છે. તેમાં ક્રોધ, કૌતુક, શ્લેષ, વિષાદ, તીખાશ, વિસ્મય આજે પણ અવિરત ધારાથી ઉત્સાહિત થઈને ચાલ્યાં જાય છે. અસામાન્ય શિલ્પશૈલી અને ગંભીર રસબોધની દ્વૈત શક્તિથી.

સિત્તેર વર્ષમાં પૃથ્વી ઘણી બદલાઈ ગઈ છે. સમાજ તથા સંસારમાં પણ પ્રચુરમાત્રામાં પરિવર્તન થયું છે. પણ આશાપૂર્ણા તો કહે છે ''પરિવેશ, દેશ, કાલ, પાત્રો. ગમે તે સ્થિતિમાં ગમે ત્યાં હોય, પણ બધા માણસો અંદરથી તો એકસરખાં જ છે. આપણા દેશમાં પણ મહાભારતના યુગથી આજે પણ માનવી મૂલતઃ બદલાયો નથી.'' આશાપૂર્ણાની શિલ્પકૃતિ આ ''મૂળ માનવી''નું જ નિરૂપણ કરે છે. એમનાં લખાણમાં જે માનવીઓનો પરિચય થાય છે, તેઓ નિતાન્ત સામાન્ય ગૃહસ્થ, સંસારી, મધ્યવર્ગના સ્ત્રીપુરુષો છે. અતિપરિચિત, અત્યંત પ્રાણવાન, તેઓ ઉન્માદ કે વિકારગ્રસ્ત નથી, મેધાવી કલાકાર કે પંડિત નથી, સંત સંન્યાસી નથી, સમાજવિરોધી પણ નથી, કે શયતાન અથવા સમાજથી

વિછિન્ન એવા રખડુ નથી. આશાપૂર્ણાદેવી પ્રચુર આત્મવિશ્વાસથી કહે છે, "હું ક્યારેય મારા જાણેલા જગતની બહાર પગ મૂકવાનો પ્રયત્ન કરતી નથી." અહીં જ આશાપૂર્ણાની જીત છે. અત્યંત સાધારણ, સ્વસ્થ, સ્વાભાવિક લોકો, જેમના રોજબરોજના જીવનમાં આપણે સંપર્કમાં આવતા હોઈએ છીએ, તે બધા આશાપૂર્ણાદેવીની નવલિકાઓમાં મુખર દસ્તાવેજ છે. જાણે સુકાયેલી પીંછીના એક બે લસરકા મારી એમણે પાત્રોનાં રેખાચિત્રો અંકિત ક્યાં છે. આશાપૂર્ણા કહે છે, "હું મુખ્યતઃ પાત્રોનો જ વિચાર કરું છું. તે પછી પાત્રોના પરિપ્રેક્ષ્યમાં ઘટનાઓનો વિચાર કરીને એને ગોઠવવાનો પ્રયત્ન કરું છું. આશાપૂર્ણાદેવીની નવલિકાઓનો પ્રાણ એમની તીક્ષ્ણ અંતર્દષ્ટિ છે. જે એમની ધારદાર શબ્દપસંદગીમાં, મર્મભેદી વિષયના નિર્વાચનમાં તથા ઉદાસીન, નિરપેક્ષ ઉપસ્થાપનમાં મૂર્ત થઈ છે. ગહન માનવિકતાથી તથા કઠોર વાસ્તવબોધથી મનુષ્યજીવનની ચરમ નિર્મમતાની બાજુ સ્ફુટ રીતે રજૂ કરવામાં એમની તોલે કોઈ આવી શકે નહિ. એકીશ્વાસે વાર્તા કહેવાનો તેમનો જાદુમંત્ર પણ ઈર્ષા ઉપજાવે એવો છે. વાર્તાનું કથાનક સર્વશક્તિશાળી હોય, એટલે કે, કથાનક પૂરું થતાં જ વાર્તા પણ પૂરી ન થાય, પણ એની ગતિ વાચકના આન્તર્લોકમાં ઘણા વખત સુધી ચાલ્યા જ કરતી હોય. આશાપૂર્ણાના પોતાના જ શબ્દોમાં, "નવલકથાએ મને ઘણી પ્રતિષ્ઠા અપાવી છે. તો પણ મને ટૂંકી વાર્તા પ્રત્યે જ પક્ષપાત છે. શા માટે ... કદાચ ટૂંકી વાર્તા જ મારો 'પ્રથમ પ્રેમ' છે તેથી અને હજુ પણ વાર્તા લખવાનું જ મને વધારે ગમે છે, એ તો હકીકત છે. મને લાગે છે, નવલકથાલેખન એક કામ છે, જ્યારે નવલિકા લખવી એ આનંદ છે. એમાં કંઈ ગોઠવણી કે સંરચના કરવાની હોતી નથી, એ એની મેળે જ પ્રગટે છે." એ એની મેળે જ પ્રગટતી નવલિકાઓના ઢગલામાંથી વીસેકની લેખિકાએ જાતે જ પસંદગી કરી છે.

જીવનની ક્ષુલ્લક ક્ષણોમાં મનુષ્ય બહુ મોટી અભિજ્ઞતાનો સંચય કરતો હોય છે. એકદમ એક બંધ આગળો ઉઘાડીને એક જેની પર ધૂળના થર બાઝેલા હોય તેવું ઢાંકણું ઉઘાડી માનવચિત્તની અંદરની સૃષ્ટિના આશાપૂર્ણા આપણને દર્શન કરાવે છે. ઓળખીતા માનવીની તળેની અજાણ્યા માણસની નગ્ન મૂર્તિ એકદમ નજરે પડે છે, ક્યારેક સંતના જેવી મહાન, ક્યારેક આત્મકેન્દ્રીતામાં લપેટાયેલી, પાશવી, ક્યારેક ક્ષુદ્રતા તથા નીચેનાને લીધે માનવતાશૂન્ય, ક્યારેક અપરિસીમ ઉદાસીનતાને લીધે ક્રૂર, વાડકીમાં ક્યારેક દેખાતા સૂર્યના પ્રતિબિંબની જેમ ટૂંકી વાર્તાનો નાનો શો ટેકો લઈને ઝળકી ઊઠે છે, જીવનનું પૂર્ણ જ્વલંત જીવન-સત્ય. ટૂંકી વાર્તામાંથી આનંદ મળતો હોવા છતાં ત્યાં પોતે એ નિરાસક્ત દર્શક અથવા ક્યક હોય એમ માને છે. નવલકથામાં એ વિદ્રોહિનીની ભૂમિકા ગ્રહણ કરે છે. "હંમેશાં એ અણખૂટ જીવનને જોતી આવી છું અને મારી નવલિકાઓમાં એનું નિરૂપણ પણ કરતી આવી છું. ત્યાં મારી ભૂમિકા શરૂઆતથી જ વિદ્રોહિનીની નથી હોતી. પણ ફક્ત નિરાસક્ત દર્શકની અથવા ક્યકની હોય છે. એ વારંવાર કહે છે, "ટૂંકી વાર્તા જ મારો પ્રથમ પ્રેમ છે." ટૂંકી વાર્તા જ એમનું પ્રબળ હથિયાર છે તે વિષે કશો સંશય નથી. એમાં જ આશાપૂર્ણાની મેધાની ઉજ્જ્વલતા તીવ્રતમ છે

તથા વિચિત્રતાની વ્યાપ્તિ સર્વાધિક છે. અને કદાચ લેખિકાની સ્વકીય અભ્યંતરની સત્તા પણ એમાં બધા કરતાં વધારે પ્રમાણમાં પ્રગટ થઈ છે. ત્રણ ભાગમાં પ્રગટ થયેલી નવલકથામાં એમનું પોતાનું પ્રતિબિંબ 'સત્યવતી'ના પાત્રમાં છે તે એમણે પોતે જ સ્વીકાર્યું છે. પણ ટૂંકી વાર્તાનાં વિવિધ પાત્રોમાં પણ એમના વૈચિત્ર્યપૂર્ણ જીવનની અભિજ્ઞતા વેરાયેલી છે.'' દરેક લેખકના લખાણમાં એની પોતાની સત્તાની ઉપસ્થિતિ હોવાની જ. પાત્રોની જોડે એકાત્મતા જો ન સધાઈ હોય તો એ પાત્રો જીવંત શી રીતે બની શકે?''

આશાપૂર્ણાદેવીની વાર્તાઓમાં પાત્રો સમાજનિર્ભર પ્રાણી હોય છે. સમાજ એમની આગળ આખરી સત્ય છે. હૃદયમાં ગમે તે થતું હોય, આશાપૂર્ણાદેવીની વાર્તામાં અધિકાંશ ક્ષેત્રે દૃષ્ટિએ પડે છે કે વ્યક્તિ સ્વેચ્છાથી સમાજના દબાણ આગળ પોતાની જાતનું બલિદાન આપે છે. વાર્તાના સજાવટકૌશલને કારણે ક્યારેક એ મહાનુભવતા બને છે. ક્યારેક હૃદયનું દૈન્ય, તો ક્યારેક કઠોર આત્મસંયમની પરીક્ષા. ઊંડું વિચારીને જોતાં ટૂંકી વાર્તાઓમાં આખરી જીત વ્યક્તિની નહિ, પણ સમાજની હોય છે. પ્રત્યેકવાર એ વ્યક્તિ તે વાર્તામાં હારતી હોય કે જીતતી હોય. પરન્તુ સાચો વિજય તો સમાજનો જ હોય છે, જે વાસ્તવમાં બનતું હોય છે. આશાપૂર્ણા કહે છે ''જે બને છે તે જ હું લખું છું. એ યોગ્ય છે કે નહિ તે કહેનાર હું કોણ?''

આશાપૂર્ણાની ટૂંકી વાર્તાઓમાં પુરુષ ચરિત્રોની તુલનામાં સ્ત્રીઓને અધિક પ્રાધાન્ય મળ્યું છે, અને વધારે પૂર્ણતા પ્રાપ્ત થઈ છે. આશાપૂર્ણાએ સ્ત્રીની જ દૃષ્ટિએ જગતને જોયું છે. ''હું વગરનું તે લખાણ હોય? બધાં લખાણમાં લેખકનો પોતાનો 'હું' અંદરથી સક્રિય હોય છે.'' તેથી જ કદાચ આશાપૂર્ણાની નારીઓ ઘણી સંપૂર્ણ હોય છે. નીચતા તથા હીનતામાં જેમ તેઓ પુરુષને હરાવે છે તો ત્યાગની વ્યાપ્તિમાં, બુદ્ધિની તેજસ્વિતામાં, બોધની ગંભીરતામાં, તેમ જ સંયમની તીવ્રતામાં પણ તેઓ જ જીતી જાય છે. દુ:ખમાં, સુખમાં આશાપૂર્ણાના પુરુષો ઓછા વર્ણનક્ષમ છે. તેઓ પાછળના આસન પર છે. થોડા સ્થૂલ, થોડા અનાક્રમક, થોડા ભીરુ અને થોડા શીઘ્રકોપી. સૂક્ષ્મ જટિલ, દ્વંદ્વજર્જર, માનસિકતાની અધિકારી નારીઓ જ છે. શોષિતની ભૂમિકામાં પણ તેઓ છે અને શોષકની ભૂમિકામાં પણ સ્ત્રીઓ જ છે.

ચાર દીવાલના કુંડાળામાં રહીને શું થાય. જીવનના જટિલ, રંગીન, લોહિયાળ સંગ્રામમાં આશાપૂર્ણાદેવીની નારીઓ પુરુષો કરતાં ઘણી આગળ છે. પિતૃતાંત્રિક સમાજમાં સામાજિક પ્રતિષ્ઠા, અર્થબલ, લોકબલને કારણે બહિરંગે ક્ષમતાશીલ પુરુષનું અંતરંગ બલિષ્ઠ ન હોય તો ચાલી જાય, પણ સ્ત્રીઓની મૂળશક્તિ તો અન્તર્નિહિત છે. આશાપૂર્ણાની નારીઓની બોધબુદ્ધિ જ એમનું સાચું જીવન છે. એમની વાર્તાઓમાં પ્રાય: સાધારણ સ્ત્રીઓમાં અનન્ય સાધારણ મનુષ્યત્વ ઝળકે છે. વાર્તામાં જે નારીચરિત્રો છે, તે ચમકપ્રદ છે. એમણે સર્જ્યાં છે તેવાં અવિશ્વસનીય પુરુષચરિત્રો મેં જોયાં નથી.

આશાપૂર્ણાનું લખાણ મનનમાંથી પ્રગટ થયેલું બુદ્ધિનિર્ભર તથા ભાવાવેગવર્જિત

છે. વળી એમાં છે મૃદુ કૌતુક, જે ક્યારેક વિશુદ્ધ મધુર, ક્યારેક કટુ રક્તરંગી અને વિદ્રૂપ હોય છે. વિશેષતઃ નગરની પટભૂમિમાં એમની વાર્તાઓની ઘટનાઓ ઘટતી હોય છે બેએક તાલુકાનાં ગામનાં કે નાનાં ગામડાંનાં દૃશ્યો નથી એવું નથી. પણ તેની સંખ્યા બહુ નજીવી છે. આશાપૂર્ણા મન અને પ્રાણથી નાગરિક ચેતના સંપન્ન શિલ્પી છે. - ''શહેરમાં મધ્યવર્ગીય માનસ'' કહેતાં તો આપણે પાશ્ચાત્ય શિક્ષિત, પાશ્ચાત્ય ભાવધારાથી પૂરા રંગાયેલા મનની વાત સમજીએ છીએ. તેનો આશાપૂર્ણા મૂર્ત પ્રતિવાદ છે. એમનામાં આપણે પાશ્ચાત્ય શિક્ષણથી નિરપેક્ષ હોવા છતાં એક મુક્ત, સ્વચ્છ, માર્જિત, પૂર્ણરૂપે બંગાળી, નાગરિક વિચારધારાનાં દર્શન કરીએ છીએ. આધુનિક પશ્ચિમી ભાવના સાથે, સ્વદેશી સંસ્કૃતિનો સતત સંઘર્ષ આપણા સમાજને માંગે છે અને નવનિર્માણ કરે છે, તથા નિત્ય નૂતન રૂપ અર્પે છે. આશાપૂર્ણાના શબ્દોમાં ''સમાજ કંઈ એક મૃત વસ્તુ નથી. જે જીવંત હોય તેમાં પરિવર્તન તો થવાનું જ. તોડવા ઘડવાનું કાર્ય નિરંતર થયાં જ કરતું હોય છે. કદાચ કંઈક નવું જોવામાં આવતાં સમાજના માનસમાં ''ગયું ગયું''નો ધ્વનિ ઊઠે છે ને પાછું ધીરે ધીરે એ સહ્ય બની જાય છે. તોપણ થોડોથોડો મૂલ્યબોધ રહેતો હોય છે જેની પછડાટ ચલાવી લેવાતી નથી. કોઈ પણ પરિસ્થિતિમાં નહિ. આશાપૂર્ણાની ટૂંકીવાર્તાઓ એમની આ ઉક્તિનું સદાજાગ્રત ઉદાહરણ છે. તેમને પાશ્ચાત્ય શિક્ષણસંસ્કૃતિનો અવસર મળ્યો નથી તેથી, બંગાળી સાહિત્યને કશું નુકસાન થયું છે, એમ લાગતું નથી. એમને પોતાને પણ એનો વસવસો નથી. 'હું જાણું છું કે મને જે મળ્યું છે તે જ મારી ક્ષમતાની મર્યાદા છે બહિરંગની કોઈ પણ સુવિધા એથી વધારે કશું કરી શકત નહિ.''

આશાપૂર્ણાદેવી જેવાં તીક્ષ્ણ બુદ્ધિવાળાં કલાકાર જ્યારે વીસમી સદીના યંત્રયુગના મધ્યમાં કલકત્તા શહેર જેવા એક ફળદ્રુપ સાંસ્કૃતિક ભૂમિમાં જીવન વ્યતીત કરે. તોપણ એમનું શરીર ઘરની ચાર દીવાલોમાં આબદ્ધ હોવા છતાં તેમનું મનન અને ઉપલબ્ધિ તેની લક્ષ્મણરેખામાં પૂરાયેલાં રહી શકે નહિ. એમની વાસ્તવબુદ્ધિ, કલ્પનાશક્તિ, જગત સંસાર વિષયક જ્ઞાન. કશું પણ ખંડિત થઈ જતું નથી. પ્રખર અંતર્દૃષ્ટિ ધૂંધળી બની જાય નહિ. ઈશ્વરદત્ત શિલ્પ નૈપુણ્ય સીમિત થઈ જાય નહિ. ઘરમાં બેઠાં બેઠાં જ એ એમની કલમને તથા તેમની દૃષ્ટિને ધારદાર બનાવતાં રહે છે. વિસ્તીર્ણ વિશ્વભુવનમાં અભિજ્ઞતાના વિચિત્ર સામ્રાજ્યમાં એમની સત્યદૃષ્ટિ છુટ્ટી મૂકી દે છે, અને માનવહૃદયના ઊંડાણમાં ડૂબકી મારે છે. એ માટે એમને જરૂર પડે છે, સૂક્ષ્મ અનુભૂતિના તારની જે અદૃશ્ય ઍન્ટેના વાતાવરણમાં પથરાયેલી છે. તે શબ્દ, દૃશ્ય, સમાચાર ઉઠાવી લે છે. આધુનિક બંગાળી જીવનની સમસ્યાને વિષે લખવા માટે તેમને ફક્ત સમયસચેતના જ પર્યાપ્ત લાગે છે એમની ચારે બાજુ તો જીવન પથરાયેલું છે, અને તેના તરંગો ઘૂઘવે છે, એને ભાષામાં ઝડપી લેવા માટે તેમને પાશ્ચાત્ય શિક્ષણની જરૂર નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિના જે તરંગો આપણા ઘરસંસારનાં ચોકઠાંની પેલી તરફ આવી આવીને અથડાતા રહે છે. એ જ એમને માટે પૂરતાં છે. વિષયવસ્તુના અભિનવત્વને લઈને તેમણે કદાચ

ઉદ્વિગ્ન થવું પડતું નથી. મનુષ્ય નામનો જીવ એમ જ અખૂટ વિચિત્રતાસભર છે, કે અશેષ અભિનવતાનો ફુવારો તેમની ટૂંકીવાર્તાને માટે વિષયવસ્તુનો પુરવઠો પૂરો પાડ્યાં જ કરે છે. ફક્ત આંખ, મન અને કાન ખુલ્લાં હોય તે પૂરતું છે "મારું એ જગત ફક્ત ચાર દીવાલો વચ્ચે સીમાબદ્ધ છે. તોપણ તેમાં જ હું જોતી આવી છું અણખૂટ જીવન વૈચિત્ર્ય. કેવાં વિચિત્ર છે બધાં પાત્રો!

શિલ્પી આશાપૂર્ણા સત્ય પરથી આવરણ ખસેડી લેવામાં જરાય દયા દર્શાવતાં નથી. સમાજની કોઈ પણ બહુ પ્રશંસિત આદર્શ માનવીય સંપર્કને જ તેઓ ભાવુકતાની આડશમાં મહાન થઈને જીવિત રહેવા દેવા ઇચ્છતાં નથી. માતૃત્વ કે પિતામહત્ત્વનો જે આદર્શ ચહેરો આપણા સમાજ અને સાહિત્યમાં સ્વીકારાયલો છે ત્યાં આશાપૂર્ણાની નિર્મમ સત્ય દૃષ્ટિ તેને તોડીફોડી નાંખે છે. આશાપૂર્ણાની ટૂંકી વાર્તાઓમાં વારેવારે તથા કથિત માતૃહૃદયને માનવી સ્વાર્થપરાયણના આગળ હારી જવું પડે છે. અહં પ્રેમના હાડપિંજર આગળ એને નમતું જોખવું પડે છે. આવી નિષ્ઠુરતાનું ચિત્ર વારંવાર એક જણ. "ઘરરખુ ગૃહિણી - જનનીની સંસારી કલમથી આલેખાયું છે એક પછી એક એમ કેટલીય નવલિકાઓમાં વિચિત્ર વિચિત્ર 'ઘરેલું' પરિસ્થિતિમાં. ક્યાંક પ્રેમીના હાથમાં છૂપી રીતે ઘરેણાં આપીને મા પતિ-કન્યાને છેતરવા જતાં પોતે જ ઠગાઈ જાય છે. અને બધું બરાબર જાણવા છતાં છોકરી આગળ ન જાણ્યાનું બહાનું બતાવવું પડે છે, ક્યાંક મા પોતાની ખોવાઈ ગયેલી દીકરીનું સરનામું, સમાજમાં માથું ઊંચું રાખવા માટે ચૂલામાં સળગાવી દે છે, તો ક્યાંક તાજેતરમાં જેનો પુત્ર અકસ્માતમાં મરી ગયો છે એવી મા માટે ફક્ત સમયસચેતનતા જ પર્યાપ્ત છે. વિષયવસ્તુની અભિનવતા માટે એમને કદાચ ઉદ્વિગ્ન થવું પડતું નથી.

પુત્રવધૂના વૈધવ્યથી રાજી થાય છે. જીવનની જે બધી બાજુએ આપણે જોઈ શકતા નથી, તે તરફની બારીઓ આશાપૂર્ણાદેવી કલાકારની નિર્મમતાથી ખોલી નાંખે છે. 'ભય' વાર્તામાં સાત સંતાનો મરી ગયાં પછી પણ નિઃસંતાન વૃદ્ધા જનની, સાહેબ ડૉક્ટરને બતાવવા ઇચ્છે છે – મૃત્યુના ભયના પ્રાકૃતિક દબાણને કારણે એ નિર્લજ્જ અને નગ્ન બની જાય છે – "જીવવાની ઇચ્છા નથી, પણ મરવાનો બહુ ભય લાગે છે" એ દ્વદ્વ મનુષ્ય અને પ્રકૃતિની વચ્ચે પ્રબળતાથી ચાલ્યા જ કરતું હોય છે. જ્યારે અહંકારી પતિ – સોહાગી પુત્રવધૂ વિધવા થઈને એના શાકાહારી રસોડામાં જોડાય છે, ત્યારે જયાવતીના હૃદયમાં પુત્રશોકના કરતાં બદલાનો ઉલ્લાસ પ્રબળ બની જાય છે. કેટલી સાહજિકતાથી પ્રકૃતિ આગળ મનુષ્યના આ પરાજયની કથા પ્રગટ થાય છે! છિન્નભિન્ન ત્રીસ-પાંત્રીસ વર્ષો પહેલાં કે તેની પણ પહેલાં લખાયેલી વાર્તા છે. પણ 'આયોજન' તો સાંપ્રત સમયમાં લખાયેલી છે. 'છિન્નભિન્ન'માં એક પુરુષને લઈને બે નારીઓની અસમાન સ્પર્ધા પુત્રના મૃત્યુથી પૂરી થાય છે. પણ પુત્રશોકને કારણે નહિ પણ નિષ્ઠુર એક જયોલ્લાસની ભયાવહતાને કારણે.

'આયોજન'માં માતૃસ્નેહ નહિ પણ પૌત્ર માટેનો પિતામહનો પ્રેમ આક્રમકરૂપ

ધારણ કરે છે. એને લઈને બંગાળી સમાજમાં આવેગ–પ્રવણતાની હદ નથી. એ વાર્તામાં દ્વંદ્વ સસરા અને પુત્રવધૂનું છે. દ્વંદ્વના કેન્દ્રમાં છે બાળક પૌત્ર. સસરાના નિષેધ તથા શુભ વૃદ્ધિની અવગણના કરીને અતિ આધુનિક મા છોકરાને તરતાં શીખવવા લઈ જાય છે. અને દાદાના ભયને સાચો ઠેરવતાં પૌત્ર જ્વરગ્રસ્ત થાય છે. એ તાવમાં છોકરાના મૃત્યુની ગુપ્ત કામના દાદાના અવચેતન મનમાં ઘર કરે છે. કેવી તીવ્ર અહંતૃપ્તિની જટિલ ઉત્તેજના ! બાળકના જ્વરમુક્તિના સમાચારથી દાદાના મનમાં આનંદને સ્થાને ઉત્પન્ન થાય છે, એક પરાજય બોધને અવસન્નતા, લોકનાથ દાનવ નથી, અતિ સામાન્ય એક નિવૃત્ત વૃદ્ધ પુરુષ. જેની આ સંસારમાં કોઈ ગણના નથી કે સત્તા નથી. અહમ્‌ના આ ભયંકર ચહેરાને દર્શાવતાં આશાપૂર્ણાને રેખાંકિત કરતાં આશાપૂર્ણાને લવલેશ ક્ષોભ થતો નથી. વાસ્તવમાં માણસ કેટલો દુર્બલ, કેટલો ક્ષુદ્ર, કેટલો નીચ છે! આ પુસ્તકમાં નથી છતાં પ્રસંગવશાત્ સ્મરણ થાય છે. 'સ્થિરચિત્ર' વાર્તાનું મૃત પુત્રના નુકસાનીના રૂપિયાથી 'સ્મૃતિમંદિર' ઊભું કરવાની સ્વપ્નકલ્પના વાસ્તવમાં રૂપાંતરિત થવાને ચરમ આનંદને સમયે જ માના હાથમાં આકસ્મિક રીતે એક કાગળ આવે છે. 'સ્મૃતિમંદિર'ની મૂર્તિ મરી નથી. પણ અપંગ થઈને જીવે છે, અને એનું સરનામું જણાવાયું છે. વાચકને સમજવાનું બાકી રહેતું નથી કે પુત્રના જીવતા હોવાની ખબર એ મુહૂર્તે માને માટે સારા સમાચાર નથી. 'માતૃત્વનો મહિમા' ધ્વંસ કરવામાં આશાપૂર્ણાની જેમ બહુ થોડી લેખિકાએ દક્ષતા દર્શાવી છે. અર્થાત્ એમણે સર્જેલી પાત્રસૃષ્ટિ જોઉં છું તો એ પ્રાયઃ વિવેકનિર્દિષ્ટ નૈતિકતાની બહાર સમાજનિર્દિષ્ટ સુનીતિબોધને જ માન્ય કરતી હોય છે. આશાપૂર્ણામાં આ એક આશ્ચર્યજનક ગૂઢ દ્વંદ્વ દૃષ્ટિએ પડે છે.

સમાજ અને સંસ્કાર આગળ વ્યક્તિ પોતાના હૃદયનો, ઇચ્છાનો, વિવેકનો બલિ ચઢાવે છે. બહારના સમાજને રાજી રાખવા માટે પાપ–પુણ્યના ગહન આંતરસત્યને અનેક સમયે છોડવું પડે છે. ભમી–ભટકીને આશાપૂર્ણાની વાર્તાઓમાં જ્યારે આપણે સમાજની સામે વ્યક્તિનો પરાજય જોઈએ છીએ. તે પ્રમાણે ત્યાં સામાજિક મનુષ્યના અન્તર્નિહિત વ્યક્તિગત તર્કહીન અહમ્‌બોધ આગળ હૃદયનિષ્ઠ નીતિબોધનો પણ પરાજય નિઃશબ્દતાથી છાનોમાનો ભયાવહ નિષ્ઠુરતામાં પરિણમે છે. આયોજન, છિન્નભિન્ન, કસાઈ, સ્થિર ચિત્ર ભિન્નભિન્ન પરિસ્થિતિના દબાણથી માનસિક સંપર્કો પણ તૂટી પડે છે, એ હું જોઉં છું.

આશાપૂર્ણાદેવીનાં નારીપાત્રો અનેક દૃષ્ટિએ સ્મરણીય છે. પણ અનેક સમયે તેઓ પોતાનું મહત્ત્વ અર્જન કરે છે. આત્મવિલોપનના માધ્યમથી સમાજની આગળ પોતાની સત્તાનું તેઓ વિસર્જન કરે છે. સમાજમાં પોતાની પ્રતિષ્ઠા સ્થપાય એવી ઇચ્છાવાળી નાયિકાઓ પોતાને અનેક રીતે દુઃખી કરીને પણ, સમાજનું હલેસું પકડી રાખે છે. અને હોડીને ડૂબવા નહિ દે. અહીં 'કસાઈ' વાર્તાનું સ્મરણ થાય છે. પ્રસંગવશાત્ એ વાર્તામાં પણ ગાંડો પતિ લગ્નના ઘરમાં આત્મહત્યા કરે છે તે પછી, આશ્રિતા બહેન માળિયામાં ઘૂસી શબ જ્યાં છે, ત્યાંના બારણાને આગળો મારે છે, કે જેથી

ભત્રીજીનો લગ્નસમારંભ ફનાફાતિયા ન થઈ જાય. અથવા જેલ ભોગવીને આવેલો પતિ છૂટીને ગામમાં પાછો આવ્યો છે, તેને ન ઓળખવાનો ઢોંગ કરીને પુત્રની સામાજિક પ્રતિષ્ઠાની જે સ્ત્રી રક્ષા કરે, તે પછી કૂવાના પાણીમાં આપઘાત કરી એ જ પાપમોચનનો રસ્તો ખોલી કાઢે- ના, ટૂંકીવાર્તા 'દુર્વા' ની જોડ નહિ મળે. 'દુર્વા' સત્યવાદી આશાપૂર્ણાની નિર્ભીક લેખિની છે. (આ બંને વાર્તા આ પુસ્તકમાં નથી.) જીવનમાં જે બને છે અથવા જે બનતું એમણે જોયું છે. તેની જ છબી એમની વાર્તાઓમાં છે. જે બને તો સારું થાય, જે બનવું જોઈએ, તેનું ચિત્ર એ રજૂ કરતાં નથી. આશાપૂર્ણાએ પોતે જ કહ્યું છે. પૂર્વે જેઓ લખતા હતા. તેઓ બધા મોટે ભાગે આદર્શપ્રધાન વાર્તા લખતા. અર્થાત્ ત્યાં કહેવાતું, ''આમ થવું જોઈતું હતું. હું સતત લખું છું કે આમ થાય છે. આમ થવું જોઈતું હતું એ વાત કહેતી નથી.'' જોકે આશાપૂર્ણા શું થાય છે તે કહીને જ અટકી જતાં નથી. નવલકથામાં થોડું આગળ વધે છે ને શા માટે થાય છે. ત્યાં સુધી પહોંચે છે. જે બને છે તે હું લખું છું અને પછી વિચારવાનો પ્રયત્ન કરું છું કે શા માટે આવું બને છે? શું બને છે. એ જ કહેવા જેવું છે 'ઉચિત' કહેનાર હું કોણ? આટલી સહેલાઈથી શિલ્પીની સતતા વિષયે સ્પષ્ટ મંતવ્ય વ્યક્ત કરવાની હિંમત ફક્ત આશાપૂર્ણા જ કરી શકે. એમણે સમાજસુધારકની ભૂમિકા લીધી નથી કે એ નીતિકથા લખવા બેઠાં નથી. એ તો આલેખે છે જીવનનાં સ્થિર ચિત્રો. ''ક્યારેય મારા આદર્શોને મેં સેરવ્યા નથી. જે લખ્યું છે, તે બધું જ મધ્યવર્ગના વર્તુળમાંથી જ લખ્યું છે. બહારનું રૂપ અને અંદરનું રૂપ બન્ને વચ્ચે આકાશપાતાળનો તફાવત છે. તે જ મારા લખાણનો પ્રતિપાદ્ય વિષય છે. મેં રાજકારણ વિષયને સ્પર્શ્યો નથી. સમાજસેવિકા રૂપે પણ નહિ. પણ લખ્યું છે ઘરરખ્ખુ સ્ત્રીઓ વિષે. આશાપૂર્ણાના મતાનુસાર સાહિત્યનું કામ જે પોતાને પ્રગટ કરવાનું, પ્રતિકારનો વિચાર કરવાનું સાહિત્યકારનું કામ નથી.'' સત્યને પ્રગટ કરવા જતાં એની સમાલોચના થઈ જ જવાની. પ્રતિકારની ચિન્તા તો વાચકે કરવાની છે. આશાપૂર્ણાનું વિષયવસ્તુ મિલન, વિરહ, પ્રેમ કે પ્રેમભંગ નથી, તુચ્છ રોજબરોજના પટ પર બંધનજર્જરિત મુક્તિકામી આત્માની વ્યાકુળ વેદનાને પકડી રાખનારું છે. એ વેદના વિવિધ રૂપો લઈને આશાપૂર્ણાની ઉત્કૃષ્ટ કથાશિલ્પ દ્વારા આપણી સમક્ષ રજૂ થાય છે. અત્યંત હળવાશથી, બિલકુલ ઘરગથ્થુ દશ્યાવલિમાં, એઓ જીવનની અત્યંત નિષ્ઠુરતાઓ કઠિન શીતલ સ્પર્શ, વાચકોની અંગાંગમાં પહોંચાડી દે છે, અને થોડીવાર સુધી ચેતના થંભી જાય છે. આશાપૂર્ણા અત્યંત સચેતન વાક્શિલ્પી છે, પ્રત્યેક અર્ધવિરામ, પૂર્ણવિરામ, આશ્ચર્યચિહ્ન, એ ગણતરી કરીને ગોઠવે છે. શબ્દસંયમમાં પણ એઓ અજોડ છે. એવાં જ એ વિષયવસ્તુની પસંદગી કરવામાં પણ સંયમી છે. ''કાલ ઊછળતો હોય છે એ ક્યારેય ભૂલ કરતો નથી. અને વારેવારે એમાં પરિવર્તન થયાં કરતું હોય છે. વળી એ તર્કની પકડમાં આવતો નથી, અને અગ્નિગર્ભ હોય છે...તો પણ નાનાં નાનાં સ્ફુલિંગોમાં આગનો કિંચિત પ્રકાશ તો છે....વધારે નહિ ...હું ક્યારેય પણ મારા જાણીતા જગતની બહાર પગ મૂકવાનો પ્રયત્ન કરતી નથી.

સ્ફુલિંગોને પકડવા માટે ઉપર્યુક્ત શબ્દભંડાર આશાપૂર્ણાદેવીમાં અણખૂટ છે. અતિસરળ, રોજબરોજના વ્યવહારમાં ચલણી, પરિચિત, ઘરગથ્થુ શબ્દો જ તેના પ્રયોગ ગુણોથી શણિત, તીક્ષ્ણ તીરની જેમ લક્ષ્યવેધ કરે છે. વાચકની જાણકારી તથા એના મનને એક સાથે વીંધવામાં એ અજોડ છે. આશાપૂર્ણાનું સાંપ્રતકાલીન વિષયવસ્તુ તેમના સાંપ્રતસમયે પ્રચલિત સરળ ભાષાની જેમ એક ઠગારું આવરણ માત્ર છે જે એમની નિર્દય સત્યદર્શનની શક્તિ, નગ્ન વાસ્તવબોધ તથા તીક્ષ્ણમેધાને અર્ધા ઘૂંઘટની આડશમા રહસ્ય કરી મૂકે છે. મયાવહ અહંબોધ શી રીતે માણસાઈને, માનવીય સંબંધોને મચકોડીને છીનવી લે છે માનો પુત્રસ્નેહ, અથવા પિતામહની શુભાકાંક્ષા કરતાં પણ હૃતપ્રાય સામાજિક કતૃત્વબોધનો મોહ, પ્રબળ બને છે, એ નિર્મમ સત્ય આ સંસારમાં આપણે જોવા છતાં અણદેખ્યું કરીએ છીએ, પણ આશાપૂર્ણા તો આપણી આંખમાં ઘોંચીને દર્શાવે છે. સ્વર્ગની ટિકિટ વાર્તામાં ચમેલીને એની કાકી મીઠું–મરચું ભભરાવીને એને માઠા સમાચાર આપે છે, તે કારણે આપઘાત કરે છે. જો બીજી રીતે એને સમાચાર મળ્યા હતો તો એણે શું કર્યું હોત તે કહી શકાય નહિ. આશાપૂર્ણાના લખાણમાં સ્ત્રીઓમાં જેમ ચરમ પીડા સહન કરવાની ક્ષમતા છે. તેવી જ ચરમ સૂક્ષ્મ અત્યાચાર કરવાની પણ ક્ષમતા છે. કારમો છુટકારો એક અત્યંત આશ્ચર્યજનક વાર્તા છે. જ્યાં સાસરાના અત્યાચારથી શેઠની છોકરીને બચાવવા જતા હૉસ્પિટલમાંથી છોકરો ચોરતાં પકડાવાથી ઘરની કામવાળીને જેલમાં જવું પડે છે. જેલમાંથી છૂટીને એ જુએ છે કે ગામને સાસરે, જેલમાંથી પાછી આવેલી સ્ત્રીને સ્થાન નથી. જોકે એ જે કારણે જેલમાં ગઈ અને એને જે અર્થલાભ થયો તેનાં ફળ એનાં સાસરિયાંએ જ ભોગવ્યાં હતાં. છુટકારો થતાં, પુનર્મિલનનો જે આનંદ, તથા પતિ પુત્રની જે મમતાની જે આશા રાખેલી તેને બદલે સામાજિક કલંકનું આંતક એની રાહ જોતું હતું એને મળ્યાં ઘૃણા અને અસ્વીકૃતિ. પણ વાર્તા ત્યાં પૂરી થતી નથી. પૂરી થાય છે એક અત્યંત ઘેરા માનવતાના આધાસતથી જ્યાં વિધિબન્ધ સામાજિક આશ્રય ગુમાવવા છતાં આ વિપુલ જગત સંસારમાં એ સ્ત્રી મિત્ર વિનાની રહેતી નથી. એનું જીવન ખૂટી જતું નથી. એક નવી મિત્રતાના સંકેત કરીને નવે માર્ગે, જીવનના એક નવા અધ્યાયની એ શરૂઆત કરે છે.

આશાપૂર્ણાની ટૂંકી વાર્તાઓમાં નાયિકાઓ મોટે ભાગે કપટાચાર દ્વારા સંસારમાં શાન્તિ જાળવી રાખતી દૃષ્ટિએ પડે છે. નીલકંઠની જેમ સંસારના અપ્રિય સત્યના વિષને ચૂપચાપ એ ગટગટાવી જતી હોય છે. કામિની રાયની એ વેદના જાણે આશાપૂર્ણાનાં નારીપાત્રોના જીવનમાં સ્ફુટ થતી હોય છે. લાગે છે કે "જીવનમાં અને કપટાચારમાં ભેદ નહિ રહે." પણ ફક્ત એટલો છે કે અહીં સ્ત્રીઓ જાણી સમજીને સચેતન સિદ્ધાંત રૂપે ગ્રહણ કરીને કપટાચાર કહે છે. સ્વાર્થ સાધવા નહિ, પણ પારકાને માટે, સમાજ સંસ્કારને અતૂટ રાખવાના હેતુથી, આશાપૂર્ણાની લેખિનીમાં સ્ત્રીઓનો પ્યાલો ક્યારેક મધુર, ક્યારેક વિષાદમય, ક્યારેક ભયાવહ, ક્યારેક દુ:સાહસિક, લાગે પણ જગત સંસારને માટે એ હંમેશાં ઉપકારક હોય છે. જોકે, આવા જ એક નાના ઉપકારક પ્યાલાના

કારણે નોરાને એનું ઢીંગલીઘર ભાંગી નાંખવું પડેલું. આશાપૂર્ણાનાં નારીચરિત્રો બે પ્રકારનો કપટાચાર કરે છે. એક જ્યારે બીજા કોઈના મંગળને માટે એક જણની જોડે છેતરપિંડી કરવી પડે છે, અને જ્યાં સમાજને નજરાણું આપવાની જોગવાઈ કરવા છેતરપિંડી કરવી પડે છે તે બીજો પ્રકાર. આશાપૂર્ણાની બાલિકાથી વૃદ્ધા સુધી બધાં નારીપાત્રો કપટાચારમાં સિદ્ધહસ્ત છે.

જોકે આશાપૂર્ણા કહે છે કે એ પાત્રકેન્દ્રી છે, અને પાત્રનિર્ભર વાર્તાઓ લખે છે, પણ એમની વાર્તાઓ જોતાં લાગે છે કે એમાં મુખ્ય ભૂમિકા સમાજની જ હોય છે. સમાજ જ નાયક હોય છે. જોકે મનુષ્યને પ્રાધાન્ય અપાયું હોય એમ પ્રથમ દૃષ્ટિએ લાગે છે. એ એવા મનુષ્યો છે કે જેઓ વિચિત્ર મનસ્તાત્ત્વિક ગૂંચમાં પડી સમાજનાં ફંદામાં ફસાયેલો માનવી, પણ અંદરની દોરી ખેંચતો હોય છે સમાજ. આશાપૂર્ણાની ટૂંકી વાર્તાઓમાં સ્ત્રીઓ સંસ્કારમુક્ત નથી હોતી, તેઓ સંસ્કાર આગળ હારી જતી હોય છે. પણ અધિકાંશ ક્ષેત્રોમાં સંસ્કારને અંદરથી માન્ય કરતી નથી હોતી. સંસ્કારના અનર્થક અત્યાચારની બાજુ આશાપૂર્ણા, વિદ્રોહનું દૃષ્ટાન્ત આપીને રજૂ કરતાં નથી. પણ વિનાશનું ઉદાહરણ આપીને કહે છે. (એક મૃત્યુ અને બીજું એક 'પરાજિત હૃદય', કાર્બન કોપી. એમનાં પાત્રો સ્વાધીન નથી, દ્વિધાહીન પણ નથી, એ જીવનસિંધુ તીરે સ્વેચ્છાચાર કરતી નથી હોતી, પણ સમાજની શૃંખલાથી જકડાયેલી બંદિનીનું જીવન વ્યતીત કરતી હોય છે. પોતાનો અને પોતાના પ્રિયજનનો ધ્વંસ કરીને તેઓ સંસારમાં સમાજની તથા સંસ્કારની વિજયપતાકા ફરકાવે છે. એ પોતે અંતરથી કરવા ઇચ્છે છે તે કરતી નથી. પણ વિપરીત જ કરે છે, કારણ કે સમાજ એવું ઇચ્છે છે. અચલ સંસ્કાર અને અહમ્‌બોધ એ બે પ્રકારનું ઝેર પાત્રોના લોહીમાં વહેતું હોય છે, તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન એ કરતાં નથી.

ત્યાં જ એમની નબળાઈ – પોતાની જ નબળાઈના તેઓ શિકાર છે. તેમનો વિદ્રોહ સમાજની સામે નથી, પણ પોતાની જ કામના, વાસના, સ્વપ્ન તથા આકાંક્ષાની સામે હોય છે. જીવનની સામે હોય છે. ઘટનાના માધ્યમ દ્વારા મનુષ્યના ચરિત્રની જટિલતા સ્ફુટ થતી હોય છે, તથા પાત્રોમાં સમાજના અનુશાસનની ચાબુકના ફટકારના નેપથ્યમાં એમની ચીસ સંભળાય છે. નિર્જન પ્રવાસગૃહમાં જૂના પ્રણયીની ઉપસ્થિતિમાં રાત્રિવાસ દુઃસાધ્ય બને છે. ત્રીશી વટાવી ગયેલી એક છૂટાછેડા લીધેલી આધુનિક સ્ત્રીને માટે (કાર્બન કોપી) અપહૃત સંતાનને આધુનિક મા-બાપ ખોળામાં લેવાનું સાહસ કરી શકતાં નથી. (પરાજિત હૃદય). પોતાની પત્ની નિર્દોષ છે એમ જાણ્યા છતાં, જેલ ભોગવીને આવેલી પત્નીનો ત્યાગ કરતો ગામડાંનો પતિ (કારમો છુટકારો), વૃથા લોકલજ્જાનો ભય રાખવા સ્વેચ્છાથી, બાળપણના મિત્ર, ભલાભોળા દિયરને ઘરબહાર કાઢીને પોતે પણ નિઃસંગ જીવતી મરેલી થઈ ભાનું નક્કી કરતી એક પ્રૌઢા ભાભી (એક મૃત્યુ અને બીજું એક) દિયર ઉપર દાવો માંડીને સમાજની આગળ. પોતાની આબરૂનું રક્ષણ કરતી બીજી એક વિધવા, (હથિયાર), જમાઈના મૃત્યુના સમાચાર જાણ્યા છતાં, ન જાણ્યાનો ડોળ કરીને,

યુવાન છોકરીને એક લગ્નસ્થળની ઉત્સવસંધ્યામાં ઉપહાર તરીકે મા આપે છે. પણ સમાજશાસિત પિતા માની આ છલના બરદાસ્ત કરી શકતો નથી. (ઠગારી) પૌત્રના સ્વાસ્થ્ય વિષે જેને બહુ જ ચિંતા રહે છે એવા પિતામહના જીવનમાં એવી ક્ષણ આવે છે, જ્યારે પૌત્રના જીવન કરતાં પણ પોતાનું અહમ્ એની આગળ વધુ મહત્ત્વનું બની રહે છે (આયોજન). એકમાત્ર પુત્રના જીવન કરતાં પણ પુત્રવધૂને વૈધવ્યની સજા ક્ષુબ્ધ અપમાનિતા સાસુને વધારે પ્રસન્ન કરે છે. (છિન્નભિન્ન) આ બધી કઠોર વાર્તાઓ જોડે તુલના કરી શકાય એવી બહુ થોડી વાર્તાઓ બંગાળી સાહિત્યમાં હશે.

અહીં નવી પેઢીની નાગરિક જીવનયાત્રા વિષયક પણ કેટલીક વાર્તાઓ છે. (બધી બાજુથી જેમનું તેમ રહેલા દેવું, 'બેઆબરૂ', 'સ્વર્ગની ટિકિટ', સરિયામ રસ્તો ભૂલતાં, 'ઘરનું નામ શુભદૃષ્ટિ', 'ઘૂમતી પૃથ્વી' 'આયોજન', 'કાર્બન કોપી' ઇત્યાદિ) આશાપૂર્ણાના લખાણમાં ઝૂંપડાંઓમાં વસતા અસામાજિક તત્ત્વોની બોલી અને અપભાષાનો પણ છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો છે, ક્યાંક થરકાટ નથી, તેમ જ પાશ્ચાત્ય પ્રભાવિત નવતર બંગાળીના સાહેબીપણાનું નિરૂપણ સાહજિક રીતે થયું છે. એ લોકો દ્રવમયી (ભય) જયાવતી (છિન્નભિન્ન) કરતાં ઓછાં જીવન્ત નથી. ''જગન્નાથની જમીન' વાર્તા અલગ તારથી બાંધેલી પ્રતીક કથામાં એમના આશ્ચર્યમુગ્ધ કરે એવા કલાશિલ્પનો પરિચય કરાવે છે.

આ પુસ્તકનો મુખ્ય ગુણ એનું વૈચિત્ર્ય છે વાર્તાઓ વચ્ચે મેળને અભાવ આ સંકલનના મૂલ્યની વૃદ્ધિ કરે છે. એમણે પોતે પસંદ કરેલી આ વીસ વાર્તાઓમાં પાંત્રીસ વર્ષોના અંબરે પચાસથી પણ વધારે સમયગાળાને આવરી લે છે. 1991ના આરંભ સુધી આશાપૂર્ણાએ દોઢ હજારથી વધારે ટૂંકીવાર્તાઓ લખી છે. એમની વાર્તાઓમાં ફક્ત છવ્વીસ સંગ્રહો છે. બીજી બધી વાર્તાઓ અસંકલિત છે, અને આમતેમ વેરાયલી પડી છે. એમણે દોઢસોથી વધારે નવલકથાઓ લખી છે. રાજ્યના અને રાષ્ટ્રના શ્રેષ્ઠ સાહિત્ય પુરસ્કારો એમની નવલકથાઓ માટે મળ્યા છે, પણ એમનો પ્રથમ અને પ્રધાન પ્રેમ તો ટૂંકીવાર્તાઓ જ છે.

પરંપરાગત, ચીલાચાલુ, ઢાંચાઢાળ શબ્દો આશાપૂર્ણાના શબ્દકોષમાં નથી. એમનું કોઈ પણ પાત્ર ઢાંચાઢાળ નથી. કેટલાંક ઘડાયાં છે સમાજના શાસનથી, (જેમ કે 'પરાજિત હૃદય') તો કેટલાક પ્રકૃતિના શાસનથી (જેમ કે દ્રવમયીનો મૃત્યુતીય) આશાપૂર્ણા માને છે કે એ પાત્રકેન્દ્રી વાર્તાઓની રચના કરે છે. ઘટનાપ્રધાન, વાતાવરણપ્રધાન નહિ પાત્રપ્રધાન. એ પ્રમાણે જો વિભાજન કરીએ તો આ સંગ્રહની અધિકાંશ વાર્તાઓ પાત્રપ્રધાન હોય એમ લાગે છે. પણ કેટલીક વાર્તાઓ પાત્રપ્રધાન કરતાં વધારે ઘટનાપ્રધાન છે. સમાજનો નગ્ન ચહેરો ફક્ત પાત્રના માધ્યમથી નહિ. પણ પરિસ્થિતિના માધ્યમથી પણ (અમુક પરિસ્થિતિમાં એક પાત્ર શી રીતે ઘડાય છે) એઓ રજૂ કરે છે નવી પેઢી વિષયક જે વાર્તાઓ છે, તે બધી પરિસ્થિતિપ્રધાન છે. એ બધી વાર્તાઓમાં વ્યક્તિ ચરિત્ર નહિ, પણ યુગચરિત્રચિત્રણ જ એમનો ઉદ્દેશ છે. આશાપૂર્ણાની કલાપૂર્ણ

નિર્મેદ ટૂંકીવાર્તાઓ પૂર્ણાંશે નાગરિક છે, તથા અંદર અને બહારથી આધુનિક છે. એમાં જેમ નિસર્ગ નથી તેવી જ રીતે અતિપ્રાકૃતને સ્પર્શતો કે ધર્મવિશ્વાસથી છવાયલો માર્ગ જ્યાં ધર્મ જોડે સંકળાયલો પ્રસંગ આવે છે, ત્યાં વિદ્રપવક હાસ્ય હોય છે. હિન્દુઓના અપશાસનની હતશ્રીની બાજુનું એઓ ઉદ્‌ઘાટન કરે છે. સંસારમાં જ્યારે સંસ્કારની, આચારવિચારની કઠોરતા માણસાઈની હાનિ કહે છે. અથવા ધર્મ કપટનું બીજું નામ બની જાય છે. ત્યારે આશાપૂર્ણાની તીક્ષ્ણ લેખિની દ્વારા એવું સાચું રૂપ છતું થતું હોય છે. જોકે, વ્યક્તિગત જીવનમાં આશાપૂર્ણા નિષ્ઠાવતી હિન્દુ વિધવાના ધાર્મિક આચારનું કઠોરતાથી પાલન કરે છે – એમણે સર્જેલાં નારીપાત્રોની જેમ – સમાજ નિર્દિષ્ટ કાનૂન પ્રમાણે તર્ક, બુદ્ધિના, મનન ગમે તે કહે. સમાજની ચાર દીવાલના જે જગતને તેમણે સ્વીકારી લીધું છે તેના નિયમોમાંથી એ સરકી જતાં નથી. કલાની સાથે જીવનનો મેળ ખવડાવવા જતાં, આચારની જોડે મનનનું એ દ્વંદ્વ આશાપૂર્ણાની નારીના ચિરંતન યુદ્ધ કરાવતું રહે છે.

આશાપૂર્ણાનું જોર ચીત્કારભર્યા અતિકથનમાં નથી, પણ નીચા સાદના અલ્પ કથનમાં છે. એ કાર્યમાં ટૂંકીવાર્તાના જેવો શક્તિશાળી આધાર ગદ્યમાં બીજો કયો છે? લેખિકાએ અહીં 1954થી 1989 સુધીમાં પ્રગટ થયેલી વીસ વાર્તાઓ રજૂ કરી છે. પસંદગીનું ધોરણ એમને જે સારી લાગી તે છે. નેશનલ બુક ટ્રસ્ટની વિનંતીથી માત્ર એક મહિનામાં તેમણે વાર્તાઓની પસંદગી કરી છે એમ મેં સંભાળ્યું છે. અહીં પસંદ કરાયેલી વાર્તાઓ પાંત્રીસ વર્ષના લાંબા ગાળાની છે. લેખિકાના ભાષાના તેમ જ વિષયવસ્તુનો એમાં જેમ પરિચય મળે છે તેવી જ રીતે પાંત્રીસ વર્ષમાં બંગાળી મધ્યવર્ગનું ક્ષયપામતું ચોકઠું પણ શી રીતે બદલાતું ગયું છે, તેનું પણ એમણે દર્શન કરાવ્યું છે. અશિક્ષિત માથાભારી સાસુના સ્થૂલ અત્યાચારના યુગથી માંડીને (છિન્નભિન્ન) આપણે આવીએ છીએ સુશિક્ષિત માથાભારી પુત્રવધૂના સૂક્ષ્મ અત્યાચારના યુગમાં (ઘૂમતી પૃથ્વી) આશાપૂર્ણાની કલમમાં એમની સહાનુભૂતિ કોની તરફ છે. જ્યારે જે પીસાયલું હોય, જ્યારે જે અત્યાચારનો ભોગ બનેલું હોય, જે વ્યક્તિ ચક્રની નીચે છે તેની તરફ ક્યારે એ હોય છે યુવતી વહુની તરફ દ્વેષ તો ક્યારેક વિધવા સાસુ તરફ, તો ક્યારેક વૃદ્ધ એકલવાયા સસરા તરફ. પણ પ્રત્યક્ષ રૂપે એ કોઈનો પણ પક્ષ લેતાં નથી. એમનું કામ તો ફક્ત છબી પાડવાનું છે. પક્ષ લેવાનો ભાર એ વાચકની ઉપર નાંખી દે છે. આશાપૂર્ણાની ટૂંકી વાર્તાઓમાં મધ્યવર્ગના બંગાળીઓનું સ્વપ્ન અને ઇતિહાસ બન્ને છે. પણ સૂત્રો નથી કે ભીંતચિત્રો નથી. જીવનનાં નિષ્ઠુરતમ ચિત્રો, છેતરપિંડી, લાંછન, તથા વિડંબનાની વાર્તાઓ નાના નાના નખને અણિયાળા બનાવીને ખોદીને કાલસ્રોતમાં વહેતી મૂકે છે. મોટી વાતને નાની બનાવીને કહેવામાં એ ઉસ્તાદ છે. મનુષ્ય જીવનના મોટા મોટા ધક્કાને નાની વાર્તાના નાના પરિવેશમાં પકડવાનું અનાયાસ નૈપુણ્ય તેમનામાં છે.

– નવનીતા દેવસેન

# બધું જ વ્યવસ્થિત રાખવા

નમતા પહોરે આકાશમાં વાદળાં છવાયાં હતાં, તેથી ઘરમાં સાંજ પડી ગઈ હોય એમ લાગતું હતું. એથી બુતાન બારી આગળ બેસીને ચિત્ર દોરતી હતી. પલાંઠી વાળી ચિત્ર દોરવાનું, બુતાનને ઘણું ગમતું, જરા ન ગમતું તો ચિત્ર કચરાની ટોપલીમાં પધરાવી દેતી. પછી પાછું નવું ચિત્ર દોરે.

મા ઓરડામાં આવી તેવું જ બુતાને એની સામે ધારી ધારીને જોયું અને પછી ચોંકી હોય એમ એણે કહ્યું ''મા! તું હમણાં જ તો ઑફિસેથી આવી ને પાછી ક્યાં ચાલી?

તનિમાએ કહ્યું, ''જરા દાક્તરને ત્યાં જવું પડશે.''

''દાક્તરને ત્યાં? શા માટે? કોણ માંદું છે?''

''અરે! કોઈ માંદું નથી. કેટલાક દિવસથી સખત માથું દુઃખે છે. આંખ તપાસાવવી પડશે.''

''તારા ચશ્માં તો હમણાં જ લીધાં છે.''

''પણ એ બરાબર ફાવતાં નથી. એ કહેવા દાક્તર પાસે જાઉં છું.''

''મારે એકલા એકલા ઓરડામાં બેસી રહેવાનું?''

''એ વળી શું? માલતીમાસી ઘરમાં છે ને! ''

''એ તો કોહ્યલી ગંધાતી છે.''

''ચૂપ. ખબરદાર, આમ ઘાંટાઘાંટ કરી છે. તો તું માલતીમાસી પાસે દૂધ માંગીને પીજે. ડાહીડમરી થઈને એની પાસે રહેજે. માલતીમાસીની તારી સામે ફરિયાદ ન આવવી જોઈએ.''

માના અવાજમાં થોડી નરમાશ આવી. તું જુએ છે કે હું બહારથી આવું એટલે માલતીમાસીની તારી સામે કંઈને કંઈ ફરિયાદ હોય જ. ''બેબીએ દૂધ ઢોળી નાખ્યું, છોકરીએ ઈંડાં ખાધાં નહિ, ઇંડું તોડીને પાણીના પવાલામાં નાંખી દીધું. છોકરી મારી વાત તો સાંભળતી જ નથી...''

છોકરીએ મોટે અવાજે કહ્યું, ''એને કાઢી કેમ મૂક્તી નથી?''

"એઈ! પાછી એને કાઢી મૂકું તો પછી કામ કોણ કરશે? એમ કંઈ નોકરો સહેલાઈથી મળે? નહિ તો કાઢી જ ન મૂકીએ. જખ મારીને રાખવી પડે છે. સાડા ચાર વર્ષની દીકરીને, પરિસ્થિતિની સમજણ આપીને પછી મોટે અવાજે તનિમાએ કહ્યું, "ડાહીડમરી છોકરીની જેમ રહેજે. માલતીમાસીને જરાય પજવતી નહિ. દૂધ પી લેજે. બસ ત્યારે, આ...વ...જે."

બુતાને હાથ ઊંચા કરીને અનિચ્છા છતાં માને આવજે કર્યું. એ જોતાં એમ જ લાગે, કે એ જાણે ના ના કહે છે. બીજી પળે જે જોરથી બોલી, "ક્યારે પાછી આવશે?"

"એ તો શી રીતે કહેવાય? બસ સહેલાઈથી મળે નહિ, રસ્તામાં પાર વગરની ભીડ, ને દાક્તરને ત્યાં તો એટલી કતાર હોય છે, કે ત્રણ ત્રણ કલાક બેસી રહેવું પડે."

"હં સમજી. એટલે તું મોડી આવવાની. ઠીક છે, હું પણ દૂધ નહિ પીઉં. માલતીની વાત સાંભળવાની નથી."

"બુતેન, દહાડે દહાડે તું બગડતી જ જાય છે. તું કેમ સમજતી નથી? મારા હાથમાં થોડું છે? આપણી પાસે કંઈ ગાડી ઘોડી છે, કે ઝટપટ કામ પતાવી આવી જઈએ?"

"કેમ, બાપાજી તો ઢગલોઢોળ પૈસા લાવે છે, તે ગાડી ખરીદોને?"

તનિમા જતાં જતાં પણ પાછી ફરી અને ઉત્સાહમાં આવીને દીકરીને કહ્યું, "કહેને તારા બાપને, એમને પટાવીને કહેજે."

"હું કહીશ, એટલે એ ગાડી થોડા લેવાના છે? અજબ છે એ પણ. મારી નિશાળમાં બધી છોકરીઓના બાપની પાસે ગાડી છે."

માએ ધમકાવતાં કહ્યું, "એ છોકરીઓ નિશાળની બસમાં નથી આવતી? ગાડીમાં આવે છે ?"

"તું કેવી વાત કરે છે? એમના બાપને ઑફિસમાં જવાનું નહિ હોય? પણ બીજી વખતે એમની મા ગાડીમાં ફરતી હોય છે ને છોકરીઓ પણ ગાડીમાં ફરતી હોય છે."

તનિમા એક લાંબો નિસાસો નાંખે છે. અને કહે છે, "તારી માના નસીબમાં એ નથી. અચ્છા હું જાઉં છું. બહુ મોડું થઈ ગયું છે. યાદ છે ને....ખૂબ સારી છોકરી થઈને રહેજે...."

મા બીજા જ રંગમંચ પર આવીને ઊભી રહી.

"માલતી! તું કેમ બેસી રહી છે? હમણાં તો રસોઈ થઈ શકે. તું તો જુએ છે, સાંજ પડે કે વીજળી ચાલી જાય છે."

માલતી બેઠી હતી, તેમ જ બેસી રહી. જરા આળસ મરડીને બોલી. "સાંજે રસોડામાં પગ મૂકવાનું ગમતું નથી. વીજળી જાય, એટલે ટી.વી. જોવાનો સમય તો નકામો થઈ જાય. વહેલી વહેલી રસોઈ કરવાથી ફાયદો શો? બે મીણબત્તી મૂકી જજો."

"એક મીણબત્તી તો ભીંત પરના કબાટમાં મૂકેલી છે ને સાંભળ! જુએ છે ને વીજળી ચાલી જાય. છોકરીના ઓરડામાં, ગ્યાસ તેલનો દીવો સળગાવજે."

"એ તમારે કહેવું નહિ પડે. તમે ક્યારે આવશો?"

તનિમા જરા કડક સૂરમાં શેઠાણીના ઢંગથી બોલી. "એનો મારે તને જવાબ આપવાનો હોય નહિ. મોડું થાય તો વખતસર છોકરીને ખવડાવજે."

"ખાય તો ને? કેવી છોકરી છે? એ થોડી મારી વાત સાભળે?"

"ઠીક છે માલતી! નાના બાળકને સમજાવી પટાવી ખવડાવવું પડે. જવા દે! કોઈ ઘંટી વગાડે તો ફટ કરતી બારણું ઉઘાડતી નહિ. પાસેની બારીમાંથી કોણ છે તે જોઈ લેજે. ને એમ ન કહેતી કે ઘરમા કોઈ નથી. કહેજે, કે બહેનજી, થોડા સમય માટે બહાર ગઈ છે ને શેઠ ઑફિસથી હમણા જ પાછા આવશે."

માલતી કસકસતું બ્લાઉઝ અને પેટ દેખાય એવી સાડીમાં અંગમરોડ કરતા બોલી, "એ વાત તો રોજ તમે જાણે પોપટને પઢાવતા હોય એમ રોજ કહો છો. વારેવારે કહેવાની શી જરૂર?"

તનિમાના મોઢા પર કાળાશ છવાઈ ગઈ. એ જ કડક સૂરે એણે કહ્યુ, "પાછુ કહ્યું એમાં શુ બગડી ગયુ? ઠીક છે આવીને બારણું બરાબર બધ કરી જા."

માલતીએ એક નિસાસો નાંખ્યો. આ તમારા ઘરની એક માથાકૂટ છે. બારણું ઉઘાડો, બારણું બંધ કરો. ફ્લેટનું બારણું ઠેલો એટલે બંધ થઈ જાય. ઘરમાં માણસો જે જ્યારે આવે, એ પોતે ચાવીથી બારણું ખોલીને ઘરમાં આવે. ઘરની કામ કરવાવાળીને કશી માથાકૂટ નહિ."

"એઈ!' તનિમા ગુસ્સાથી બબડતી બબડતી ચાલી ગઈ. ગુસ્સો આ અવિનયી નોકરાણીની ઉપર, વરની ઉપર, ને ગુસ્સો વતનમાં રહેતી સાસુની ઉપર. બહુ જીદી બૈરું. પોતે "ગામનું ઘર કોઈ સંભાળ રાખનારું નહિ, તેથી રહેવાલાયક નહિ રહે. એમ કહીને ત્યાં જ પડી રહી છે. એટલે કે (જોકે એ ગઈ એ ભગવાનની એની ઉપર દયાનું પરિણામ છે. હંમેશાં માથું ભમાવી મૂકે, બબડાટ કરતી રહે.) આ કલકત્તાનું, નકામું ઘર વેચવા પણ દેતી નથી. નહિ તોયે જૂની ઢબનું એકમાળનું મકાન, તોયે રસ્તા પર છે. પાસે ખુલ્લી જમીન હોવા છતાં, શું આજે એના સારા એવા પૈસા મળે? એ નહિ ને દીકરા આગળ રડતાં રડતાં કહે, "તારા બાપની મરજી હતી. ઉપર બીજો માળ લેવાની." એ કહેતા હતા "અલક જો બીજો માળ બંધાવી શકે.

તો દીકરા, તું એ ન બંધાવી શકે તો હું જીવું છું ત્યાં સુધી એ ઘર વેચવાનો વિચાર જ ન કરતો. હું મરી જાઉં પછી જે કરવું હોય તે કરજે.

....એ કંઈ હમણાં થોડી મરવાની છે? એનું શરીર તો લોખંડી છે. માતૃભક્ત દીકરી એની સામે એક હરફ પણ ન ઉચ્ચારે. દલીલ કરવાનું તો નામ જ નહિ. મેં રઘવાઈ થઈને એકવાર એ વાત છેડી, ત્યારે એની આંખમાં ને મોઢા પર એવા ભાવ દેખાયા, કે જાણે એની માનું ખૂન કરવાનું હું કોઈ કાવતરું કરતી હોઉં, એની જોડે શી દલીલ કરું? ના મા માંદી પડે, અને કલકત્તા આવવા માગે તો? આ ઘરમાંથી ઉઠાંતરી કરીને, ફ્લેટમાં જઈએ તો પછી મા રહે ક્યાં? જાણે ફ્લેટના બારણાં પર હું જ્યારે "અંદર આવવાની મનાઈ છે" એવું પાટિયું લટકાવવાની હોઉં.

ખરું જોતાં તો એ જમીનના ડોસાડોસીનો સ્વભાવ જ એવો થઈ જાય છે કે કોઈ લાગણીનું ભૂત ઊભું કરીને નવલોહિયાંઓના હાથપગ બાંધી દેવા. પછી તે ગમે તે બાબતમાં હોય. જે કંઈ આપણી શક્તિનો પ્રયોગ કરવો હોય તે એમની મારફત જ થવો જોઈએ. એવી કુમતિ.

આ ઘર વેચ્યું હોય તો એક સુંદર ફ્લેટ લઈ શકાય. કદાચ થોડા વધારે પૈસા મળે. તો એનાથી એક સેકન્ડહેન્ડ ગાડી પણ લઈ શકાય.

છટ્ કંઈ થવાનું નથી.

હં બહુ મોડું થઈ ગયું.

કદાચ ક્યારનાય આવી ગયા હશે. ફક્ત બે મિનિટ પહેલાં આવ્યા હોય, એમ જ કહી નાખશે "એક કલાકથી ઊભો ઊભો તારી રાહ જોઉં છું."

મુક્તાસનમાં એક સરસ નાટક ભજવાય છે. ભાભીએ એનાં ખૂબ વખાણ કર્યાં. એ જોવા જવાનું છે. પણ તનિયાની ઇચ્છા અમલમાં મૂકવાનું શું એટલું સહેલું છે?

વરને રાજી કરવાના, ઘરમાં આટાપાટા ગોઠવવાના, આ છોકરીને પટાવવાની. મા કશેક બહાર જાય છે, એ જોતાં જ, એ ધમાલ મચાવે. "દાક્તરને બતાવવાનું", માસીની તબિયત ખરાબ છે તેની ખબર કાઢવા જવાનું. "એવાં બહાનાં કાઢી જેમ તેમ એને મનાવવાની, ત્યારે છુટકારો. સિનેમા નાટક જોવા જાઉં છું એમ કહું તો સાડાચાર વર્ષની એ છોકરી ભેંકડો જ તાણે. ને એના બાપ પણ એવા જ. કહે "ટી.વી.માં તો રોજ નાટકસિનેમા, નૃત્ય, સંગીત બધું તો તું જોતી ને સાંભળતી હોય છે, તો હિન્દી, બંગાળી, અંગ્રેજી નાટકસિનેમા જોવા માટે દોડધામ કરવાની શી જરૂર?"

આવા માણસની જોડે સંસાર ચલાવવાનો.

તે દિવસે ફરીવાર કહ્યું, ત્યારે કહે, "તે દિવસે તારા ભાઈ ભાભીની જોડે જોવા જવું હતું ને? રાતદિવસ તો એમને ફોન કરતી રહે છે. પછી ચીઢ ન ચડે? તે

દિવસે જરા ભવાં ચઢાવી કહ્યું, શા માટે? હું શું કોઈ આલતુફાલતુ વિધવા છું કે દરવખતે ક્યાંક જવા કોઈને કરગરવું પડે? ત્યારે ઝટપટ ટિકિટ લઈ આવ્યા. એથી તો કહું છું, કે નિશ્ચિત સુખ જેવું કશું નથી. આ જાઉં છું, તે ઘેર આવતાં છોકરી આગળ ગપ્પાં મારવાં પડશે. બસ ખરાબ થઈ ગઈ. કે રસ્તામાં જ કોઈ ઓળખીતું મળી ગયું. અથવા દાક્તરને ત્યાં જ ત્રણ કલાક બેસી રહેવું પડ્યું. તરત જ એ પાછી માલતી બોલી ઊઠશે. "તમે જ્યારે જ્યાં જાઓ, ત્યારે બહેનજી! આ છોકરીને સાથે લઈ જજો. એને સંભાળવી આ માલતીના વશમાં નથી."

કામ કરવું નથી. બસ લહેર કરવી છે. ઘરના અઢી માણસને ઠીકઠાક રાખવા માટે તને મહિને મહિને અઢીસો રૂપિયા પગાર, ચારવાર સારું સારું ખાવાનું, કપડાંલત્તાં, ને આરામથી રહી શકે એવી સગવડ બધું આપીએ છીએ તેમાં વળી પાણીની ખેંચ હોય, ત્યારે એના હાથમાં ચટકા મારતા હોય એમ કહે, "વાસણ માંજવા અને કપડાં ધોવા માટે એક બીજા માણસને રાખો. બીજે ઠેકાણે તો જોઉં છું, કે એક જ નોકર બધું જ ઘરકામ કરતો હોય છે. વળી જ્યારે જોઈએ ત્યારે ખાવાના પર હાથ મારતી હોય. આમ છતાં જરાય ગુણપાડ છે."

જોકે, કામવાળી સહેલાઈથી મળી એટલું વળી સારું છે.

તોપણ બસમાં બેઠી બેઠી તનિમા પોતાના દુર્ભાગ્ય, સદ્‌ભાગ્યનો હિસાબ કરતી હતી. અને કાંડાઘડિયાળમાં વારેવારે નજર નાંખતી હતી.

બરાબર એવું જ બન્યું. સાંજ પડતાં જ વીજળીએ વિદાય લીધી. તરત જ બુતાને ચીસ પાડી. "એઈ, માલતીમાસી! જલદી દીવો કરો....... એઈ, વાર શાની કરો છો? માલતીમાસી?"

માલતી એક ફાનસ લઈને ત્યાં આવી ને એણે કહ્યું, "બૂમાબૂમ શાની કરે છે? ઊડીને થોડી આવું? એથી તો તારી માને કહું છું, કે સાંજે જ્યારે બહાર જાઓ ત્યારે તમારા ઓરડામાં એક ફાનસ સળગાવી જાઓ....... ત્યારે એ મને સંભળાવે. "કેમ ગ્યાસતેલ સસ્તું થોડું છે? ને આ તરફ છોકરી રાડારાડ કરે."

"કેમ, મને રાડારાડ કરનારી કહો છો? તમે નાના હતા, ત્યારે, ઘરમાં તમે એકલાં હો, ને દીવો બુઝાઈ જાય, તો તમને બીક નહોતી લાગતી?"

માલતીએ ફાનસને સંભાળીને ટેબલ પર મૂકતાં ને દિવેટ ઊંચી કરતાં કહ્યું, "મારા ઘરમાં કોઈ દિવસ હું એકલી હોઉં એમ બન્યું જ નથી. બધો વખત ઘર ભરેલું જ હોય. માબાપ, ફોઈ, કાકા, અને અમે પાંચ ભાઈબહેનો ફક્ત દાદી જ નહોતાં."

"પાંચ ભાઈબહેન. ઓ!"

"હા, પાંચ જ. બે ભાઈ ત્રણ બહેન."

''એટલે જ તમે મઝા કરતાં હતાં. તેથી જ મને રોતીકકળતી કહો છો. માને કહી દઈશ.''

''જા, કહી દેજે. તારી મા શું મને ફાંસીએ લટકાવશે?

''શું, તમે મને 'તું' કહીને બોલાવો છો? તમે તો અમારા નોકર છો.''

''લો સાંભળો વાત, કામવાળી છું તેથી શું થઈ ગયું? એક નાની અમસ્તી છોકરીને 'આપ' ને 'જી' કહેવી પડશે?''

''કેમ, 'આપ' નહિ પણ મને 'તમે' નથી કહી શકતાં? જોજો, માને કહીશ તો મા તમને ગળચીમાંથી પકડી કાઢી મૂકશે.''

માલતીએ પોતાની રીતે કમર હલાવીને કહ્યું, ''ઓ મા! નાની અમસ્તી છોકરી, પણ કેવી ઘંટ છે? ભલે કાઢી મૂકે. મને કંઈ બીજું કામ નથી મળવાનું એવું થોડું છે? આ નવા ફ્લેટવાળા ઘરમાંથી તો રોજ મને બોલાવતા હોય છે.'' માલતી ઓરડામાંથી બહાર નીકળી ગઈ.

ત્યાં જ બુતાને ચીસ પાડી, ''માલતીમાસી, બહાર ન જાઓ. આ દીવાના અજવાળામાં હું મૂંઝાઉં છું.''

''તો હું શું કરું? અહીં બેસી રહું તેથી વખત બગડે. મારે તો ઘણું કામ છે. તારી મા તો આવીને ઘાંટાઘાંટ કરશે. આ કેમ નથી, પેલું કામ કેમ કર્યું નહિ.''

ચાલી ગઈ.

એની પાછળ પાછળ બુતાન રસોડામાં આવી.

''માલતીમાસી! તરસ લાગી છે.''

માલતીએ ચિઢાઈને કહ્યું, ''તો અહીં શા માટે આવી? તારા ઓરડામાં બાટલામાં ઠંડું પાણી છે.''

''ના, હું તો અહીં જ પાણી પીશ. ફ્રિજમાંનું ઠંડું પાણી.''

''ના, પછી તું મા આવશે, એટલે કહેશે માલતીમાસીએ મને ફ્રિજનું પાણી આપ્યું.'' હું કંઈ તને ઓળખતી નથી?''

''ઓળખે તોયે શું થયું. બુતાનને તો રસોડામાંથી ખસવું જ નહોતું. એને એકલા રહેવું નહોતું અને માલતીનું સાન્નિધ્ય, એની જોડે ઉન્મત્તની જેમ વાતો કરીને લંબાવવું એ માટેની આ ચાલ હતી. કારણ બુદ્ધિથી કહી શકે એ માટે એની વય નાની હતી.

તેથી બુતાન માલતીની વધારે પાસે આવીને એની જોડે ઘસાઈને ઊભી રહી, ને બોલી, મા તો દર વખતે પૂછે છે, ''માલતી આખો વખત શું કરતી હતી? એણે તને શું ખાવા આપ્યું બધું મને કહે. તો શું હું માને ન કહું? મને ફ્રિજનું પાણી આપો. હું માને નહિ કહું.

માલતીએ ચાકળો અને વેલણ ઊંચાં મૂક્યાં અને ખોટું હસીને કહે, "ફક્ત મા સાંભળે એ રીતે ખોં ખોં કરવાનું, ને પછી કહેવાનું "ઠંડું પાણી પીધું'તુંને તેથી ખાંસી થઈ. તારી ચાલ હું કંઈ સમજતી નથી! હલકટ છોકરી છે." બુતાને જોરથી કહ્યું, "માલતીમાસી! તમે મને ગાળ દો છો?"

માલતીએ ગળામાં ઘૂંટડો ઉતારતાં કહ્યું, "સાંભળ વાત. ગાળાગાળી ક્યાં કરું છું. આ તો જરા મજાક કરું છું."

"મજાક! મને તમે શું મૂરખ સમજો છો?" બુતાને લુચ્ચું હસતાં કહ્યું.

"વારુ, તું હવે બબડાટ બંધ કર ને જરા વાંચવા બેસ."

"ત્યાં એકલી બેસીને વાંચ્યા કરું? અને તે પણ ફાનસના અજવાળામાં? એથી તો મારું માથું દુ:ખે?"

"અહીં પણ તો મીણબત્તીના અજવાળામાં, ચારેબાજુ અંધારું જ દેખાય છે. અહીં તો તમે છો ને. માલતીમાસી, હું રોટલી વણું. આપો મને વેલણ."

"બેબી! કામને વખતે મારું માથું ન ખા. એક તો વીજળી નહિ, તેમાં ગરમીથી અકળાઉં છું, તારે વાંચવા કરવાનું નથી? સવાર પડતાં જ નિશાળે જવાનું છે, એ કેમ ભૂલી જાય છે?"

"શું? કાલે નિશાળે જવાનું? કાલે તો રવિવાર છે. તમે તો સાવ મૂરખ છો. આપો જોઉં વેલણ."

"એ છોકરી. તને કહ્યું નહિ કે કામ કરતી હોઉં ત્યારે મને હેરાન ન કર. આ છોકરીને મારે માથે પછાડીને, બહેનજી, ચાલ્યાં ફરવા."

"શું?" હવે બુતાને કમરકસીને જાણે યુદ્ધ કરવાની હોય એમ કહ્યું, "હવે તમે મારી માનું ભૂંડું બોલો છો? મા ન હોય ત્યારે તમે માનું ભૂંડું બોલો ? માને કહીને જુઓ તમારી વલે કરાવું છું."

"હુંયે જોઉં છું. તારી મા મને શું કરશે? મારું માથું વાઢશે? હવે તું જશે. ને મને કામ કરવા દેશે? આ જો, અહીંથી તો તારો ઓરડો દેખાય છે. રસોડામાં શાની આવ્યા કરે છે?

"મને કાઢી મૂકો છો?"

"બુતાન! જા અહીંથી. આટલા અપમાન પછી શા માટે અહીં ઊભી રહી છે?"

આંખોમાંથી ઝરતાં આંસુને હોઠથી લૂછતી લૂછતી બુતાન ચાલી ગઈ, ને અજવાળા આગળ જઈને ઊભી રહી.

વાંચવા કરવાનો તો સવાલ જ ઊભો થતો નહોતો. એણે મહામુશ્કેલીએ રુદન ખાળ્યું.

એ પેન્સિલ અને રંગ લઈને ચિત્ર દોરવા બેઠી, પણ કંઈ સૂઝ્યું જ નહિ. કેમ કશું ચીતરાતું નથી. આ અજવાળું હાલે છે શા માટે? પવનથી બારી પરના પડદા ઝૂલતા ઝૂલતા દીવાલ પર એના પડછાયા શા માટે પાડે છે? ક્યાંકથી આ અવાજ શાનો આવે છે? મા હજી સુધી દવાખાનામાં શા માટે બેસી રહી છે? પપ્પા હજી સુધી ઑફિસેથી ઘેર આવ્યા નથી? છાતીમાં ધબકારા કેમ વધ્યા છે? રસ્તા પરથી પસાર થતી ગાડીઓનો અવાજ કેમ કાન કોરી ખાય છે? અંધારામાં શું અવાજ ફેરવાઈ જતો હશે? રસોડામાં સાણસી, તવેથો, એ બધાંનો અવાજ જરાય ગમતો નથી. ઘડિયાળની ટકટક ગમે છે, એટલે ત્યાં જ પહોંચી જાઉં.

"માલતીમાસી હજી સુધી વીજળી કેમ ન આવી?"

"જા, જઈને વીજળી કંપનીવાળાને પૂછ. એના ત્રાસને લીધે ટી.વી. જોવાનુંયે ક્યાં મળે છે?"

"તમારું મન તે જ્યારે જુઓ ત્યારે ટી.વી.માં. મા ક્યારે આવશે?"

"એમણે મને કહ્યું નથી. નાટક પૂરાં થશે ત્યારે આવશે."

"નાટક! તમે શી વાત કરો છો?"

"તારી મા નાટક જોવા ગઈ છે. તને ખબર નથી લાગતી?"

"તમે ખોટું બોલો છો. એ તો દાક્તરને આંખ બતાવવા ગઈ છે."

"એમણે તને પટાવી છે. સમજી!" માલતીના હોઠ પર લુચ્ચા હાસ્યની રેખા ફૂટી. આ ઘરની નોકરી છોડવાની છે પછી ડર શાનો. એથી એણે કહ્યું, "તારી મા દાક્તરને આંખ બતાવવા ગઈ હોય તો તારા બાપ કેમ હજી સુધી આવ્યા નહિ? મા અહીંથી સીધી થિયેટર પર ગઈ છે, અને ત્યાં તારા બાપ એમને મળવાના છે. તું જોજેને બન્ને સાથે જ ઘેર આવશે."

"એણે તમને કહ્યું છે?" બુતાનની આંખો ગુસ્સાથી લાલ થઈ ગઈ."

માલતીએ કહ્યું, "મને કહેવાની કંઈ જરૂર નથી. એ બે જણ અંગ્રેજીમાં વાત કરે તે પરથી હું બધું સમજી જાઉં."

"તમે જૂઠું બોલો છો. હું તમને મારીશ."

"માર. તું ધરાય ત્યાં સુધી માર."

માલતીમાસી! મને ભૂખ લાગી છે. આટલું મોડું થયું છે, તોપણ મને ખાવાનું કેમ આપતાં નથી?

આ બહાને રસોડામાં થોડો વધારે વખત રહી શકાશે. માલતીએ કહ્યું, "વાહ રે. હમણાં તો તેં કહ્યું, કે મને ભૂખ નથી. એટલે ખાવાની નથી. ચાલ બેસી જા. તારી થાળી પીરસું છું."

નાટક જોયા પછી બ્હાર નીકળતાં જ તનિમાએ અલકને કહ્યું, "જોયુંને તમને મેં કહ્યું નહોતું કે ભાભી કહેતી હતી કે નાટક બહુ સરસ છે."

અલકે કહ્યું, "હા છે તો બહુ સરસ. પણ ઘેર પહોંચતાં જ કેવું કારમું નાટક જોવું પડશે તેનો વિચાર કરું છું." કદાચ જોશે, કે તારી માલતી અને બુતાન વચ્ચે ઘમાસાણ લડાઈ ચાલી રહી છે?

"તમે જરાય ચિંતા ન કરતા. અત્યાર સુધી નિરાંત હતી. ટૅક્સી મળે તો જુઓને."

"ટૅક્સી! કેમ બસ તો મળી રહેશે."

"અત્યારે ધક્કાધક્કી કરીને બસમાં જવાનું ગમતું નથી. ગભરાશો નહિ. તમારા પૈસાથી નહિ હું મારા પૈસાથી તમને ટૅક્સીમાં ઘેર લઈ જઈશ."

"જોઉં. ટૅક્સી મળે તો આ સમયે-"

"આ જ મને ગમતું નથી પહેલેથી જ નકાર. ખરા છો તમે. બનેવીને જુઓ. આટલી ઉંમરે પણ કેવા સ્ફૂર્તિવાળા છે."

"ગજવામાં પૈસા ખણખણતા હોય તો બધામાં સ્ફૂર્તિ આવે."

"એ મેળવતાં પણ કેટલા વીસે શો થાય છે. તમે તો ઑફિસને ઘર સિવાય કશું જ જાણ્યું નથી...આ ટેક્સી આવી."

બરાબર ટૅક્સીમાં ગોઠવાયા પછી તનિમાએ કહ્યું, "તમારી દીકરી તમારી સામે ફરિયાદ કરતી હતી."

અલકે કહ્યું, "સ્વાભાવિક છે. બાળકો હંમેશાં અનુકરણ કરતાં હોય છે."

"અહા! તમે તો અજબ છો."

હમણાં એક સારું નાટક જોયા પછી બન્ને જણ એકબીજાની અડોઅડ બેસી. અંગત વાતોનો રસ માણતા હતા. એથી બન્નેના મિજાજ હળવા હતા.

"એ શું કહેતી હતી તે જાણો છો? એના વર્ગની બધી છોકરીઓના બાપની પાસે ગાડી છે. ફક્ત એના બાપને જ ગાડી ખરીદવાની ઇચ્છા થતી નથી."

અલકે જરા હસતાં હસતાં કહ્યું, "ફક્ત એટલું જ કહેતી હતી? બીજું ઘણું કહેતી હશે."

"બાળકી છે તે? બીજાનું જોઈને એને પણ એવું લેવાની ઇચ્છા થાય ને?"

"એવી ઇચ્છા તો બાળક શું બધાં મોટેરાં સ્ત્રીપુરુષોને પણ થતી હોય છે."

તનિમા અલકના શરીર પર ઢળતી ઢળતી બોલી "એક તમારા સિવાય. તોયે સાચેસાચ એક ગાડી હોય તો જાણે હાથમાં સ્વર્ગની ચાવી આવી જાય. આ જુઓને ગાડી હોત, તો બુતાનને પણ નાટક જોવા લાવી શકાત. એને એકલી મૂકીને ન આવવું પડત.

"આ નાટક જોવા, બુતાનને લાવવાની!"

"એ નાટકમાં શું સમજવાની હતી. ફક્ત માબાપ જોડે આવી. તેનો જ એને આનંદ. ને સાચેસાચ માલતીની પાસે એને મૂકી જવાની ઓહ! એ એવું એવું બોલે છે, કે જે તમને સમજાવાય નહિ. બુતાનની સાથે પણ એનું વર્તન સારું નથી. ક્યારેક તો જે સાંભળું છું, એથી માથું ફરી જાય છે. પણ વધારે ધમકાવીએ તેમાં ફાયદો નથી, કારણ એ તરત જ કહેશે. "ન પોષાતું હોય તો મને છૂટી કરો." ત્યારે મનનો ગુસ્સો મનમાં જ દાબી દેવો પડે, ને ખોટું હસીને એને રાજી કરવી પડે. એનો મિજાજ એવો લશ્કરી શા માટે છે? ગયે જન્મે લડાકુ હતી એમ લાગે છે. એવું એવું બોલે છે પણ શું થાય? એમ સહેલાઈથી બીજું માણસ થોડું મળે? તે સિવાય એનામાં એક મોટો ગુણ છે, તે એ કે ચોરીચપાટી નથી કરતી."

"એ પણ સારો ગુણ કહેવાય." એણ કરીને માલતીની વાતમાંથી સરકી જતાં એણે કહ્યું, "હું વિચાર કરું છું, કે આવતે શનિવારે એકવાર શ્યામનગર જઈ આવું."

હાં આજકાલ અલકની વિચારધારા એ દિશામાં જ વહેતી હતી. પહેલાં એમ કહેતો, "આવતે શનિવારે માને મળી આવવાનો વિચાર છે. એકવાર એની મોટી સાળીની સામે એને અકળાવનારી સ્થિતિ ઊભી થઈ હતી. સાળીએ કહ્યું હતું. "તમે લોકો શું માણસગંધા છો? એકવાર પણ ફરવા બહારગામ ન જઈ શકો? જાણું છું, કે બન્ને જણ ઑફિસમાં અમલદારી કરો છો, પણ રવિવારે શું કરો છો? ઊંઘ્યાં કરો છો?"

તરત જ તનિમા બોલી ઊઠી, "હવે વધારે બોલીશ જ નહિ. બેન શનિવાર આવે એટલે આ દૂધપીતો બાળકનું માની પાસે જવું છે, નું રટણ શરૂ થાય. બસ એમને એમ રવિવાર પૂરો થાય."

પણ હવે મનના ભાવમાં થોડું પરિવર્તન આવ્યું હતું.

"શ્યામનગર આંટો મારી આવીએ તો?"

"કેમ કંઈ માંદાસાજાના સમાચાર છે કે શું" તનિમાએ જરા આશ્ચર્યથી કહ્યું."

"સમાચાર ક્યાંથી મળે? કાગળો તો આવતા નથી. - કંઈ સમાચાર આવતા નથી એટલે જ તો."

"કેમ તમારા શ્યામનગરના રોજના યાત્રી પરેશબાબુ?"

"એ તો છ મહિનાથી રિટાયર્ડ થઈ ગયા છે."

"હં. એટલે જ તો."

તનિમા થોડીવાર મૂંગી રહીને પછી બોલી, "મારી પણ એકવાર જવાની ઇચ્છા છે. બુતાને પણ તો એની દાદીને જોઈ નથી."

અલક જરા ચમક્યો. આ વળી નાસ્તિકને મોઢે ભગવાનનું નામ ક્યાંથી? કે પછી પોતાનું સૌજન્ય દેખાડવાનો પેંતરો છે? કે બીજું કંઈ છે? તોપણ ધીમે રહીને એ જાણે તનિમાનું સૌજન્ય સ્વીકારતો હોય તેમ બોલ્યો, "ત્યાં બુતાનને લઈને જઈએ તો મા રાજીરાજી થઈ જશે."

તનિમાના મનમાં સાચેસાચ બીજું કશુંક હતું. એને ખાતરી હતી, કે એ એકવાર ત્યાં જાય, પોતાની અનેક અગવડોની વાત રડતાં રડતાં કહે અને દલીલોની જાળમાં એ ઘણી જીદ્દી સ્રીને ફસાવીને, એને ઘર વેચવા માટે રાજી કરી શકે. એની કાગળ પર સહી મળી જાય, પણ અલકને તો કશું કરવાપણું રહે નહિ. એ માટેની આ ચાલ હતી.

તોપણ કોણ જાણે શું વિચારીને એણે પૂછ્યું, "રવિવારે સવારે જઈને સાંજના પાછા આવી શકાય એવી કોઈ ગાડી નથી? બસમાં પણ તો જઈ શકાય ખરુ ને?"

અલક જરા ગંભીર થઈ ગયો. સવારે જઈને સાંજના પાછા આવવાનું? એમ જવાનો અર્થ શો? માને તો નિરાંતે મળાય પણ નહિ. અમારા જમવા કરવાના કામમાં જ વખત વહ્યો જાય. વાત કરવાનો પણ સમય ન મળે. હું એકલો જાઉં, ત્યારે પણ ધમાલ કરવા લાગી જાય છે. જો શનિવારે રાતે જઈએ તો જ નિરાંતે મળાય.

"એમાં એટલી ચિંતા કરવાની શી જરૂર છે? આપણે તો ઘરનાં જ છીએ, કાંઈ પરાયાં થોડાં છીએ?"

અલકને કહેવાનું મન થયું, "તેં આજે જાણ્યું, પણ એણે કહ્યું નહિ. એ બોલ્યો, "આપણે છીએ તો ઘરનાં જ પણ એ એને સમજાવાય શીઞ્ઞરીતે?"

"પણ રાત ત્યાં ગાળવાની મુશ્કેલી છે. કારણ અહીં માલતીને ઘરમાં એકલી રાખીને જવું પડે."

અલકે કહ્યું, "વાત તો સાચી. એ બ્હી મરે."

"બીક!" તનિમાએ વ્યંગ કરતાં કહ્યું, " એ બાઈને ને બીકને બારગાઉનું છેટું. એ તો બીવડાવે એવી છે."

"તો પછી બીજું શું? તું તો કહે છે કે બહુ વિશ્વાસુ છે."

"એ તો ઠીક છે. ચોરી કરે એવી નથી." તનિમાએ અવાજ જરા ધીમો કરીને કહ્યું, "પણ બીજી એક વાતનો મને વિશ્વાસ નથી. મોકો મળે તો ઘરમાં એક્લી હોય, ત્યારે એના કોઈ પ્રેમીને ઘરમાં બોલાવે નહિ તેની શી ખાતરી?"

"તું શી વાત કરે છે?"

"અહા! જાણે તમે તરતના જન્મેલા બાળકની જેમ કશું જાણતા ન હો. એવું નથી થતું હોતું?"

અલકે જરા ગંભીરતાથી કહ્યું, "પણ એકાએક એક કલાકની નોટિસ આપી. પ્રેમીને બોલાવવો એ એટલું સહેલું નથી." તનિમા જરા ચઢેલે સૂરે બોલી, "તમે ધારો છો, એવું નથી, ભાઈસાહેબ! એનો એક પ્રેમી છે. મેં છોકરીને કહી મૂક્યું છે, કે અમે લોકો જ્યારે ઘરમાં ન હોઈએ, ત્યારે માલતીમાસી શું કરે છે, ક્યાંક બહાર જાય છે કે નહિ, એને મળવા કોઈ આવે છે કે નહિ, તેની નજર રાખજે. તો તમારી છોકરી પણ કંઈ ઓછી ઉસ્તાદ નથી. એ મને છાનીમાની કહે, "કોઈ કોઈ વાર માલતીમાસી બારીમાં ઊભી ઊભી કોઈ ગંદા માણસ જોડે હસતાં હસતાં વાત કરતી હોય છે."

અલકે જરા તીખા સૂરમાં કહ્યું, "એટલે કે બુતાનને માલતી પર જાસૂસી કરવા રાખી છે."

"ઓ. જાઓ ન હોય તો મોટા નીતિવાદી." તનિમા થોડા સમય પહેલાં તેવી પ્રેમાળ રહી નહિ. એ પણ ઊંચા સાદે બોલી "તમે અને હું તો સવારે નવ વાગે ઘરમાંથી નીકળી જઈએ, ને છોકરી સાડાદશ વાગે ઘેર આવી જાય. એટલે એને ચેતવવી પડે ને? ને એને નજર રાખવાનું ન કહું તો બીજું કોને કહું? ચોરબદમાશ કોની જોડે એ શું પેંતરાં રચે છે, એ વિષે આપણે અંધારામાં રહીએ તો સત્યાનાશ વળી જાય. કોઈ પ્રેમી હોય તો વધારે બળાપો. તમારે તો કોઈ તાપણાથી દાઝવાનું હોય નહિ. મારે જ બળ્યાં કરવાનું. કાંટાના તાર ઉપર ચાલવું પડે છે. તમે જુઓ છો ને કે કેવી ઉદ્ધત એની રીતભાત છે? મારી જોડે કેવી તોછડાઈથી વાત કરે છે? એકવાર નથી ઊંચે સાદે બોલી, નરમાશથી જ પૂછ્યું, કે કોણ આવ્યું હતું, એટલે તો એ તૂટી પડી. એણે કહ્યું, "અમે ગરીબ એટલે અમારા મામાકાકા કોઈ હોય કે નહિ? તોયે તમારા વઢવાની બીકે, બારીમાંથી વાતો કરીને એમને વિદાય કરું. ઘરમાં પણ ન બોલાવું. પેલા ઘરમાં તો માસીમા જાતે એને ઘરમાં આવવાનું કહે, ને બેસાડે ને ચા પાણી, પિવડાવવાનું કહે. ને કહે, "કાકાનો આદર તો કરવો જોઈએ ને." તમારા ઘર જેવું માણસાઈ વિનાનું ઘર મેં જોયું નથી. બોલો એ બધું મારે સહન કરી લેવું પડે છે. એ જ ઘડીએ મને થયું કે એને કાઢી મૂકું. પણ શું કરું. એને કાઢી મૂકું તો મારે પણ નોકરી છોડીને ઘરમાં બેસવું પડે. તેથી આ ફેણ ઊંચી કરેલી નાગણને મારે સાચવીને રાખવી પડે છે, અને એનાં અળવીતરાંને ચલાવી લેવાં પડે છે."

અલક શું ઘાંટો પાડીને બોલશે, "જે સાચેસાચ પૂજ્ય છે, તેને પૂજ્ય માનીને, તું વર્તશે, તો તારી બધી સમસ્યાઓનો ઉકેલ આવી જશે. અથવા તો એ બરાડશે. "તો શું એ નાગણની ઉપર ઘરનો સઘળો ભાર નાંખીને, તું નિશ્ચિન્ત મને બહાર ફરતી ફરશે. એક કોણ જાણે ક્યાંની અણજાણ કોઈ ખેડૂતના ઘરની, કે એવા અસંસ્કારી

કુટુંબની બાઈને, જે પાસેના ઘરની કામવાળીની ઓળખીતી છે. તેના હાથમાં જ બધું સોંપશે.''

પણ બરાડવાથી કશું વળે નહિ. એ વળતો જવાબ આપશે. ''આવી પરિસ્થિતિ શું આપણા ઘરમાં તમે પહેલીવાર જુઓ છો? બીજા કોઈ ઘરમાં આવી સ્થિતિ શું નથી હોતી? એક ફ્રોક પહેરેલી છોકરીના હાથમાં કુટુંબનો ભાર સોંપીને બન્ને વરવહુ બહાર ફર્યાં કરતાં હોય એ શું જોયું નથી?'' એથી એ ઊંચે સાદે બોલ્યો નહિ. એથી તો એણે ગુસ્સો દાબી દીધો.

નીરવતા જ નિશ્ચિન્તતા હતી.

ગાડી ઘરના નાકા આગળ આવી ગઈ હતી.

તનિમાએ કહ્યું, ''તમે અહીં ઊતરીને જરા આંટો મારીને ઘેર આવો. હું પહેલાં ઘેર જઈશ. તમે પાછળથી આવજો.''

અલકે આશ્ચર્યથી તનિમા તરફ જોયાં કર્યું.

તનિમાએ ડ્રાઈવર ન સાંભળે એમ કહ્યું, ''તમને કહ્યું નથી. પણ બુતાનને કહીને આવી છું, કે દાક્તરને ત્યાં આંખ બતાવવા જાઉં છું. બન્ને જણ સાથે જઈએ તો એને વહેમ પડશે.''

અલકે સ્તબ્ધ થઈને સખત અવાજે કહ્યું, ''અત્યાર સુધી દાક્તરનેજ્ઞજ્ઞત્યાં!''

''ગમે એમ પણ પાટિયાં ગોઠવવાં પડશે. તમારી આ છોકરીને વાર્તા કહેતાં કહેતાં વાર્તામાં હોય તેમ વર્તવું પડે છે. કઈ રીતે બધી બાજુથી હું સાચવું છું, તે હું જ જાણું છું.''

અલકે સ્થિર અવાજે કહ્યું, ''ને હું? તો હું અત્યાર સુધી ક્યાં હતો તે વિષે શું કહું?''

''હવે ગણગણાટનો વારો.''

''આહા! તમારે માટે નવું શું છે? કોઈ કોઈ દિવસ ઑફિસેથી આવતાં રાતના મોડું નથી થતું? બસ એ જ કહેવાનું.'' ગાડી જરા થોભાવીને, ''આ અહીં ઊતરી જશે. હું જરા...''

અલક કશું બોલ્યા વગર ઊતરી ગયો.

અહીં શું કરવાનું? એક સિગારેટ સળગાવી થોડો વખત. આંટા માર્યા કરવાનાં ને વિચાર કર્યા કરવાના.

કરોળિયો પોતાની આસપાસ જાળું તૈયાર કરે અને એમાં જ ઘેરાતાં પોતાની કળા પર મુગ્ધ બને.

એકાએક એને વિચાર આવ્યો ત્રણેક સિગારેટ પી નાંખી હતી. બુતાન ઊંઘી

નહિ ગઈ હોય! એ ધીરે પગલે આગળ આવ્યો. બારણા આગળ આવીને એણે ધીરેથી ઘંટડી વગાડી. શું ઘંટી જોરથી વગાડાઈ?

બારણું ઉઘાડવા માલતી નહિ તનિમા આવી એ જાણે ધમકાવતી હોય એમ બોલી, "ઉં આટલું મોડું આવવાનું? આટલે મોડે સુધી કોણ તમારી ઑફિસનાં બારણાં ઉઘાડાં રાખે છે કહો તો? નવાઈની વાત છે."

સાથે સાથે બુતાનનો પણ તીણો અવાજ સંભળાયો. "માલતીમાસી! એ માલતીમાસી! જો પપ્પા આટલા મોડા ઑફિસથી આવ્યા. મેં કહ્યું, હતું ને કે મા દાક્તરને ત્યાં ગઈ છે. તમે કહેતાં હતાં, કે નાટક જોવા ગઈ છે. અને તારા બાપ એને ઑફિસેથી ત્યાં જઈને મળશે. ને બન્ને સાથે નાટક જોશે. ખોટ્ટાડી! હું તમને ખીલા મારીશ. તમારું માથું ભાંગી નાખીશ. તમારા વાળ કાપીને ટકોમૂંડો કહીશ. તમારી આંખમાં મરચાં ભરીશ. તમને મારી નાંખીશ."

એક ગુસ્સે થયેલી ક્ષુબ્ધ બાળકીના ચિત્તની અસહ્ય વેદના તથા કવખતે વિરોધી પક્ષની આગળ જ શરણ લેવું પડે તેની ગ્લાનિ. આ એક અન્ત આગળ આવતાં ફાટી પડી.

અને બીજું એક ચિત્ર. બધી બાજુએ છે તેમનું તેમ રાખીને ઘર ચલાવવાની કુશળતાથી પ્રફુલ્લિત તનિમા બોલી ઊઠી, "અરે બુતાન! આવું ગાંડપણ કરવાનું? તું એટલુંય સમજતી નથી કે માલતીમાસી તો તને ચીઢવે છે. એક નંબરની મૂરખ છે તું તો."

# એક મૃત્યુ અને બીજું એક

ખરેખર માણસને ઓળખવો ઘણો મુશ્કેલ છે.

એમ લાગે છે કે આ જગતમાં સૌથી કઠિન કાર્ય છે માણસને ઓળખવાનું. એક વ્યક્તિ લાંબા સમયથી આપણી સાથે રહેતી હોય, છતાં એના મનમાં શું ચાલી રહ્યું છે તેનો અણસાર પણ આપણને આવતો નથી. નહિ તો શું સુનયનીને મોઢે આવી વાતો હોય!

એણે હલકટ અને નિર્લજ્જ વાત કરી હતી.

માની વાત સાંભળીને સુનયનીની પેટની દીકરીઓ પણ છળી ઊઠી હતી. સમજણા થયા ત્યારથી, માના પ્રત્યેક શ્વાસથી જે પરિચિત હતી તે એમની ભદ્ર, સભ્ય, ઉદાર, સદાચારી, કોમળ હૃદયી મા. સંભવિત છે કે વાવાઝોડાની એક સખત ઝાપટથી, એમની માનો ચહેરો બિલકુલ બદલાઈ ગયો છે. ને કપાળ પરનો ચાંદલો ભૂંસાઈ જવાથી તથા બરાબર વચ્ચેથી સેંથી પાડેલા વાળ ને વચ્ચે લગાવેલું સિંદૂર હવે પૂર્વવત્ ન હોવાથી, મા જાણે પહેલાંની વ્યક્તિ રહી જ નથી. પણ આ તો થઈ એના બહિરંગની વાત. એ તો સામાજિક રીતરિવાજને લીધે, પણ તેથી કંઈ એની અંદરનું મન પણ શું આમ તદ્દન બદલાઈ જાય? કે એનું મન પહેલેથી જ એવું હતું? માત્ર પ્રિયતોષના ડરથી એના મનની અંદરના ભાવો એ પ્રગટ કરી શકતી નહોતી. એમની આ ક્ષણની ચિંતા હતી.

બુલિ અને બાબલી, એક સાથે ચોંકી ગઈ, ને બોલી, ''તું શું બોલે છે મા? અમે આ વાત અલકકાકાને કહીએ?''

સુનયની એની છોકરીઓની વાતથી દબાઈ ગઈ નહિ. એ જ સૂરમાં એણે કહ્યું, ''એ રીતે નહિ તો તમને ફાવે એ રીતે કહેજો. જરા મઠારીને.''

''કોઈ રીતે પણ એવું કહેવાય જ નહિ એમ કહેવાનો વિચાર જ ન કરી શકાય.''

સુનયનીએ જરા કડક સૂરમાં કહ્યું, ''તમને જે કરવું અસંભવિત લાગે, તે કામ લાચારીથી મારે જ કરવું પડશે.''

નાની દીકરી બાબલી, આખા બોલી હતી. એણે કહ્યું, ''શા માટે તારે કહેવું જોઈએ? બોલ, શા માટે? જેમ ચાલતું આવ્યું છે, તેમ જ ચાલશે.''

સુનયની છોકરી ઉત્તેજિત એને ગુસ્સાથી લાલ થયેલા મોઢા તરફ જોઈને બોલી ઊઠી,''જેમ ચાલતું આવ્યું છે. પરિસ્થિતિ હવે પહેલાં જેવી રહી નથી, એ સમજવા જેટલી

તો તમારા બન્નેની ઉંમર છે. સંસાર ચલાવવા કમાનાર વ્યક્તિ ચાલી ગઈ, તો પછી, હવે બીજો કોઈ રસ્તો શોધવો પડશે કે નહિ? તમારા અલકકાકાએ તો અત્યાર સુધી ભાડું આપ્યા વિના સામેની બાજુના બે ઓરડા લહેરથી વાપર્યા કર્યા. એ બે ઓરડા જો આપણને મળી જાય, રસોઈની વ્યવસ્થા બીજા માળે કરી લઈએ. તો આખો પહેલો માળ ભાડે આપી શકાય. હમણાં તો એનું સારું એવું ભાડું આવે."

ઓહ ! આવી યોજના શું કલ્પનામાં પણ કરી શકાય? એનો અર્થ એ છે, કે માએ અત્યાર સુધી આ યોજના એના મનમાં ગોઠવી મૂકેલી, ને પોષેલી, તે બન્ને છોકરીઓને સમજતાં વાર લાગી નહિ. પિતાજીને તો અલકકાકા પ્રાણતુલ્ય હતા. કોણ કહે કે એમના મસિયાઈ ભાઈ હતા? એ એમને તો સગા ભાઈથી પણ વધારે ચાહતા હતા. તેથી પિતાજીને સારું લગાડવાને, મા પણ અલકકાકા જોડે એવું વર્તન રાખતી, કે એના પોતાના પણ એ સગા ભાઈ હોય. એમની કેટલી સારસંભાળ રાખતી, એમનાં એટલાં માનપાન કરતી, ખાવા માટે એટલો આગ્રહ કરતી. ચિત્ર દોરવામાં એ એવા મશગુલ થઈ જતા, કે, જમવાને વખતે ન આવે, તો મા જાતે જઈને એમને નીચે ખેંચી લાવતી. ચિત્રો વિષે જાતજાતની ઠઠ્ઠામશ્કરી કરતી, ને ક્યારેક કહેતી, "જવા દો, કલાકારને ધ્યાનભંગ કરવો ઠીક નહિ. તમે લોકો જઈને કાકાને ચા નાસ્તો આપી આવો.

ને એમનાં ચિત્રોના પ્રદર્શન માટે, પણ એ કેટલો બધો ઉત્સાહ દર્શાવતી તથા અલકકાકાને બધી રીતે પ્રોત્સાહન આપતી. એ બધું તો એમણે જોયું હતું. એવામાં એક પછી એક બન્નેનાં લગ્ન થઈ ગયાં, ને બન્નેને કલકત્તા છોડવું પડ્યું. લગ્ન પછી એકસાથે આટલા બધા દિવસો અહીં રહ્યાં, બાપના મૃત્યુના સમાચાર મળતાં જ આવી પહોંચ્યા અને ક્રિયાકર્મ પતી જાય, ત્યાં સુધી રોકાયા. આટલા દિવસો તો ઘેર માણસો ઊભરાતા હતા. અને બધો વખત એમણે સુનયનીને શોકમગ્ન અવસ્થામાં જ જોઈ હતી. પણ એ અવસ્થામાં પણ એમણે જોયું હતું કે મા અલકકાકાએ ખાધું કે નહિ તેની ખબર કાઢતી હતી. તો એ બધું શું લોકોને દેખાડવા માટે હતું? શું આખું જીવન એણે અભિનય જ કર્યો? પિતાજીને ખુશ રાખવા માટે તથા એમને બતાવવા કે પોતે કેવી ઉદાર છે, એ બધું કર્યું!

એમ ન હોત તો એ કયે મોઢે કહેત કે "તમે તો કાલે પોતપોતાને ઘેર ચાલી જશો. તે જતાં પહેલાં મારી બરાબર વ્યવસ્થા કરતા જાઓ. હું કહીશ તો ખરાબ લાગશે, તમે જ અલકકાકાને અહીંથી ચાલી જવા કહેજો. મારામાં તો હંમેશાં એટલી શક્તિ રહેવાની નથી, કે એ કમઅક્કલ માણસને સંભાળ્યા અને સાચવ્યા કરું."

માને મોઢે આવી અપરિચિત ભાષા સાંભળીને તથા એના મુખ પરના ફેરફાર જોઈને, બન્ને મોઢાં પહોળાં કરીને એની સામે તાકીને જોતાં રહ્યાં, ને એકસાથે બોલી ઊઠ્યાં, "અમે આ વાત અલકકાકાને કહીએ?"

બુલિએ પછી કહ્યું, "અલકકાકા કમઅક્કલ !"

ખરું કહીએ તો અલક ફક્ત એના મસિયાન ભાઈ પ્રિયતોષનો જ પ્રાણતુલ્ય હતો એવું નહોતું. પણ પ્રિયતોષની છોકરીઓનો પણ એ પ્રાણતુલ્ય હતો. અને એ પણ એમને

પોતાની દીકરીઓ હોય તેવી રીતે વહાલ કરતો હતો.

બુલિ બાબલીનું બાળપણ એટલે અલકકાકા. તેમની ગમે તેવી ઇચ્છા, કે ગમે તેવી માગણી પૂરી પાડવાની જવાબદારી અલકકાકાની. દેખાવડા, પણ શરીર નરમગરમ ચાલ્યા કરે, એમનું વર્તન પણ સભ્ય, ભદ્ર અને સંમાર્જિત. હંમેશાં હોઠો પર સ્મિત ફરક્તું હોય. એક વાતમાં ધ્યાન, ચિત્રો દોરવાનું.

બુલિને યાદ છે, કે એક વાર પ્રિયતોષ અને સુનયના, અલક પરણવા સંમત થાય તે માટે એની પાછળ ખાઈપીને પડ્યાં હતાં, ત્યારે અલકકાકાએ કહ્યું હતું, 'એટલે તમે મને ઘરમાંથી કાઢી મૂકવા માગો છો? તમે ખૂબ આગ્રહ કરશો એટલે હું પીગળી જઈશ એમ? ભણતર તો કંઈ છે નહિ, કામકાજમાં રંગોથી પીંછી વડે બાળરમત, ચિત્રકળા જોડે ઘર માંડ્યું હોય એવાની જોડે લગ્ન કરવા કોણ તૈયાર થાય?'

અલકે લગ્ન કર્યાં નહિ.

પ્રિયતોષ તથા સુનયનીની કેટલીય ખુશામત, કેટલીયે વિનવણી, સમજાવટ, શિખામણ, અલકને લગ્નને માટે રાજી કરી શક્યાં નહિ. અલક કહેતો, ''ભવિષ્યની બીક બતાવીને, મને કાબૂમાં લેવાનો પ્રયત્ન કરો છો પ્રિયદા ! પણ એ એટલું સહેલું નથી. ભવિષ્યમાં સુનયની મને રાંધીને ખવડાવી શકે એવી એની શારીરિક અવસ્થા ન હોય. એવો ભય બતાવી મારે ગળે ઘંટીનું પડ બાંધવા માગો છો? હું એટલો મૂરખ નથી. મને સ્વતંત્ર રાખીને ખવડાવી શકે એવી હોટલોનો કલકત્તામાં કંઈ તોટો છે?

અલક એના કરતાં સાત વર્ષે મોટા, મોટાભાઈની વહુને ભાભી કહેવાને રાજી નહોતો. કહેતો, 'મારા કરતાં નાની છે, એને ભાભી શા માટે કહું. હું તો એને નામથી બોલાવીશ.'

તે વખતે પ્રિયતોષની મા જીવતી હતી. નાનપણમાં જ માનું મૃત્યુ થયેલું. એટલે અલક માસી પાસે જ ઉછરેલો. માસી કહેતી, ''કેવી વાત કરે છે તું? નાની એટલે શું મોટાભાઈની વહુને નામથી બોલાવશે? દુનિયાભરના બધા મોટાભાઈની વહુ નાની હોય તોપણ એને ભાભી કહીને બોલાવતા હોય છે?'' ''ભલેને કહેતા હોય. પણ એથી હું થોડો ભાભી કહેવા બંધાયેલો છું?''

''તારાથી કેટલી નાની છે કહે તો? બહુ બહુ તો થોડા મહિના નાની હશે.''

''જાણું છું, દશ મહિના. તો એ કંઈ ઓછો ગાળો ન કહેવાય. એટલે કે હું જ્યારે ભાખોડિયાં ભરતો હતો ત્યારે એ જમીન પર સૂતી સૂતી એં એં કરતી હતી. એને વળી હું ભાભી કહું? છટ્ -''

સુનયની સાસુની પાસે આવીને ફરિયાદ કરતી ''મા જુઓ તો.. અલક મને નામથી બોલાવે છે. ભાભી કહીને બોલાવતો નથી.''

સાસુ હસતાં હસતાં કહેતી, ''તું પણ તો એને નામ દઈને જ બોલાવે છે. દિયરજી કહેતી નથી.'' ''અરે વાહ, એ મને રોકશે નહિ હું એને નહિ રોકું. કેવી મજા!''

સાસુ ઘણાં ભલાં, ઉદાર અને પ્રેમાળ હતાં. એમને પોતાને તો દીકરી હતી નહિ. તેથી પારકી છોકરીને એ ખાલી સ્થાન પર બેસાડી દીધી. છોકરાની વહુ પાસે એ કશી

જ અપેક્ષા રાખતાં નહોતાં. એ વિચારતાં એ તો છોકરાં છે. તે હસતાં રમતાં રહે અને ઘરને આહ્લાદથી ભરી દે. એ જ તો મોટું સુખ છે. હું તો અત્યાર સુધી એકલી જ ઘર ચલાવતી હતી. તો વહુ આવી એટલે શું હું બેઠાડું બની જાઉં? '' છોકરાની વહુની આગળ ડરાવણા થવાથી એ છોકરાની આગળ પણ ડરાવણી બની જશે અને સહજ પ્રેમનો સંબંધ જળવાઈ નહિ રહે. એનું પણ એને ભાન હતું.

એ ઉપરાંત એ હસમુખી હતી. એથી એ વખતે પણ એણે કહ્યું હતું, ''ભલે ભાઈ ભલે. હું કોઈને વારતી નથી. ભલે એકબીજાને નામથી બોલાવો. નજીવી વાતમાં ઝઘડો નહિ.''

પણ સુનયનીને નસીબે એ દુર્લભ વસ્તુ ઝાઝી ટકી નહિ. બુલિનો જન્મ થયો તેવામાં એ મૃત્યુ પામી. સુનયનીના હલકા ફૂલ જેવા દિવસો આથમી ગયા. બોજો વધી ગયો. એક તરફ બાળક, બીજી તરફ બધું ઘરકામ.

પ્રિયતોષ આ બધી બાબતમાં સાવ મૂઢ-એ એકળાઈ જતો. કહેવા જઈએ તો, ''બુલિને એના અલકકાકા જ ઉછેરશે.'' પહેલાં તો છોકરીને રડતી રાખવાની કામગીરી હતી. તેમાંથી બઢતી થઈ, ને છોકરીને ખવડાવવી, સૂવડાવવી, નવડાવવી, ને ક્યારેક તો બાળોતિયાં પણ ધોવાનું કામ એ રાજીખુશીથી કરતો.

''એ સુનયની જરા અર્ધો કલાક થોભી જા. હું આ રડતી સૂરતને નવડાવું.''

અલકના ચિત્રાંકનના આરંભકાળમાં એની માસીને એના મૉડેલ બનવું પડતું. અલકની શરૂઆતની સ્કેચોની ચોપડીમાં , એ બોખી, હાસ્યવદના ડોશીનો સ્કેચ હતો. મુખ કરતાં અલકને તો વધારે જરૂર હતી, મોંઢા પરના ભાવોની.

''ઓ માસી! તમે બપોરે જે રીતે ચોપડી વાંચતાં વાંચતાં ચશ્માં કાઢીને ઊંઘી જાઓ છો, એ રીતે જરા સૂઈ જાઓને.''

માસીની આંખો કપાળે ચઢી જતી. એ કહેતી ''તું કેવી વાત કરે છે? સવારના પહોરમાં હું ઘરકામ છોડીને સૂઈ જાઉં?''

''વાહ, પ્રિયદા તો કૉલેજમાં ગયા છે. હવે તમારે વળી શું કામ?''

''અને શું કશું કામ નહિ હોય? જા ભાગ. હું જરા સૂઈ જાઉં ત્યારે મારું ચિત્ર દોરજે.''

પણ એમ કહેવાથી થોડો છુટકારો થવાનો હતો? કલાકારને જ્યારે ઉમળકો આવે ત્યારે ધૈર્ય શબ્દ અર્થવિહીન બની જાય છે. એ જ ક્ષણે અલક સાદડી પાથરે. પાસે એક ચોપડી રાખે અને એક પાસે એક પંખો મૂકે. અભિનય માટે રંગમંચ તૈયાર કરે.

જ્યારે ત્યારે સુહાસિની જોડે પણ આવું જ બનતું. સુનયની સાંજે હાથ મોઢું ધોઈ, સ્ટવ સળગાવીને પ્રિયતોષને માટે નાસ્તો તૈયાર કરવાની તૈયારી કરતી હોય, ત્યારે અલકની બૂમ પડે. ડાહી છોકરી ! જરા ઉઘાડી બારી આગળ આવીને ઊભી રહે. ને પ્રિયદાને, જરા આવતાં મોડું થયું હોય, તેમ નિરાશ નયને આકાશ તરફ જોતી હોય, એવો ભાવ મોંઢા પર લાવ.

સુનયની ખોટો ગુસ્સો કરતી હોય એમ કહેતી ''હવે બહુ થયું. હું હમણાં તમારે

માટે આકાશ તરફ જોવાનો 'પોઝ' આપું અને તમારા પ્રિયદા કઢાઈમાં તળવા મૂકેલી કચોરીને બદલે કાચો લોટ ખાય? તમને ખબર છે એને ભૂખ લાગે, ત્યારે એ અકળાઈ જાય છે?''

''અરે સુનયની! તમારી કચોરી હું તળી આપીશ. હું સરસ બનાવું છું. તેનું પ્રમાણ તો તમારી પાસે છે. યાદ છે?''

એ શું ફક્ત બારી પાસે ઊભા રહેવાની વાત હતી? ચૂલા આગળ બેઠી હોય, શાક સમારતી હોય ત્યારે, ડ્રેસીંગ ટેબલ આગળ બેઠી હોય ત્યારે, ટુવાલ લઈને એના ભીના વાળ ઝાડતી હોય ત્યારે, અવાજ સંભળાય ''સુનયની એક મિનિટ : જેમ બેઠી છે તેવા જ પોઝમાં બેઠી રહે. ખબરદાર જરાયે હાલી છે તો.'' ક્યારેક સખત કામમાં હોય ત્યારે, તો ક્યારેક નાટકીય ઢબે એની ફરમાઈસ થતી. ને બુલિ તથા બાબલી માટે પણ એ કંઈ ઓછું કરતો નહોતો.

''સુનયની, એકવાર એને નાગીપૂગી બાથટબમાં એના વાળ ઊંચા કરીને બેસાડી દેને.''

સુનયની બે હાથે માથું પકડતી.

''હમણાં જ તો એને વઢી ઝઘડીને બાથટબમાં નવડાવીને પાછી એને ધમાચકડી કરી બેસાડું? એ શક્ય જ નથી.''

''અરે ! એક ઊગતા કલાકાર માટે તું એટલો મારી ઉપર ઉપકાર કર ને અશક્યને શક્ય બનાવી દે !''

''તું તો તદ્દન મૂરખ છે.''

''નકામા કરતાં પાગલ તો સારો?''

પ્રિયતોષનો સ્વભાવ એની માના જેવો ઉદાર અને સ્નેહાળ હતો. અલક પર એને અપાર વાત્સલ્ય હતું.

એનાં ચિત્રો એ જોતો અને મુગ્ધ થઈને કહેતો ''શી રીતે તું આવા તાદૃશ ભાવો આલેખી શકે છે? આ તો બુલિની જ આબેહૂબ પ્રતિકૃતિ લાગે છે. અને આ તો જાણે જીવતીજાગતી બાબલી જ જોઈ લો. અને આ તો પગથી માથા સુધી સુનયની.'' અલક હસતો.

''માથા સુધી એટલે શું પ્રિયદા? માથાની લટમાં તો ચિત્રકળાની ખૂબી છે. વાળમાં જરાક ફેરફાર કર્યો હોય તો ચહેરો તદ્દન બદલાઈ જાય.''

ક્યારેક તો પ્રિયતોષને પકડીને એને બેસાડતો અને એનું રેખાચિત્ર પૂરું ન થાય ત્યાં સુધી એને છોડતો નહિ.

કહેતો, ''બેઠા રહો આમ જ ચશ્માં કપાળ પર રાખીને. એનું શીર્ષક આપીશ : 'લેખનમાં મશગૂલ અધ્યાપક'. ''

એ જ અલક.

બુલિ બાબલીના બાલ્યકાળમાં, કિશોરવયમાં બધામાં તો અલકકાકા હતા.

પ્રિયતોષે બન્ને દીકરીઓનાં ઝટપટ લગ્ન કર્યાં હતાં. કહેતો હતો, "સારો છોકરો મળે છે. મારો શિષ્ય છે. અદ્‌ભુત છોકરો છે."

બન્નેનાં એક પછી એક લગ્ન કરી નાંખ્યા હતાં. અલક ચિઢાયો હતો. "સારો છોકરો એ બધું તો બહાનું છે. આ તો તમને ઘરમાંથી વિદાય કરીને એને મુક્ત પુરુષ બનવું છે તે માટેની બધી ચાલ છે. સમજી! એને એની સાધનામાં કોઈ દખલ ન દે તે માટે આ ઉતાવળ."

અને સુનયની પર રોષ ઠાલવતાં કહે "છી, સુનયની કોઈને વિશ્વાસ ન આવે, કે તું બબ્બે જમાઈઓની સાસુ બની છે. બન્ને છોકરાઓ તને મા કહી, તારી ભક્તિ કરે, તારી ચરણરજ લે ત્યારે મહામુશ્કેલીએ હસવું ખાળવું પડે.

ને સાચું કહીએ તો એ વિશ્વાસ ન આવે એવું જ હતું. સુનયનીનો ચહેરો એવો હતો, કે એ ક્યારેય ઘરડી લાગે જ નહિ. સમય જાણે એની ઉપર અળતો લગાવીને ચાલ્યો જાય. ડાળીપાંદડાં ખેરવવાનું તો દૂર રહ્યું પણ બે એક પાંદડાં પણ ખરે નહિ.

ફક્ત હમણાં થોડા દિવસથી એમ લાગે છે, કે ઝરી ગયું છે સેંથીમાંનું સિંદૂર, અને ચાંદલા ઉપરાંત પણ બીજું કંઈ.

બુલિએ કહ્યું, "તું આવી રીતે બદલાઈ જાય એ તો કલ્પનામાં પણ નથી આવતું. મા !"

સુનયનીએ હળવું સ્મિત કરતાં કહ્યું, "કેમ માને તું શું સ્વર્ગની દેવી માને છે?"

"દેવી ભલે ન હોય, તને ક્યારેય સ્વાર્થના જ વિચાર કરતી હોય એવી જોયાનું યાદ નથી !"

સુનયનીએ સ્થિર દષ્ટિ રાખીને કહ્યું, "એ મન એક પહાડના ઓઠા નીચે હતું. મારે કશી ચિન્તા કરવાની હતી નહિ.

"તમારા બાપના આ રીતે ચાલી જવા પછી, આ બધી ઉત્તરક્રિયાની જવાબદારી, અલકકાકાએ એમના આવા શરીરે શી રીતે સંભાળી, એ તમે ધ્યાનથી જોયું છે?"

"એણે બહુ કર્યું છે, પણ એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. લાંબા સમય સુધી એણે એ માણસ પાસેથી કંઈ ઓછું મેળવ્યું નથી."

"મેળવ્યું હોય તોયે કંઈ બધા આટલી શ્રદ્ધાથી, આટલા પ્રેમથી-"

બાબલીનો અવાજ એકદમ રૂંધાઈ ગયો. તે પછી એના સ્વભાવ પ્રમાણે કડક અવાજે એણે કહ્યું, "લાગે છે, કે ગરજ હોય ત્યારે એમને મોટાભા કરવાના, અને ગરજ પતી કે ધૂત્કારી કાઢવાના."

"તમારાં મનનાં ભૂત શી રીતે નીકળે?"

અલકકાકા આ ઘરના કોઈ ન હોય, અલકકાકાને મરજી પડે ત્યારે રસ્તો બતાવાય, એ સ્થિતિ બન્ને છોકરીઓથી જરાય બરદાસ્ત થતી નહોતી. બુલિએ કહ્યું, "એના કરતાં અલકકાકાને એમ જ કહેવું જોઈએ કે હવે અમને પૈસાની જરૂર છે. તમે બે ઓરડા

જે વાપરો છો તેનું ભાડું આપો.''

સુનયનીએ જરા કડવાશથી કહ્યુ, ''તને વિશ્વાસ છે, કે આપણે કહીએ તો એ ભાડું આપે? એની કશી સ્થિર આવક છે? ક્યારેક એક બે જાહેરખબરનાં ચિત્ર દોરે, ક્યારેક ચોપડીનાં મુખપૃષ્ઠ ચીતરે. એ સિવાય બીજું કરે છે પણ શું?''

બાબલી માની તરફ તાકી રહી. ખરેખર માણસને ઓળખવા ખૂબ મુશ્કેલ છે. એમ લાગતું હતું, કે અલકકાકા એમને ખૂબ વહાલા છે. શી ખબર કે એમને માટે માના હૃદયમાં આટલો તિરસ્કાર ભર્યો છે? એ વહાલ શું પપ્પાને દેખાડવાને માટે જ હતું? એ ચીઢમાં બોલી ઊઠી, ''તે તારે એટલી બધી પૈસાની મુશ્કેલી શી આવી પડી? પપ્પાએ લખેલાં પુસ્તકો ને ગાઇડો તો પપ્પા સાથે લઈ ગયા નથી !''

છોકરીની ચીઢ અને સંગીન દલીલથી પણ સુનયની જરાય વિચલિત થઈ નહિ. એણે કહ્યું, ''તું શું એમ ધારે છે, કે પ્રકાશકો એટલા પ્રામાણિક છે, કે એ જ્યારે નથી, ત્યારે એ લોકો ઘેર આવીને પૈસા પહોંચાડી જશે?''

છોકરીઓ એમની ભલી માની આવી કુચાલ જોઈને બીજા ઓરડામાં ગઈ'ને ભાંગી પડી. બીજું કંઈ નહિ, આ જરૂર એમની કુટિલ મોટીમાસીની સલાહ હોવી જોઈએ, પિતાની ઉત્તરક્રિયા વખતે પંદર-વીસ દિવસ એ અહીં પડી રહી, માના વાંસા પર હાથ ફેરવતાં ફેરવતા, માની કાનભંભેરણી કરીને, એનામાં કુટિલતાનું સિંચન કર્યું.''

''દીદી ! તેં સાચી વાત કરી. ઘણા વખતથી માનો અલકકાકા જોડે કેવો મેળ હતો! પપ્પા હસતાં હસતાં કહેતા ''એ તારો પરમ પ્રિય મિત્ર છે.''

''બાબલી ! મોટીમાસી તને ગમે છે?''

''ગમે? એ તો મારી આંખોનું શૂળ છે. એની વાતો કેવી નઠારી હોય છે? મા ફળ નારિયેળ કશું લેતી નહોતી, તોયે, એ એની આગળ બધું લઈ જઈને કહે, ''આ તો તારે ખાવું જ પડશે. હવે તો ચા-બિસ્કુટ ખાઈને જીવાય નહિ. શા માટે ન ખાઈ શકે તે મને સમજાતું નથી. ચા બિસ્કુટનો તો શો આધાર? મા એનાથી ભોળવાઈ જશે, એવી તો કલ્પના પણ નહિ. એને તો મઝા પડી ગઈ. અસહ્ય હલકટ ડોશી ! એની ભંભેરણીથી જ મા...''

માને મોંઢે આવી નીચ વાત સાંભળી એમના મનમાં જે વિસ્મય અને શંકા જન્મ્યાં હતાં, તેનું કારણ જડતાં એ બન્ને બહેનોને થોડીક ટાઢક વળી અને દલીલો કરી માનું મન પાછું વાળી શકાશે એવો પ્રયત્ન કરવા એ માની પાસે ગઈ અને જાણે કંઈ યાદ આવ્યું હોય એ રીતે એણે કહ્યું, ''મા તેં એ વિચાર્યું છે, કે અલકકાકા સિવાય હવે ઘરમાં કોઈ વડીલ પુરુષ નથી.''

સુનયનીના મોઢા પર સૂક્ષ્મ હાસ્યની રેખા ફૂટી. એણે કહ્યું, ''એ જ તો વિચારીને હું આ પગલું લઉં છું.'' પુરુષ શું કોઈ સ્ત્રી પણ નથી. તમે તો કાલે ગાયબ થઈ જશો.''

એમણે અસહિષ્ણુ સૂરમાં કહ્યું, ''અમે તો ઘરમાંથી ચાલી જવા જ સર્જાયા છીએ. અમારી વાત શા માટે વચ્ચે લાવે છે? અલકબાબુ ચાલી જાય તો, તારે તદ્દન એકલા રહેવું પડશે. એનો વિચાર કર્યો છે? સલામતીનો સવાલ નથી ઊભો થતો?''

સુનયની શાંતચિત્તે બોલી, "એ દૃષ્ટિએ વિચારીને એક કુટુંબકબીલાવાળા ભાડૂત રાખવાનો વિચાર કર્યો છે."

"એની વ્યવસ્થા તું શી રીતે કરવાની હતી?"

"મોટીબેનના સાસરિયાં જોડે ગોઠવ્યું છે. એ બે ઓરડીમાં દશ જણ રહેશે. પછી તારી માને એકલું એકલું નહિ લાગે."

તો એ મોટીમાસી. એનો અર્થ બધું ગોઠવી લીધું છે. થઈ રહ્યું. મામલો એ લોકોના હાથની બહાર ચાલ્યો ગયો હતો.

એમણે તોબરો ચઢાવી કહ્યું, "તારી મરજીમાં આવે તે કર. મહેરબાની કરીને અમે છીએ ત્યાં સુધી અલકકાકાને કશું કહેતી નહિ."

"શા માટે, ભૂંડી વાત કરવાનો ભાર મારી પર?"

છોકરીઓની વિનંતી સુનયનીએ સ્વીકારી નહિ. જ્યારે અલક અને છોકરીઓ જમવા બેઠી હતી. (સુનયની તો હવે ટેબલ પર બેસતી નહોતી) ત્યારે એ ફટ કરતીક ને બોલી ઊઠી, "તો કાલથી અલકબાબુ તમારે હોટલનો આશરો લેવો પડશે."

અલકે ચોંકીને મોઢું ઊંચું કર્યું. પ્રિયતોષના ચાલી જવા પછી, એણે પહેલીવાર સુનયનીને પોતાની રીતે વાત કરતી જોઈ. એનો અર્થ ધીરે ધીરે એ પોતાનું પોત પ્રકાશશે, એમ લાગે છે. પણ આમ કહેવાનો અર્થ શો?

બુલિ બાબલી પણ ચોંકી ઊઠ્યાં. ઓરડાની વાત કરવાની હતી, ત્યાં વળી પાછું આ શું? આ નવી વાતનો અર્થ શો?

સુનયનીએ બધાનાં ચમકેલાં મોઢાં તરફ જોયું ના જોયું કરીને કહ્યું, "આ છોકરીઓ તો આજે ચાલી જશે. હવે ગૃહિણીની રસોડાની માથાકૂટ તો રહી નહિ. મારે માટે એકવાર કાચુંપાકું રાધું એટલે પત્યું. હું મારું ગમે તેમ ફોડી લઉં," પણ તમારું જોવું પડે ને? "તો એ વાત છે. તો જેમ ચાલે તેમ ચાલવા દો સુનયની !"

શોકનો અવધિ પૂરો થયાં પછી એ શુભચિંતિકા હોય, કરુણહૃદયી હોય, એવા સૂરમાં વાત કરતી હતી. "તો હવે રસોડાની વાત ક્યાંથી આવી? હવે તો બધાં ફળફળાદિ તથા શાકાહારી વાનગીઓ ખાઈ શકાય."

સુનયનીએ જવાબ આપ્યો "મને એ બધાંની રુચિ જ રહી નથી."

પણ એ જવા દો. પણ હમણાં એ વાત કરવાની કંઈ જરૂર હતી.

બન્ને છોકરીઓએ એમનાં માથાં નીચાં ઢાળી દીધાં. તો પણ અલકે આંખો ઊંચી કરીને કહ્યું, " તો એકવાર કાચુંપાકું ખાવાનો મને વાંધો હશે એમ તેં કેમ માન્યું?"

"તમને વાંધો ન હોય મને છે." હું કોઈ દિવસ રાંધું, કોઈ દિવસ ન પણ રાંધું, મારું કશું ઠેકાણું નહિ. તમારે લીધે મારે મૂંઝાયાં કરવું પડે."

"મારે લીધે મૂંઝાવાનું !"

અલકે પણ માથું નીચું કરીને કહ્યું, "ઠીક છે. કાલથી એ વ્યવસ્થા થશે."

ઓરડામાં આવી બુલિએ કહ્યું, "મા ! આનો અર્થ શો? તું તો ઓરડીઓની વાત

કરવાની હતીને. તેં તો ખાવાની વાત કરી. ''

સુનયનીએ કહ્યું, ''મેં વિચારી જોયું. એ જૂનો વડ કાપવો હોય, તો સીધો જ મૂળમાં ઘા કરીએ, તો એકદમ ઝાડ તૂટી પડવાનો ભય હોય છે. તેથી પહેલાં ડાળપાંદડાં તોડી નાંખવાં જરૂરી છે.''

માને ભૂત વળગ્યું છે, એ વિષે પૂરી ખાતરી થતાં, બન્નેએ જઈ પિતાની છબી આગળ જઈ એમને પ્રણામ કર્યાં અને રડતાં રડતાં ગાડીમાં બેઠી. બન્નેને એક જ સ્ટેશન પર જવાનું હતું. એક જણને દુર્ગાપુર જવાનું હતું. એક જણને આસનસોલ.

અલકે એમને હાવડા સ્ટેશને પહોંચાડ્યાં. સુનયની ધીમેથી બારણું બંધ કરીને પ્રિયતોષની એ જ છબી પાસે ગઈ અને ધીમેથી બોલી, ''બહુ દયામાયા કરવાની ઇચ્છા હતી, હવે છરીને ધાર કરવાની શક્તિ આપો.''

સ્ટેશનેથી પાછા આવ્યાં પછી માથું નીચું ઢાળીને ટેબલ આગળ બેઠો.

પુરુષ રડે એ સારું ન લાગે. તેથી એ રડતો નહોતો.

''તો એ વાત છે? તો આ જુદી જ ચાલ રમે છે સુનયની?''

જોકે. એકવાર એનાથી રડી પડાયું હતું જ્યારે પ્રિયતોષના બેભાન દેહને એની કૉલેજમાંથી લઈ જવામાં આવ્યો અને ડૉક્ટરે આવીને જણાવ્યું કે એ હવે ભાનમાં આવશે નહિ. તે વખતે અલકે હૈયાફાટ રુદન કર્યું હતું, ને હીબકાં ખાતાં ખાતાં એ બોલ્યો હતો, ''સુનયની! હવે આપણું શું થશે?''

સાંભળીને સુનયની દિગ્મૂઢ બની ગઈ હતી.

સુનયની તો સતત પોકાર્યા કરતી હતી, ''કે હવે મારું શું થશે, હવે મારું શું થશે?'' જ્યારે આણે તો કહ્યું હતું, ''હવે અમારું શું થશે?''

એ વખતે સુનયની એ સ્ટેશનેથી પાછો આવ્યો છે તે જોઈ છરીને ધાર કરીને વડવૃક્ષના મૂળમાં ઘા કરવાને આવી.

એણે કહ્યું, ''ઘર કેવું લાગે છે? ભૂતિયાઘર લાગે છે ને?'' અલકે મોઢું ઊંચું કરીને એની સામે એકીટશે જોયાં કર્યું.

સુનયનીએ કહ્યું, ''ઝટપટ આ ભૂતિયાઘરમાંથી જતા રહો ઓ કલાકાર, તમારાં બિસ્તરા પોટલાં લઈને.''

''ચાલી જાઉં?'' અલક મૂઢની જેમ જોઈ રહ્યો.

સુનયનીએ કહ્યું, ''હાસ્તો વળી. તમારો આશ્રયદાતા તો નોટિસ આપ્યા વિના, તમને રસ્તે બેસાડીને ચાલ્યો ગયો. હું એકલી સ્ત્રી, કઈ શક્તિને જોરે તમને ઘરમાં ઊંચકી લાવીને, તમારી પ્રતિષ્ઠા કરીને રાખી શકું બોલો?''

અલકે એક ક્ષણ એની સામે તાકીને જોયાં કર્યું. ને પછી ધીરેધીરે એણે કહ્યું.'' જે માણસને ઘરમાં લેવો પડે એવી વાત કરો છો, તો શું તે માણસની કશી જ કિંમત નથી?''

સુનયનીએ કહ્યું, ''એક કોડીની પણ નહિ.''

અલક આખો વખત ક્યાંક ઘૂમતો રહેતો. એક દિવસ આવીને એણે કહ્યું, "મેં રહેવાનું ઠેકાણું નક્કી કર્યું છે, હું જાઉં છું. ફક્ત આ વસ્તુને રાખી શકું એવી જગ્યા મળી નહિ. એને તારે જગ્યા કરી આપવી પડશે."

સુનયનીએ તાકીને જોયું, તો એ જૂની કાળા રંગની પેટી હતી, જેમાં અલકના આરંભના દિવસોમાં દોરેલા સ્કેચ હતા, એનો ચિત્ર પર હાથ બેસતો હતો તેના નમૂના. એ સ્કેચોમાં સુનયની નામની સ્ત્રીના જુદા જુદા સ્કેચો હતા. કિશોરી-રૂપે, તરુણીરૂપે અને માતાના રૂપમાં. સુનયનીએ એની તરફ તાકીને જોયું ને કહ્યું, "ગંગામાં તો ઘણું પાણી છે. તેમાં આનો સમાવેશ નહિ થાય."

અલકે કહ્યું, "એ વિચાર્યું નથી. તારી ઇચ્છા હોય તો હું જ જોજે કે ગંગામાં એટલું પાણી છે કે નહિ. ચાવી તારી પાસે રાખ."

"ભેજું તો ઠેકાણે છે ને? ચાવી રાખીને હું શું કરું?"

"હું ક્યાં જાઉં છું, તે તેં પૂછ્યું પણ નહિ?"

"પાખંડી ક્યહીંના."

"પાખંડી હોત તો શું તારી પાસે મારું આ સર્વસ્વ મૂકી જાત? મારું સરનામું મૂકી જાઉં છું. બાબલીને આપજે. નહિ તો બિચારી રડી રડીને મરશે."

થોડા દિવસ પછી બાબલી કલકત્તા આવી. સરનામું મળતાં એ ખૂબ રડી. એણે કહ્યું, "અલકકાકાની જોડે તેં આટલું બધું ખરાબ વર્તન કર્યું? તેમ છતાં એમણે તને માફ કરી છે. મા ! હું તો વિચારી જ શકતી નથી. કે ફક્ત થોડા રૂપિયા માટે લાંબા સમયનો સ્નેહ અને પ્રેમભર્યો સંબંધ. નાનપણથી તમે સમોવડિયા -."

કોઈએ ક્યાંક ફટ કરતી દીવાસળી સળગાવી સુનયનીની આંખે એની ઝાળ લાગી.

સુનયનીના ગળામાંથી નીકળતા સૂરમાં એ આંચની ઝાંખી થઈ.

જાણે ઘણા દિવસથી એકઠાં થયેલાં દુઃખ, વેદના, શરમ હાહાકાર આગ બનીને પ્રગટ થયાં. એ આગભર્યા સૂરમાં સુનયની બોલી ઊઠી, "તું આ દુનિયાને જાણતી નથી બાબલી ! અથવા જાણવા છતાં, તું અજાણ હોવાનો ઢોંગ કરે છે? આ શું પૈસા માટે મેં કર્યું છે?

"તારા બાપ મને એકલી મૂકીને ચાલી ગયા. કહી પણ ન ગયા કે મારે શું કરવાનું છે. આ એકલવાયા ઘરમાં હું જો મારા એ પ્રેમાળ, સમવયસી, મિત્ર, એમના મસિયાઈ ભાઈને મારા દિયર જોડે પહેલાં રહેતી હતી તેમ એકલી રહું, તો આ તમારા સમાજની આંખો કપાળે ન ચઢી જાત? એ મારા મિત્ર છે એમ માનત? અમારી મૈત્રીને શું એ સારી નજરે જોત? અમારા સંબંધ પર કાદવ ઊડાડતો એ સમાજ આગળ ન ધપત? સ્નેહ, પ્રેમ, માયા, માણસાઈ, એ બધાંને પ્રગટ કરવાનો સ્ત્રીઓને અધિકાર નથી. બાબલી!"

બાબલી બેબાકળી બની ગઈ. તોપણ પોતાની અણસમજુ હોવાની ભૂમિકા ચાલુ રાખતાં બોલી, "અરે, આ ઉંમરે તારા બબ્બે જમાઈઓ હોય, ત્યારે તને કોઈ શું કહેવાનું હતું?"

સુનયની કટુ હાસ્ય કરતાં બોલી, "અરે બીજા તો ઠીક પણ પોતાની મા બહેન પણ ગમે એવી વાતો કરે. ચાળીશ વર્ષની ઉંમરે, બબ્બે જમાઈ હોય તોપણ સમાજ મને છોડે કે? એવી એવી વાતો સાંભળી સાંભળી તમે બે દીકરીઓ પણ મને શંકાની દૃષ્ટિએ જુઓ. મા છું. એટલે શું તમે લોકો આગળ મારો બચાવ કરો? બાબલી! સ્ત્રીઓ જ સ્ત્રીઓના મોઢા પર કલંકની શાહી ઢોળવા માટે તત્પર હોય છે. ને વળી જેને આપણે આપણાં પોતીકાં માનીએ તે લોકો પણ આપણને છોડે નહિ. સ્ત્રીને સ્ત્રીનો વિશ્વાસ હોતો નથી, કે સ્ત્રી સ્ત્રીને ચાહતી પણ નથી હોતી. આ મહાન સત્ય અત્યાર સુધી હું જાણતી નહોતી, પણ તારા બાપે જાણકારીની હવા અંદર આવે તેથી બારી ખોલી નાંખી.

સાચેસાચ આ નિર્લજ્જ સત્યથી સુનયની નામની આહ્લાદમય જીવન જીવનારી સ્ત્રી અજાણ હતી. પ્રિયતોષના મૃત્યુએ જાણકારીનો ભંડાર ખોલી દીધો. અત્યાર સુધી તો સુનયની સમજતી હતી કે જીવન એટલે સુખ, જીવન એટલે પ્રેમ, જીવન એટલે નિશ્ચિન્તતા.

કદાચ પ્રિયતોષ નામની વ્યક્તિ અકાળે મૃત્યુ ન પામત તો, સુનયનીના જીવન વિષેના એ જ્ઞાનનું મૃત્યુ ન થયું હોત.

# કારમો છુટકારો

આંખની સામેથી એક ગાડી પસાર થઈ. એક, બે, ત્રણ-ત્રણ, ચાર માલતી મોઢું ફાડીને જોતી રહી, જાણે આવું સ્વર્ગીય દૃશ્ય એણે પૂર્વે ક્યારેય જોયું ન હોય.

ના જોયું નહોતું. આખાં ત્રણ વર્ષો સુધી માલતીએ રસ્તા, ગાડી, કે રસ્તા પર ચાલતા માણસો જોયા નહોતા. વિચાર કરતાં એને વિશ્વાસ પડતો નહોતો. ત્રણ ત્રણ વર્ષો એણે જાણેલી સૃષ્ટિની બહાર એક અદ્‌ભુત જગતમાં વિતાવ્યાં હતાં. અને ફરીથી એની જાણીતી સૃષ્ટિમાં પાછાં ફરતાં એને આશ્ચર્ય થતું હતું. એણે પોતાના ગાલ પર ચીમટી મારીને ખાત્રી કરી જોઈ કે પોતે જે જુએ છે, તે સત્ય છે કે મિથ્યા.

કાલે રાતે પેલો પાજી-માલતીને ખબર નહોતી કે, એનો કઈ રીતે ઉલ્લેખ કરવો—સરદાર કે માલિક? કોને ખબર, એને ઓળખવાની કોઈ દિવસ એને ઇચ્છા જ થઈ નથી. મનમાં મનમાં માલતી એને પાજી જ કહેતી, તો એ કાલે રાત્રે એને મળવા આવ્યો, ને હસતાં હસતાં કહ્યું "કાલે સવારે તો તું છૂટી જશે, ને માલતી!"

છુટકારો! છૂટી જવાની! માલતી આ કેદખાનામાંથી છૂટવાની. એને વિશ્વાસ નહોતો આવતો, આખી રાત એને ભયંકર વેદના થતી હોય તેવી ચિન્તા થઈ, આખી રાત ઊંઘ ન આવી. એને થતું એ પાજી એને ઠગીને મઝા જોવાને તો આ સારી ખબર નહિ આપી હોય? એને ત્રાસ આપવાનો તો એનો પેંતરો નહિ હોય!

કાલે સવારે જ્યારે માલતી એને પૂછશે, "હું ક્યાં છૂટી છું?" ત્યારે એ લુચ્ચું હસશે. પણ આજે સવારે સાચેસાચ એવું બન્યું. એણે ક્યાંકથી ગંદા અને કર્કશ અવાજે કહ્યું "એઈ, માલતીદાસી! તું છૂટી ને!"

તે પછી કોની સાથે, કેવી રીતે જેલમાંથી બહાર જેલનાં દરવાજામાંથી બહાર આવી, ને ખુલ્લા આકાશની નીચે ઊભી રહી, તે એને પોતાને જ સમજાયું નહિ. જાણે બધું સ્વપ્નવત્ બની ગયું,

આવતાં પહેલાં, કેટલાક ઓળખીતાનાં મોંઢાં જોવાં. એમનાં મોંઢાં પર હતાશા હતી, અને કેટલાંકને તો એની ઈર્ષા પણ થતી હતી. એક જણે કશુંક કહ્યું, પણ માલતીને શું કહ્યું તે બરાબર સમજાયું નહિ. પોતે પણ કઈ બોલવા ગઈ, પણ બોલી શકી નહિ. ત્યાં વળી પહેરાવાળો જાણે ઢોર હાંકતો હોય તેમ એને બહાર ધકેલી દીધી.

છૂટી ગઈ, બહાર આવી ગઈ, છતાં, એ લોકોનાં કબજામાં જ્યાં સુધી રહેવું પડશે. તો એ લોકો એની જોડે દુર્વ્યવહાર કરવાના જ એ ત્રણ વર્ષ પહેલાં-

માલતીએ જ્યારે સાંભળ્યું, કે એને જેલની સજા થઈ છે, ત્યારે એણે નક્કી કર્યું કે જેલની અંદર જતાં જ એ એને ગળે ટૂંપો દઈ દેશે. છૈયાં-છોકરાંવાળીને જેલ. કેટલી શરમ! એ જ્યાં રહેતી હતી ત્યાં કોઈ પણ સ્ત્રીને કપાળે આવું કલંક લાગ્યું હતું? એમની વસવાટની જગ્યા ગૃહસ્થીઓના રહેઠાણની જગ્યા હતી, બધી સ્ત્રીઓ મહેનત-મજૂરી કરે, છૈયાં-છોકરાંને લઈને સંસાર સાચવે, કેટલાક પુરુષો મહેનત-મજૂરી કરે નહિ, અથવા કરે તો જે કંઈ રોજી મળે તેમાંથી દારૂતાડી પીએ, અને કુટુંબના બીજા માણસો રળે, તેમાંથી પેટ ભરે ને એમનો ખોરાક પણ ઘણો. બૈરાં બધાં જ મજૂરી કરે. સાત આઠ વર્ષની ઉંમરથી માની જોડે બાબુજીનાં ઘરોમાં કામ કરવા જાય. નાના છોકરાઓ પણ રળવા નીકળી પડે. રાત્રે ઘેર પાછા આવીને થોડુંઘણું પેટમાં નાખીને ઊંઘી જતાં. એક જ ઓરડામાં રહે, તોયે એમાં જ જન્મમૃત્યુ, મિલન વિરહ, તથા કલહ અને રુદનની લીલા એના નિયમ અનુસાર ચાલ્યા કરતી, એમાં 'સંસાર સસાર' નો ભાવ ચાલ્યા કરે.

એથી જ પંચાનનતલાની આ વસ્તીને "ગૃહસ્થ વસ્તી" નામ અપાયું હતું. એમાં રહેતા લોકોની વચ્ચે કાયદેસર, કે ગેરકાયદેસરનો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો નહોતો. કોઈને એ વિષે માથું પકડવાનો સમય નહોતો. એમ કહી શકાય, કે આજે આપણા દેશમાં શિક્ષિત નારી સમાજમાં "નારીમુક્તિ" ના પરિપ્રેક્ષ્યમાં લગ્નના બંધનની જાળમાંથી છૂટા થઈ, જે "લીવ ટુ ગેધર" (સાથે રહો) પ્રથા શરૂ કરવાની જવાબદારી આધુનિક પત્રપત્રિકાએ ઉપાડી છે, તે પ્રથામાં એ લોકોને ઘણા સમય પૂર્વેથી વિશ્વાસ છે. એ લોકો નિરક્ષર હોવા છતાં અને 'નારીમુક્તિ' શબ્દથી અજાણ હોવા છતાં.

એમને માટે તો વર્તમાન જ સત્ય હતું.

પણ માલતીના કુટુંબમાં એવું નહોતું. માલતી અને અમૂલ્ય રીતસર લગ્નબંધનથી જોડાયેલાં પતિપત્ની હતાં. જિલ્લા હાઉડાના સજનપોતા ગામનાં અનન્ત ગડિયાનો છોકરો અમૂલ્ય ગડિયા સાથે પાસેના ગામ ચંડીખાલાના કેતુદાસની દીકરી માલતી દાસનાં લગ્ન વખતે હજામ, ગોર હાજર હતા ને શંખધ્વનિ, સાતફેરા, હોમ બધું જ થયું હતું. એટલે એ માલતીના ભાગ્યમાં છૈયાં-છોકરાં હોવા છતાં જેલની સજા થઈ. કેવી શરમની વાત! કેવું ધૃણાજનક!

સરકારી જેલોમાં ઘણી બધી સ્ત્રીઓ હોય છે. પણ માલતીને એની ખબર નહોતી, તેથી જ્યારે એણે સજાનો હુકમ સાંભળ્યો, ત્યારે એના મનમાં થયું કે જેલના સળિયા પાછળ ધકેલાય કે તરત જ ગળે ફાંસો ખાશે. દોરડું ન મળે, તો પહેરેલી સાડી તો છે જ, એનો ફાંસા તરીકે ઉપયોગ થઈ શકશે.

પણ જેલના મહિલા વિભાગમાં પેસતાં જ એને ખૂબ આશ્ચર્ય થયેલું. જેલમાં આટલી બધી સ્ત્રીઓ છે! ડોશીથી માંડીને, નવયુવતીઓ.

એ જોઈને માલતીનો દોરડી કે. સાડીથી ફાંસો ખાવાનો વિચાર પાછો ઠેલાયો, એણે વિચાર્યું કે ઉતાવળ શી છે? જોયું જશે. જ્યારે ફાંસો ખાવો હશે, ત્યારે સાડી તો શરીર પર હોવાની જ .

એ જોયાં જવાની વાત દિવસો, મહિનાઓ પાર કરીને ત્રણ વર્ષ સુધી ઠેલાયાં જ કરી. જોકે, એ સમય ચેનમાં વીત્યાં એવું નહોતું એક એક ક્ષણ એક યુગ જેવી લાગતી હતી.

તોયે એ ક્ષણો પસાર થઈ ગઈ.

જેલના દરવાજાની બહાર આવીને, માલતીએ બેબાકળીની જેમ ચારે બાજુએ જોયું, ક્યાં છે એ ચિરપરિચિત મોઢું. એ કહેતો, "આવવા જવામાં ઘણો સમય વીતી જાય છે ને કામ બગડે છે, પૈસા પણ ઘણા ખર્ચાય છે." માલતીએ જાતે જ કહ્યું હતું, "તો દર વખતે આવવાની જરૂર નથી. હું છૂટું તે દિવસે જ આવી રહેજે. પાછા ઘેર જતાં મા કાળીના મંદિરમાં પૂજા કરી, ઘેર જઈશું"

"પણ અમૂલ્ય છે ક્યાં?"

શું એને છૂટવાની તારીખની ખબર નહિ હોય?

ખૂબ અકળાઈને એ આ તરફ પેલી તરફ જોતી રહી. જેલવાળાઓએ જતી વખતે એના હાથમાં એક પોટલી આપી હતી, એ માલતીની પોતાની સંપત્તિ હતી. એમાં એ જેલમાં આવી, ત્યારે એની પાસે જે હતું, તે ભર્યું હતું. શું હતુંક? એક ચાદર હતી, એક સાડી તથા ચોળી હતાં, અને અમૂલ્યએ આપેલો એક ટુવાલ હતો. એ ઉપરાંત હાથમાં પહેરેલી પ્લાસ્ટિકની બંગડીઓ. એ બંગડીઓ હાથમાંથી કેમ ઉતરાવી હતી તે માલતી જાણતી નથી... તે ઉપરાંત વાટખર્ચીના કેટલાક પૈસા પણ એને આપ્યા હતા.

અમૂલ્ય આવ્યો નહિ, ઘણા વખતથી આવ્યો નથી, એ સાજોસમો હશે ને? છોકરાંઓ પણ ઠીકઠાક હશે ને? ત્રણ વર્ષનો છોકરો આટલા વખત પછી ખાસ્સો છ વર્ષનો થઈ ગયો હશે.

છોકરાને એકવાર પણ અમૂલ્ય લઈ આવ્યો નહિ. માલતી જ્યાં લોખંડના સળિયા પાછળ મોઢું દબાવીને રડતા રડતાં બોલેલી. "ગોપાળને તું એકવાર પણ ન લઈ આવ્યો."

ત્યારે અમૂલ્યે શોકમગ્ન મુખે કહેલું, "એને કહ્યું નથી." એને તો કહ્યું છે, કે તારી મા એના બાપને ત્યાં ગઈ છે... "લોકો તો ન બોલવાનું બોલે છે. બધાં ગુસપુસ કરે છે, ને કેટલાકે તો એને કહી પણ દીધું છે. પણ મેં એને સમજાવીને કહ્યું કે, તારી મા એના બાપને ત્યાં ગઈ છે. એના બાપ માંદા છે."

પણ બાપની માંદગી કેટલી ચાલે અને જો એ સાજા થઈ ગયા હોય, તો માબાપને ત્યાં શા માટે રહી પડી છે? એ પ્રશ્ન ગોપાલે એના બાપને કરેલો કે નહિ તે માલતી જાણતી નથી. ઓછી સમજવાળા તથા અભાગી લોકોમાં ઘણી ધીરજ

હોય છે. પોતાનું માણસ વિદેશમાં ગયું હોય, તો ચાર છ મહિને પણ કોઈની પાસેથી કંઈ ખબર કે સંદેશો મળે તોયે નચિંત રહે. જાણે કે આટલુંય પૂરતું છે. ભાગ્યશાળી લોકોની જેમ સાગરપાર ગયેલા પોતાના માણસોની વારેવારે ખબર કાઢવાનો, કે એમને મળવાનો તો વિચાર જ ન કહી શકે.

માલતી એની શેઠાણીના ઘરમાં જે કંઈ જોતી ને સાંભળતી તેથી એનું મોઢું પહોળું થઈ જતું, શેઠાણી ટેલિફોન ઊંચકીને જોરજોરથી વાતો કરતી, ને પછી કહેતી, ''નાની બહેનની જોડે વાત કરતી હતી.''

''પણ એ નાનીબહેન ક્યાં છે? ક્યારેય તો હું એને જોતી નથી.''

''એમા! તું કેવી રીતે જોઈ શકે? એ તો વિદેશમાં રહે છે.''

ગમારને સમજાવવા ભારત બહાર બધા દેશોને માટે વિદેશ શબ્દ વપરાતો, તો જ એ સમજે.

ભાગ્યવાનને આવેગ, પ્રેમ બધું જ વધારે પડતું હોય. વિદેશની એની નાનીબહેનની જોડે વારેવારે વાતો ન કરે ત્યાં સુધી એને ચેન ન પડે.

માલતીની વાત જુદી હતી.

માલતીનું કુટુંબ ભણેલું હતું. માલતી તેથી દિવસો ગણતી હતી, ને વિચાર કરતી હતી, કે, એ જશે ત્યારે ગોપાલ કેવો દેખાતો હશે, કેવો ડાહ્યોડમરો હશે, કોને ખબર? એકદમ શું થઈ ગયું? એની કોણ દેખરેખ રાખતું હશે? અમૂલ્યના હાથમાં જ રસોઈની જવાબદારી આવી પડી. એ શું રાંધતો હશે, ગોપાળને શું ખવડાવતો હશે... એ સિવાય એનું રંગનું કામ પણ ટકાવી રાખવાનું. માલતીને એની શેઠાણીને ત્યાંથી દર મહિને એંસી રૂપિયા મળતા. વળી બે વખત ચા તથા ખાવાનું પણ મળતું. એટલી ઘરમાં બચત થતી, એ બધું તો ગયું જ.

માલતી શેઠાણીનાં વખાણ કરતાં થાકતી નહિ. પોતાના અડોશી-પડોશીને બોલાવી બોલાવીને શેઠાણીની વાતો કરતી. એની શેઠાણીની કૃપાને કારણે એ કેટલી રંગબેરંગી સાડીઓ પહેરતી. સાડી થોડી જૂની થાય એટલે એને આપી દેતી. માલતી કહેતી, એ લોકો કંઈ આપણા બંગાળી જેવા નથી, શેઠાણીની ઘરડી સાસુ પણ રંગબેરંગી સાડી પહેરે.

બંગાળી નથી, છતાં આપણી જોડે વાતો બંગાળી જેવી જ કરે. જાણે અહીંના જ વાસી હોય! એવા માણસ સારું નસીબ હોય તો જ મળે.

પણ હવે?

હવે માલતી બે વખત એની શેઠાણીને શાપ ન આપે ત્યાં સુધી પાણી પીતી નહિ. એને કારણે જ માલતીના જીવનનો સર્વનાશ થઈ ગયો. ખરેખરે, ખોટી વાત નહિ કરું. માલતીને પણ લોભે જકડેલી. પણ એયે કહેવું પડશે, કે એના કરતાં પણ માયા થઈ હતી. પેલીએ એની પર ભૂરકી નાંખી દીધી હતી. આવી મોટા ઘરની સ્ત્રી એના જેવી તુચ્છ સ્ત્રીનો હાથ પકડીને આજીજી કરે, ને આંસુ સારે, એ દૃશ્યે

એને પિગળાવી હતી.

ના, ક્યાંય, એમાં અમૂલ્યની છાયા નહોતી.

ધીરે ધીરે માલતી એકલી જ આગળ વધતી હતી. ઘેર જવાની બસ કઈ તરફ છે? ઘણા સમયથી એ રસ્તે પગ દીધો નથી. આ સવારના અજવાળામાં પણ એનું શરીર જાણે દાઝતું હતું. એકાએક કોઈની છાયા નજરે પડી. છાયા લાંબી હતી. કોણ? અમૂલ્ય આવે છે કે?

ના, ક્ષણિક આશાનો દીવડો બુઝાઈ ગયો. અમૂલ્ય નથી, પણ શરીરનો બાંધો અને દેખાવ બરાબર અમૂલ્ય જેવો જ છે, એના જેવો જ લાંબો, આંખો અને મોઢું એના જેવાં જ છે. મૂછો પણ એના જેવી, પણ શરીરનો રંગ જરા શામળો.

પેલા માણસે માલતીને આપદ મસ્તક જોઈ, ને હસતાં હસતાં કહ્યું,''કેમ છૂટી ગયા?''

માલતી ચોંકી.

માલતી એક સમય જેલમાં હતી, ને આજે છૂટી ગઈ, તેની આ માણસને ક્યાંથી ખબર?

એથી માલતીએ સીધો જવાબ ન આપતાં કહ્યું, ''તમને ઓળખ્યા નહિ.''

એ માણસના હાથમાં એક પોટલી હતી, તે શરીરની જોડે દબાવી એ આળસ મરડતાં બોલ્યો, ''શી રીતે ઓળખો? આપણે સાથે રહ્યાં નથી, કે એકબીજાને પહેલાં જોયાં પણ નથી. તમે 'મહિલાના વોર્ડ'માં હતા. હું પણ આજે છૂટો''.

માલતી પાછી એકવાર ચમકી, તો આ માણસ પણ કેદી હતો.

નવાઈની વાત એ હતી, કે માલતીને એ માણસ જરાય સગોત્ર ન લાગ્યો. એણે વિચાર્યું, ''બાપરે! તો આ કોઈ ચોર-ડાકુ લાગે છે. પણ મનમાં ઘૃણા ઊપજી હોવા છતાં, એણે સૌજન્ય દાખવતાં કહ્યું,'' ઓહ, કેટલા દિવસ પછી?

પેલાએ કહ્યું, ''કોને ખબર? એટલે કે મેં કશો હિસાબ રાખ્યો નથી, ચારેક વર્ષ હશે. મને ચાર વર્ષની સજા થઈ એવું મને સાંભરે છે.''

માલતીએ વિચાર્યું ચાર વર્ષ! એનો અર્થ એ મારા કરતાં વધારે પાપી છે. તે પછી એણે વિચાર્યું, હું તો ખરેખર પાપી નથી. નસીબ વાંકું હતું તેથી...

પેલાએ પાછું કહ્યું ''તમારું નસીબ પણ મારા જેવું જ લાગે છે. દરવાજા આગળ કોઈ તમને લેવા આવ્યું નહોતું. છોકરા, છોકરી, કોઈ તો આવે. પણ કોઈ હોય એમ લાગતું નથી.''

માલતી મનમાં ''છટ'' બોલી અને પછી એણે કહ્યું, ''શા માટે ન હોય? ધણી છે. છોકરો છે. આવી શક્યાં નહિ. કોણ જાણે, શરીર સાજાં છે કે નહિ.''

''કેટલી સજા હતી ''

આ પ્રશ્નથી માલતી અંતરથી તો સળગી ઊઠી, પણ એનો રોષ પ્રગટ કરવાથી પણ શું વળવાનું હતું? વળી એની પાસેથી પંચાનનતલાની બસ ક્યાંથી મળે તે

જાણવા મળે. બસમાં બેસવા માટે કઈ તરફ ઊભા રહેવું પડે, કયા નંબરની બસમાં જવાનું, એ બધું જાણી શકાય. તેવી ઇચ્છા ન હોવા છતાં એણે કહ્યું, "ત્રણ વર્ષ"

"ઓ તમે કઈ તરફ જશો?"

માલતીને તો જોઈતું મળી ગયું. એ ઝટપટ બોલી, "પંચાનનતલા કઈ બસ જશે? "

એ પાછો અંગ મરડીને બોલ્યો, "પંચાનનતલા તો ઘણાં બધાં છે."

"ઓ મા! શી વાત કરો છો? હાવડા પંચાનનતલા કેટલાં હોય? "

"ઓહ! હાવડા પંચાનનતલા! એ તો બહુ આઘું નથી ત્યાં જવું છે તો ચાલો તપાસ કરીએ."

માલતીને થયું કે, એકાએક આમ અંગ કેમ મરડ્યાં કરે છે? એની ખરાબ દાનત તો નહિ હોય? ખોટી બસમાં બેસાડી, બીજી કોઈ જગ્યાએ લઈ જઈ મને ફસાવવાનો પ્રયત્ન તો નથી કરતો? જુએ છે કે કોઈ ધણીધોરી વિનાની છોકરી, મૂંઝાયલી લાગે છે. પાછું એણે વિચાર્યું કે બસ કે ગાડીમાં તો એમ કોઈને ફસાવી શકાય નહિ. વળી જે બેઠા હોય તેમને પણ હું પૂછી જોઈશને–

એથી એણે કહ્યું, "તમે મારે માટે શું કરવા અથડાઓ? તમારે ક્યાં જવું છે?"

"મારે?"

એના હસવાથી એના કાળા મોઢાનાં સફેદ દાંત દેખાય તેમ એણે કહ્યું, "મારે કોઈ ઠેકાણું નથી. કોઈ પણ બાજુ પસંદ કરીને જઈશ, ચાલો આ તરફ"

થોડે દૂર જઈને એણે કહ્યું , "મને ખૂબ ભૂખ લાગી છે. થોડું પેટમાં નાંખ્યું હોય તો સારું. પેલી તરફ એકાદ હોટલ જેવું લાગે છે."

સાંભળીને માલતીને થયું કે, એને પણ ભૂખ લાગી છે, કંઈ નહિ તો એકાદ પ્યાલો ચા પીધી હોય તો કંઈ ખોટું નહિ. એટલે આનાકાની કર્યા વિના એણે એની સાથે ચલાવા માંડ્યું.

ચાની દુકાન નહિ, ધોરી રસ્તાથી વળાંક લઈ થોડે દૂર જતાં એક ઊબડખાબડ જમીન પર ભાંગ્યોતૂટ્યો બાંકડો મૂકેલો હતો. અને ગુણપાટથી છાયલા મંડપમાં સગડી પર ચા બનતી હતી.

એ માણસ બાંકડા પર બેસી ગયો. અને પાયજામો ઘૂંટણ સુધી ઊંચો ચઢાવ્યો. ને જોરથી બોલ્યો "બે ચા ને બે રકાબી બિસ્કુટ."

માલતી પોટલી છોડવાનો પ્રયત્ન કરતી, બોલી "મારી ચાના પૈસા હું આપીશ."

પેલા માણસે હાથ હલાવતાં કહ્યું, "રહેવા દોને, સાથે છોકરા હોય, તો મહિલાએ પૈસા આપવાના ન હોય."

માલતીએ એની તરફ વેધક દૃષ્ટિથી જોયું.

બહુ ચાલાક લાગે છે. ધીરે ધીરે મને ફંદામાં ફસાવવા ઇચ્છે છે? પણ એના મોઢા પરથી તો એવો નથી લાગતો. આમ તો એના મોઢા પર ઉદાસ, ઉદાસ તથા

અલિપ્ત, હોય એવા ભાવો છે. તો પણ માલતી વિરોધ દર્શાવતાં બોલી, ''ઓળખાણ નહિ, પિછાણ નહિ, તો તમારા પૈસાથી હું શા માટે ખાઉં?''

''ઓળખાણપિછાણ નહિ એમ કે?'' એ પછી હસતાં હસતાં કહે, ''તમે શાસ્ત્ર વાંચ્યાં નથી ખરું ને?''

''શાસ્ત્ર?''

''હા વળી, શાસ્ત્રમાં લખ્યું છે, કે બે માણસો જો એકસાથે અઢી પગલાં ચાલે તો મિત્ર બની જાય છે. તો આપણે કેટલાં પગલાં સાથે ચાલ્યાં? ''

માલતીએ શાસ્ત્રવચન માની લીધાં.

બિસ્કુટ ખાતાં ખાતાં પેલા માણસે કહ્યું ''તમારી ઉપર શાનો આરોપ હતો?''

''હં શું પૂછ્યું તમે?''

''હું પૂછું છું કે, તમારી પર આરોપ શાનો હતો? ''

માણસને જોતાં હવે પહેલાંની શંકા રહી નહિ. કદાચ શાસ્ત્રવાક્યનો પ્રભાવ હશે. કોણ જાણે.

માલતીએ ધીરેથી કહ્યું, ''એ બહુ લાંબી વાત છે. એકનું પાપ અને બીજા એકને સજા. એ કેસ હતો, બાળકની ચોરીનો.''

''બાળકની ચોરીનો? ''

''હા, બે દિવસનું બાળક હૉસ્પિટલમાંથી બહાર લાવીને-''

એકદમ માલતીની નિખાલસતા બહાર ઊછળી આવી. પોતાની કેદનો ઇતિહાસ એણે જેલની એની કેદી સાથીને કહ્યો હતો ખરો. પણ લાગ્યું હતું, કે તેમણે એની વાતને સાચી માની નહોતી. ... કદાચ આ માણસને એની વાત સાચી લાગે. અંદરના આવેગની અગ્નિશિખા બહાર આવવા ચાહતી હતી, અને એક અદ્ભુત કથા કહેવી શરૂ કરી.... અથવા અદ્ભુત નહિ, કારણ કે, સંસારમાં આવું બનતું જ હોય છે. પંચાનનતલાની માલતીને એની ખબર નહોતી.

માલતી એક ખૂબ મોટા ધનિકના ઘરમાં કામ કરતી હતી એની બડોબજારમાં મોટી પેઢી હતી, બે ગાડી હતી. ...પણ એના ઘરમાં એક વસ્તુ નહોતી. તે હતી શાન્તિ.

બે છોકરા હતા, તે બાપનો ધંધો ન સંભાળતાં. ખૂબ ભણીને પારકા લોકોની નોકરી કરવાનું વધારે સારું એમ માનતા હતા. એક જણ મુંબઈ અને એક જણ દિલ્હીમાં સપરિવાર રહેતા હતા.... એમને એક છોકરી હતી. તે દૂર રહેતી હતી. બિકાનીના સસરાનો બહુ મોટો વેપાર હતો. પણ છોકરીને પરણ્યાને છ સાત વર્ષ વીત્યાં હોવા છતાં સંતાન નહોતું.

છોકરીના કાગળમાં લખ્યું હતું કે, એને સાસરે એને ખૂબ ત્રાસ હતો. પતિ પણ એનું વારેવારે અપમાન કરતો અને ધમકાવ્યા કરતો ને સાસુએ ચેતવણી આપી હતી કે એક વર્ષ રાહ જોશે. તે પછી છોકરાનાં બીજે લગ્ન કરશે... છોકરાં ન

હોય તો છૂટાછેડા કાયદા પ્રમાણે થઈ શકે... આ પ્રમાણે ચાલતું હતું. એ છોકરી બીકથી સુકાઈ ગઈ હતી. ભગવાનની દયાથી આટલાં વર્ષો પછી એને ગર્ભ રહ્યો.... એનું શરીર બહુ ખરાબ હતું. સાસુએ વહુને પિયર મોકલી દીધી, અને ચેતવણી આપી હતી, કે છોકરીને લઈને સાસરે પાછી આવે તે નહિ ચાલે. છોકરો જોઈએ. બાપનો વંશજ, જો વહુ છોકરાને જન્મ ન આપે તો આટલી બધી સંપત્તિનો માલિક કોણ બને?

પણ નસીબનો નિર્લજ્જ પરિહાસ કરુણ સર્જન કરી ફેલાયો.

એ છોકરીએ છોકરાને જન્મ તો આપ્યો, પણ તે અકાળે મૃત્યુ પામ્યો.

છોકરીએ કદાચ એ સમયે જ આત્મહત્યા કરી હોત, પણ એનામાં તો ઊઠવા-બેસવાની શક્તિ જ નહોતી. એક ડોસીને બાળક સાચવવા રાખી હતી. એ વાસણ માંજતી. એ એકવાર માલતી પાસે આવીને રડી પડી. ગમે એમ કરીને એક તરતના જન્મેલા બાળકને તારે લાવી આપવું પડશે. એને માલતીના ગળામાં દશગ્રામ સોનાની માળા પહેરાવી, અને કહ્યું "જ્યાં જેટલી લાંચ આપવી પડે તે આપજે."

"તારી વસ્તીમાંથી હોય, કે પછી કોઈ અજ્ઞાત હૉસ્પિટલમાંથી હોય. હૉસ્પિટલના કર્મચારી, કે ઝાડુ કાઢનારી બાઈને જે આપવું પડે તે આપીશું."

માલતીની વિવેક બુદ્ધિને હચમચાવી મૂકે એવી દલીલ પણ એણે કરેલી. "અરે, હૉસ્પિટલમાંથી કૂતરાં, શિયાળવાં છોકરાંઓને ઉઠાવી જાય છે, આયાની બેદરકારીથી કેટલાયં છોકરાંઓ મરી જાય છે, અને બચે તોપણ એ દીનદુઃખી ઘરનાં છોકરાં કૂતરાં, બિલાડાંની જેમ ઉછરતાં હોય છે. એમાંનાં એકને એ નરકમાંથી ઉપાડી લાવે, ને સિંહાસન પર બેસાડે, તે પાપ કહેવાય કે પુણ્ય?.."

જે કુટુંબની સ્રીના પગ પકડવાનું સાહસ ન થઈ શકે. તેણે માલતીનો હાથ પકડી એને વિનંતી કરી, ને કહ્યું "જોજે એક મગતરાંને પણ ખબર નક્ષપડે."

માલતીએ સાચેસાચ મગતરાંને પણ ખબર પડવા દીધી નહિ. ફક્ત એણે એના પતિને જણાવેલું. એણે કહ્યું હતું. "જરા વિચારી જુઓ, આ પાપ કહેવાય કે પુણ્ય? તે ઉપરાંત આ સોનાનો હાર મળતાં, તમે આ રંગવાનું કામ છોડીને તથા પંચાનનતલા છોડીને, ગામડામાં જઈ, પહેલાંની જેમ દુકાન માંડીને બેસી જજો."

અમૂલ્યએ કહેલું, "આપણું કોઈ ઠેકાણે ઘર ક્યાં છે? " આ પ્રશ્નનો ઉત્તર પણ લાંબી વાત કહી અપાય એમ નહોતો, પણ હતો ખરો. એમની ચણામમરાની દુકાન હતી. પણ દશેક વર્ષ પહેલાં દુકાળના વરસમાં, અનાજ મળવાનું મુશ્કેલ હતું, તો ચણામમરા કોણ ખરીદે? તે ઉપરાંત દુકાળની હાડમારી, એથી ભાઈઓએ જમીન અને દુકાનના માલની વહેંચણી કરી, ને આ તરફ દેરાણી જેઠાણીઓના ઝઘડા.

"હત્તારી! રોજ રોજ આ માથાદુઃખણું! એના કરતાં તો શહેરમાં જઈને, બે જણાં ખૂબ મહેનત-મજૂરી કરી શાંતિથી રહેશું." એમ કહી વહુને લઈને અમૂલ્ય આવતો રહ્યો.

એ સમયે ગોપાલ જન્મ્યો નહોતો. તેથી બે જણ. ત્યાં સારી પેઠે નભતું હતું.

જોકે, અમૂલ્ય વારેવારે કહેતો. "આ વસ્તીમાંથી ચાલી જઈએ, અહીંનો ઘોંઘાટ, અને કચકચાટ સહન થતો નથી. એ વખતે અમૂલ્યએ રંગનું કામ સારી પેઠે શીખી લીધું હતું. એકાએક શેઠાણીના રૂપમાં આવેલા કાલગ્રહે માલતીના મનનો ભરડો લઈ લીધો હતો. શેઠાણીએ કામના ખર્ચા માટે હજાર રૂપિયામાંથી અર્ધી રકમ અમૂલ્યને આપી, બાકીના અર્ધા ખરચીને માલતીએ કામની વ્યવસ્થા કરી હતી. સાંતરાગાછીની એક સંગાર જેવી હૉસ્પિટલમાં."

એ ઝાડુવાળીની મારફત થયું હતું. એણે પરમ આનંદથી રૂપિયા લૂગડાંને છેડે બાંધીને જે કહ્યું તેનો સાર હતો. છે એક અર્ધી ડોશી જેવી એક બાઈ, જે પાંચ-છ છોકરાંની મા છે, કુલિબુન્તીમાં રહે છે. ઘરમાં ખાવાનાં સાંસાં છે. પછી હૉસ્પિટલમાં પ્રસૂતિ માટે આવી છે. વર્ષમાં એક્વાર આવે છે. બિલાડીની જેમ બચ્ચાં જણે છે. ભૂખમરાને કારણે છોકરાં રસ્તે ખાવાનું ઢૂંઢવા ભટકે છે. છોકરાં જાણે હાડકાંનો માળો. આ વખતે જે બાળક અવતર્યું છે, તેને લઈ જા. કૂતરું ઉપાડી ગયું એમ કહીને કામ પતાવીશ.

બધું ઠીક રીતે પતી ગયું.

બે દિવસના છોકરાંને લઈ માલતી રિક્ષામાં બેઠી, સાંજનો વખત હતો, રિક્ષાવાળાને એ પોતાનું બાળક છે. એમ કહ્યું હતું. પણ આખરે સપડાઈ ગઈ, લાગતું હતું કે ઝાડુવાળીઓની વચ્ચે પૈસાની વહેંચણીમાં ઝઘડો થયો. ને એમાંથી પોલીસને ખબર પહોંચી.

ઠીક શેઠાણીના ઘર આગળ જ માલતી પકડાઈ ગઈ પણ માલતીએ વાત ગુપ્ત રાખવાનું વચન પાળ્યું. એણે અદાલતમાં કહ્યું હતું, "એણે બાળકના લોભથી ચોરી કરી હતી"

એણે કબૂલ કર્યું, પછી એને કોણ છોડે?

માલતીને સજા થઈ.

આ રીતે નાના મોટા ગુન્હેગારોથી જેલ ભરાતી હોવા છતાં. જેલમાં પણ એનાં માનમર્યાદા સચવાયાં હતાં.

બીજો એક પ્યાલો ચા પીવાઈ, પછી ઊઠીને ચાલતાં ચાલતાં માલતીએ કહ્યું, "આ વાત એક જણને કહી તેથી મન જરા હલકું થઈ ગયું. આ તો મેં મારી જ વાત કહ્યા કરી, તમારું વૃતાન્ત તો મને જણાવ્યું નહિ." "મારું વળી વૃતાન્ત શું? જેલ મારો નિવાસ અને જેલ મારી વીશી."

"ઓહ! આ પહેલાં પણ તમે જેલામાં ગયા હતા?"

"હાસ્તો વળી, હું તો ભાડૂતી ગુંડો છું. કોઈ ઠેકાણે જમીનને લીધે મારામારી કરવાની ને લાઠી ઉછાળવાની હોય, ત્યારે મને બોલાવે. આ વખતે ભૂલથી એક

મોટી પાર્ટીના એક જણનું માથું ભાંગી નાંખ્યું, ને સજા થઈ, કોઈ આ નિકુંજને બચાવવા આવ્યું નહિ."

માલતીએ મૂંગે મોઢે જોયા કર્યું. એણે કેટલી સહજ રીતે પોતાનો ગુન્હો કબૂલ કર્યો?

તો એનું નામ નિકુંજ છે. એ ક્યાંનો હશે? માલતીએ એ વિષે પૂછ્યું.

"અરે, મારે વળી દેશ કેવો, ને ઘર કેવું? "

"અરે, કયાંક તો જન્મ્યા હશો, માબાપ પણ હશેને? "

"ના, એવું કશું યાદ નથી... ના. ના. ચાલો ક્યાં છે, તમારું પંચાનનતલાનું નવીનબાબુનું ઘર?"

પણ એ પરમધામ ક્યાં ગાયબ થઈ ગયું?

માલતીની આંખની સામે, પહેલાની છબી સ્પષ્ટ દેખાવા લાગી. તે દિવસ ઘરેથી બહાર નીકળતી વખતે, વળગણી પર એનું બ્લાઉઝ અને ગોપાલનું ભૂરા રંગનું અર્ધું પેન્ટ સૂકવ્યાં હતાં, એ એની નજરે ચઢશે, એ આશાથી એ બસમાંથી ઊતરીને સીધી ઉતાવળી એ તરફ ગઈ.

પણ ક્યાંય કશું જ નહોતું.

એ ખોટે રસ્તે તો ભૂલથી ગઈ નહોતીને?

નિકુંજે કહ્યું, "લાગે છે, કે તમને વિસ્મરણ થયું છે, બીજી બાજુએજ હશે."

વિસ્મરણ? એમ કહ્યું, એટલે પત્યું? આ તો નિશાળ, તેની પછી યદુ મોદીની દુકાન ... તે પછી...." તે પછી શું?

તે પછી ઊંચાં ઊંચાં મકાનો,..... તાજેતરમાં રંગેલાં બારીબારણાં, ઝરૂખામાં સૂકવેલી રંગીન સાડી, બારીએ, બારીએ, પડદા ઝૂલે છે. આ બધાં બારીબારણાં કોણ રંગાવે છે?"

માલતીનું માથું ભમવા લાગ્યું, એ માથે હાથ દઈને ત્યાં જ બેસી પડી.

નિકુંજ પાસેની દુકાનમાં જઈને પૂછપરછ કરીને ખબર લઈ આવ્યો.

"નવીનબાબુ ઝૂંપડપટ્ટીને તોડીને જમીન વેચીને અહીંથી ચાલી ગયા. એ જગ્યાએ હવે નવાં ફ્લેટ બંધાયાં છે."

"અને જે લોકો ઝૂંપડપટ્ટીમાં રહેતા હતા તેમનું શું?"

"તેની ખબર કોણ રાખે? શા માટે રાખે? "

"એ કોઈને કશું કહી ગયા નથી? "

"કોણ કોનો જમાઈ, કોનો બનેવી, કોણ કોની સંભાળ રાખે, બધાને પોતપોતાની જ પડી હોય."

માલતી રસ્તામાં જ ચીસ પાડીને જોરશોરથી રડવા લાગી એણે કહ્યું, "આટલા બધા ગૃહસ્થો, ઘરવખરી ઘર બધું ખોઈ બેઠા, ઉખડી ગયા, તો કોઈએ એમાં કોઈનું સરનામું પણ લીધું નહિ. એવા પથ્થરહૃદયના માણસો અહીં વસે છે. માયા નહિ,

લાગણી નહિ,"

આ શબ્દો જેમણે સાંભળ્યા, તેમણે એને ગાંડી માનીને હસતા હસતા ત્યાંથી ચાલ્યા ગયા.

હવે શું કરશે? નિકુંજ રસ્તાની એક બાજુ એક જૂના વડની નીચે બેસીને બીડી સળગાવીને બોલ્યો. "તમારા નવીનબાબુ તો વસ્તીને ઉજ્જડ કરીને ચાલ્યા ગયા. ને અહીં પરીનું રાજ્ય વસાવ્યું. હવે?"

માલતીએ ઠૂઠવો મૂક્યો. "ઓ મારા ગોપાલરે,! તને કોણ ક્યાં લઈ ગયું, મારા દીકરા?"

નિકુંજ કશું બોલ્યા વિના બીડી પીતો રહ્યો, એણે એક પણ આશ્વાસનનું વાક્ય કહ્યું નહિ.

ત્યાં માલતી જાતે જ રડતી રડતી રહી ગઈ. એણે કહ્યું.

"તો હવે જીવીને શું કરું? મા ગંગાના ખોળામાં જઈને પડું. તમે મને ગંગાનો રસ્તો બતાવી દો. પછી તમે છૂટા."

નિકુંજે કહ્યું, "તો ચાલો. મારુંય માથું દુ:ખવા આવ્યું. હું પણ ગંગામાં એક ડૂબકી લગાઉં."

તો શું ડૂબકી મારીને શું એકલો નિકુંજ જ બહાર આવ્યો?

માલતી બહાર ન આવી?

ના એવું ન થયું.

નિકુંજે કહ્યું ,"એક જ યાત્રાનાં કંઈ દરેક માટે જુદાં ફળ થોડાં હોયજ? ડૂબકી મારીને બન્ને જણ અહીં કિનારા પર બેસીને ભીનાં કપડાં સૂકવીને તપાસ કરીએ કે, આટલામાં હોટલ છે કે નહિ. કકડીને ભૂખ લાગી છે."

"એટલા પૈસા છે?"

"થઈ રહેશે."

"તો મારી પાસે છે તે પૈસા લો. અઢી રૂપિયા આપ્યા છે એમ લાગે છે."

નિકુંજ હસ્યો, "બાકીના અઢી રૂપિયા જેલવાળાએ લઈ લીધા. બીજું શું?"

બન્ને જમ્યાં. દાળભાત ને એક શાક. એમને એ જ અમૃત લાગ્યું. બન્નેએ એક પાન પણ ખાધું.

માલતી એક કારખાનાના છાપરાં નીચે પગ લંબાવીને બેઠી અને સાંજ ઢળવા આવી ત્યારે આકાશ તરફ જોઈને એણે કહ્યું, "અત્યાર સુધી તો જે થવાનું હતું, તે થયું. હવે શું? રાત પડશે ત્યારે ક્યા આશરો લઈશ? જેલમાં એ ચિંતા તો નહોતી."

નિકુંજ હસ્યો. એના કાળા મોઢાના સફેદ દાંત દેખાયા. "કેમ પાછું જવું છે જેલમાં?" ચાલો પોલીસ થાણા પર આંટો મારી આવીએ. મારા ત્યાં ઘણા દોસ્તો છે." માલતીએ કહ્યું, "એના કરતાં ગળે ફાંસો ન ખાઉં?"

તે પછી માલતી આકાશને અડવા જેવી છોકરમત કરી બેઠી, "આખો દિવસ

મારે લીધે ખૂબ તગડ વેઠી છે. ન ઓળખાણપિછાણ, તોયે સગાં કરતાં પણ વધારે તમે કર્યું છે. તો તમે આખરી કામ મને એક જગ્યાએ પહોંચાડવાનું કરો. તે પછી તમે છૂટા.''

''ક્યાં પહોંચાડવાના છે?''

''બીજે ક્યાં? એ જીલ્લો હાવડા, ગામ સજનોપાતા, ઈશ્વર અનન્ત ગડિયાને ઘેર.'' માલતીને આ એક જ સરનામું મોંઢે હતું.

લૂગડાના છેડેથી આંખ લૂછતાં માલતીએ કહ્યું. ''મને લાગે છે કે વસ્તી તોડી નંખાયા પછી છોકરાને લઈને એ ત્યાં જ ગયા હોવા જોઈએ. કારણ ત્યાં છોકરાનાં કાકાકાકી રહે છે. એ લોકો છોકરાની સારસંભાળ રાખશે. એ જગ્યા અહીંથી બહુ દૂર નથી. હાવડાના બસસ્ટેન્ડ આગળથી તો બસ ઊપડે છે. બસના પાટિયાં પર લખ્યું હોય છે. ''ચંડીતલા, સજાનો પાડાં, બાકુલિ–''

''મને ખબર છે. એ બધી જગ્યા મારી ખૂબ જાણીતી છે.'' ''ઓહ, એમકે? તો તો ભગવાને મારી સામે જોયું. ત્યાં મને એકવાર પહોંચાડી દો. -જાણું છું તમારી પર ખૂબ જુલમ કરું છું. પણ મને એ ઠેકાણે પહોંચાડ્યા સિવાય બીજો આરો નથી.''

અમૂલ્યના કુટુંબની માલતી ગડરિયાની વ્યવસ્થા કર્યા વિના નામીચા ગુંડા નિકુંજનો છુટકારો શા માટે નથી? એ માલતીના મગજમાં આવ્યું નહિ.

નિકુંજે કહ્યું, ''જુલમની વાત નથી. તોયે તમારા સજાનેપોતાના ગડરિયાનું ઘર નવીનબાબુની વસ્તીની જેમ ઉજ્જડ થઈ ગઈ હોય તેની મને ચિંતા છે.''

માલતી એને હૈયાધારણ આપતાં બોલી. ''ગામડામાં શહેરની જેમ ઝડપી ફેરફાર થતાં નથી. પચીસ પચાસ વર્ષે ગામમાં આપણને ભૂલાવામાં નાંખે એવો ફેરફાર થતો નથી.''

''તો પછી રાત અહીં કારખાના આગળ બેઠાં બેઠાં વીતાવી સવારનાં બસ પકડીએ. જે બસની ઉપર ચંડીતલા, સજાનોપોતા બાકુલિ લખ્યું હોય તેમાં''

આમ નક્કી કર્યું હોવા છતાં માલતીના મનમાં વિદાયની કરુણતા છવાઈ.

ગામડાંનો વીસપચાસ વર્ષો પછી પણ ચહેરો બદલાતો નથી, એ વાત ખોટી નહોતી, બહારની બાજુ જરાતરા ફેરફાર થતો હોય, પણ અંદરની બાજુ એવી ને એવી જ રહે છે.

બસ થોભતાં જ માલતી જાણે ચીસ પાડતી હોય તેમ બોલી ઊઠી, ''જુઓ જુઓ હું કહેતી હતી, ને ગામડું એવુંને એવું જ રહે છે? આ શેલોતલા પાર કરીએ કે શંકરનું મંદિર આવે, આ જે પેલો ઝૂલતી ડાળીઓવાળો વડ.''

ઊતરતી વખતે થોડી ભીડ હતી, અને થોડો કોલાહલ. ચાની દુકાન આગળ માટીના પ્યાલા ગોઠવેલા હતા. નિકુંજે કહ્યું, ''હવે રસ્તો ઓળખવાની જવાબદારી તમારી, રસ્તો ઓળખાશેને?''

માલતીએ ડરતાં ડરતાં કહ્યું, ''તમે મને અહીં છોડીને જતાં રહેશો?''

"ના હું નહિ જાઉં. જ્યાં સુધી બસ પાછી નહિ જાય ત્યાં સુધી અહીં જ છું. ગામની વહુ આટલો સમય એક પરપુરુષની સાથે પાછી આવતી હોય, તેને લોકો વહેમની નજરે જોવાના."

"ઠીક તમારી વાત સાચી છે"

માલતીએ બે ડગલાં આગળ જઈને કહ્યું , "તમે ત્યાં સુધી ચાની દુકાનમાં ચા પીઓ."

"એ તો હું કરીશ, બે કલાક પછી બસ પાછી ફરશે. તમે ત્યાં સુધીમાં પાછાં નહિ આવો, તો હું માનીશ, કે તમારા સસરાનું ઘર ઊજડી ગયું નથી."

તોયે માલતી થોડીવાર ઊભી રહી.

"શું થયું? રસ્તો યાદ નથી?"

"ના, ના રસ્તો તો બરાબર યાદ છે, હું કહું છું, તો તો પછી તમને મળાશે નહિ."

નિકુંજ બીડી સળગાવતાં બોલ્યો, "હવે મળવાની શી જરૂર છે? એક દિવસનો પરિચય એ જ ને?"

તોપણ માલતીએ ખચકાતાં ખચકાતાં કહ્યું, "ભલે એક દિનનો પરિચય હોય, તોપણ તમે મારી પર ઘણો ઉપકાર કર્યો છે. પણ ઘરને આંગણેથી આમ ખાધાપીધા વિના ચાલી જશો? ગમે તેમ હોય મારું તો ગૃહસ્થનું ઘર છે."

નિકુંજના મોઢા પર હળવી હાસ્યની રેખા ફૂટી, તોયે એણે કહ્યું "ઠીક છે, જઈને બધું ઠીકઠાક, હોય, નાસ્તાની રકાબી લઈને કોઈને મોકલજો. અહીં જ હું બેઠો છું."

"પણ એ તમને ઓળખશે?"

"તમારે ચિંતા કરવાની જરૂર નથી, હું જ એને ઓળખી લઈશ."

કહીને એક થાંભલીનો ટેકો લઈને, એ નિરાંતે ધુમાડો કાઢવા લાગ્યો.

પણ સસરાનું ઘર તોડી પડાયું છે, કે નહિ, તે જોવા માટે શું માલતીને ઘર આગળ જવું પડ્યું?

એકાએક સસરાનો વંશધર સામેથી આવતો હતો, તે માલતીને જોઈને બોલ્યો, કોણ? "

માલતીએ એ સવાલનો જવાબ ન આપતાં એ ઢીલે સાદે બોલી,"મેં ધાર્યું હતું તેવું જ થયું. હું બરાબર સમજી હતી. નવીનબાબુનું ઘર તોડી પડાતાં, છોકરાને લઈને, અહીં જ તમે આવ્યા છો.... ગડરિયાનું ઘર ઊજડે નહિ, કાલે છૂટી." અમૂલ્યનું મોઢું કઠોર અને સખત બની ગયું.

દાંત પીસીને એણે કહ્યું, "કાલે છૂટી, ને આજે દોડતી દોડતી અહીં આવી પહોંચી?" આટલી તારી હિંમત? કેદખાનાની સ્ત્રી ગડરિયાના ઘરમાં ઘૂસવા આવી છે?

માલતીના મોઢા પરનું લોહી ઊડી ગયું , એ ટગર ટગર અમૂલ્યની સામે જોવા લાગી, છે તો અમૂલ્ય જને? ધીરેથી બોલી "તો હું ક્યાં જાઉં?"

"કેમ યમનું ઘર નહોતું? યમનું ઘર? ગળે ફાંસો ખાઈ શકતી નહોતી? જા જતી રહે, ખબરદાર એક ડગલું આગળ આવી તો."

"મને કાઢી મૂકો છો? "

અમૂલ્યનો અવાજ જાણે ફાટી ગયો, "તો શું તને જેલમા જઈ આવેલી ચોટ્ટીને હું માથે ઊંચકીને ઘેર લઈ જાઉં? જા. જતી રહે."

પછી એણે જોયું કે, કોઈ સાંભળતું તો નથી ને? લોકોને ખબર પડે તે પહેલાં એને હાંકી કાઢી હોય તો સોમ નહાયા. બીજો સમય હોય તો અહી લોકોની બહુ અવરજવર ન હોય. પણ આ વખતે તો ઘણા લોકો હતા. બસમાંથી લોક ઊતરતા હોય, અહીંથી શાકભાજી, અનાજ વગેરે લઈને કલકત્તા તરફ ટ્રક જતી હોય, એથી માલતી જેટલો વખત અહીં ઊભી હોય તેટલો વખત જાણે વીંછી ડંખ મારતો હોય એમ અમૂલ્યને લાગતું હતુ.

માલતી રડતી રડતી કહે, "મેં મારે પોતાને માટે ચોરી કરી નથી. તમારે માટે જ કરી હતી, તો કુટુબની સ્ત્રીને ધૂળમા ઘસડીને કાઢી મૂકવામા ધર્મ હોય તો કાઢી મૂકો. તો મારો ગોપાલ મને સોંપી દો."

"ગોપાલને? તને સોંપુ, આટલી નફ્ફટાઈ! ઈશ્વર અનત ગડરિયાના પૌત્રને તારા હાથમા, સોપું? વધારે બબડાટ ન કર, જાય છે કે નહિ, કે ગળું પકડીને ધક્કો મારું?"

માલતીએ આખો લૂછી અને સખત અવાજે કહ્યું, "એવું તમારે કરવું નહિ પડે. ગોપાલને એકવાર જોઈ લઉં."

એ ખૂબ મૂઝવણમાં પડ્યો. ગોપાલને ખબર હતી કે એની મા મરી ગઈ છે. ગામના લોકો પણ એમ જ જાણતા હતા, હવે એકદમ એની મરેલી માનું ભૂત આવ્યું છે એવું નાટક કરવા બેસું? તું જાય છે કે નહિ?

એટલી વારમાં એક બે જણ આવી ગયા હતા. "શું થયું શું થયુ?"

"કોણ જાણે ક્યાંથી આ ગાંડી આવી છે. હુ કહું છું ચાલી જા, પણ એ તો ખસતી જ નથી."

"એમ કે? એવું છે?"

એ લોકો આગળ આવ્યા, અરે ગાંડી, ગાંડી... સારું છે. વિના ખરચે થોડો વખત મઝા કરાશે. પણ એમને એ સુયોગ મળ્યો નહિ. તરત જ માલતીએ પીઠ ફેરવી બસસ્ટેશન તરફ ઉતાવળે પગે ચાલવા માંડ્યું.

નિકુંજે જરા હસીને કહ્યું, "શું થયું? સસરાનું ઘર પણ તોડી નખાયું કે શું?"

માલતીએ હાંફતા હાંફતા કહ્યું, "હા."

નિકુંજે અનાસક્ત ભાવે કહ્યું "હમણાં જ એક ટ્રક કાચો માલ લઈને જશે.

ડ્રાઈવરને પટાવ્યો છે. કાચાં કલિંગર ભરેલી ટ્રકમાં સંકડાઈને બેસવું પડશે. બજારની ટ્રક છે. એટલે ખુલ્લી જ છે."

નિકુંજ પહેલાં બેસી ગયો, ને પછી હાથ લંબાવીને માલતીનો હાથ પકડી એને ઊંચકીને વચ્ચેની ખાલી જગ્યામાં ઘુસાડીને કહ્યું, "બેસી જાઓ."

માલતીને યાદ આવતું નહોતું, એણે એ જ હાથે એક માણસનું માથું ભાંગી નાંખ્યું હતું, અને ચાર વર્ષની જેલ ભોગવીને એ છૂટીને બહાર આવ્યો છે. મને હવે દોરડું કે સાડી પણ યાદ ન આવી. ધીરેથી બોલી, "તો તમારો છુટકારો ન થયો."

"પાછું શું થયું?" કહીને એણે બીડી સળગાવી.

ચારે બાજુ જાતજાતનો કોલાહલ હતો, એવી વખતે જ માલતીએ પાછો એક વખત નિસાસો નાંખતા મનમાં કહ્યું "એકવાર આ સજાનો પોતાથી બે જણ મનના દુ:ખથી બહાર ચાલી ગયા હતા. નસીબમાં જે હોય તે એમ કહેતાં કહેતાં આજે પણ ફરીથી એ જ ઘટના, એવી જ વિદાય."

# તારણહાર

''માણસમાં વિશ્વાસ રાખવાનો પ્રયત્ન કર. દેખુ! ''જગતમાં કંઈ બધા ખરાબ નથી હોતા. કદાચ વાતાવરણને લીધે....

સત્યવ્રતે એના સ્વભાવગત ભારે તથા ઉકળાટભર્યા અવાજે કહ્યું.''હું કહું છું, કે છોકરો રીઢો ચોર નથી. પરિસ્થિતિને કારણે... ''

સત્યવ્રતના ગળાનો સૂર ગંભીર હતો. તો એમના પુત્ર દેવવ્રતનો અવાજ ધીરો પણ કડક હતો. દેવવ્રત મહદંશે એની મા જેવો હતો. મા દીકરો બન્ને જણ સત્યવ્રતને ઢીલોપોચો અને ભાવવિભોર માનતા હતા.

એથી હમણાં બાપનાં માનવતાભર્યાં અને આશાવાદી વાક્યો દેવવ્રતને 'અમૃત' બાલભાષિતં ''જેવાં લાગ્યાં, અને એથી એ એના સ્વાભાવિક અને આગવા એવા ઊંચા સાદે બોલ્યો'' તમારા સત્યયુગના મહાન વિચારો આ યુગમાં નહિ ચાલે. એ પાજીને પોલીસને સોંપીશ ત્યારે મને નિરાંત થશે. વિશ્વાસ! માણસમાં વિશ્વાસ રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. તમે કઈ દુનિયામાં છો. સ્વપ્નલોકમાં રહો છો?

સત્યવ્રત જરા હસ્યા, ને એમણે કહ્યું. ''કદાચ મૂરખાઓના સ્વર્ગમાં હોઈશ. તોપણ સ્વર્ગસુખ તો મારા લાભના ચોપડામાં જમા થયું તે, અગાધ. અનન્ત નરકના કરતાં તો એ સારું છે.''

દેવવ્રત વધારે ગુસ્સે થયો. એણે કહ્યું. ''હું તો કહું છું, કે એ બહુ ખરાબ છે. એક મિથ્યારંગનાં ચશ્માં ચઢાવીને સંસારને જોઈને સંતોષ પામવો એ ફક્ત મૂર્ખામી જ નથી, મિથ્યાચાર છે. તમે શું એમ કહેવા માગો છો, કે આજની દુનિયામાં બધા માણસો વિશ્વાસ કરવા જેવા છે?''

સત્યવ્રત પાછા હસ્યા. ને એમણે કહ્યું. ''વિશ્વાસ કરું છું. એમ હું કહી શકું નહિ, તોપણ વિશ્વાસ કરવાનો. અને વિશ્વાસ ટકાવી રાખવાનો પ્રયત્ન કરું છું પણ આજના મામલામાં હું વિશ્વાસ રાખવાનો પ્રયત્ન કરતો નથી, હું ખરેખર વિશ્વાસ કરું છું. છોકરો રીઢો ગુન્હેગાર નથી.?''

દેવવ્રતના ગળામાંથી વ્યંગનો સૂર નીકળ્યો. દેવવ્રતે હોઠ કરડ્યા. એણે કહ્યું, ''છોકરો રીઢા ચોરની જેમ પાઈપ પર ચઢીને ઘરમાં ઘૂસ્યો તોપણ?''

''એ તો દેખીતું જ છે. પણ વાત એ છે...'' વાત શું છે. તે સત્યવ્રત કહી

શક્યા નહિ. રસોડામાંથી નિહારકણા ચાલી આવી. બાપદીકરાની વાતચીત થોડી એના કાન પર અથડાઈ હતી. એટલે એ ત્યાં આવી પહોંચી. નિહારકણાના હાથમાં એક ભીનો ટુવાલ હતો. એને ઝાડતી ઝાડતી એ આવી. અને એ ટુવાલને વિના કારણે ઝાડતાં ઝાડતાં એણે કહ્યું.''શી વાત છે દેવુ? આ બદમાશ છોકરાને પોલીસને ન સોંપતા છોડી દેવો જોઈએ?''

વ્યંગ અને ક્ષોભથી દેવવ્રતે કહ્યું, ''એને છોડી દેવાનો હોય તો તો ઠીક, પણ એને ઘરમાં રાખવાનો અને એની જોડે સારું વર્તન કરીને એને સુધારવાનો.''

નિહારકણા ઘાંટો પાડીને બોલી, ''એવું બધું તું સાંભળી લે છે? એમનું તો મગજ ઠેકાણે નથી, એ તને ખબર નથી? એમની વાત એમની પાસે જ રહેવા દે. આ ચોટ્ટાને થાણામાં સોંપી દે હમણાં ને હમણાં. કોને ખબર એને પોલીસ મારઝૂડ કરશે, તો કોઈ મોટી ચોરીની ટોળીનો પત્તો મેળવીને એમને પકડી શકાય. ચા પીને સંતોષને લઈને જા. એના હાથને બાંધેલી દોરડીને છોડતાં પહેલાં. જોઈ લેજે, કે એના ગજવામાં છરીબરી છે કે નહિ. ''

સત્યવ્રત ચોંકી ઊઠ્યા. બોલ્યા ''તો શું એના હાથ બાંધેલા છે?''

નિહારકણાએ મોટે અવાજે કહ્યું, ''કેમ બાંધીએ નહિ? એના હાથ છૂટા હોય તો એ શુંનું શું કરી શકે? તેનો કંઈ ભરોસો છે?''

સત્યવ્રતે એ જાણે ખીણમાં ઊતર્યા હોય એવા સૂરમાં કહ્યું, ''ઓરડાનાં બારણે બહારથી તાળું માર્યું નહોતું?'' ''તે તો માર્યું હતું. પણ તાળું ઉઘાડતાં જ, જો ચોરીબોરી કરીને કૂદકો મારીને ભાગે તો? સાપનો ક્યારેય વિશ્વાસ થાય? દેવુ! જા તો. વહુ ચા લઈને બેઠી છે, તારી રાહ જુએ છે. ચા પીને, આ પાપને લઈને જા. અહીંથી વિદાય કર.''

નિહારકણા કેટલી સહજ રીતે બોલતી હતી કે એમનું મગજ ઠેકાણે નથી, એમની વાત ન સાંભળ. એટલી સાહજિકતાથી દેવવ્રતનું મન એ વાતનો સ્વીકાર કરવા તૈયાર નહોતું.

પત્ની જેટલી સહજ રીતે કઠોર વાત કરી શકે તેટલી સહજ રીતે પુત્ર કડવી વાત કરી શકતો નથી. કારણ પત્ની ગમે એમ કહે તોયે એ અપમાન ન લાગે, જ્યારે પુત્ર એવી વાત કરે તો અપમાન લાગે. ખાસ કરીને પુત્ર પરણેલો હોય તો..

તેથી દેવવ્રત માના કડક આદેશ છતાં, એણે આડું જોઈને કહ્યું, ''ઘરના વડીલનો હુકમ ન થાય, ત્યાં સુધી જઈ શકાય નહિ.''

એમ કહીને એ ચાલ્યો ગયો, ચાને માટે એની રાહ જોતી પત્નીની પાસે.

મામલો ગૂંચવાયેલો હતો.

ગઈ રાતે લગભગ મધરાતે, એકાએક નિહારકણા જાગી ગઈ. એને થયું, કે બારી ઉઘાડી રહી ગઈ છે, અને તેમાંથી જાણે વરસાદ આવવાનો હોય એવો પવન ઘરમાં આવે છે, એની સાથે એને એ પણ યાદ આવ્યું, કે કાલે સાંજે બોરનાં અથાણાંની

થાળી પાછી ઓરડામાં લઈ આવવાનું એ ભૂલી ગયેલી.

એની પર જો વરસાદ વરસી જાય, એ અથાણું ખાવાયોગ્ય નહિ રહે, એમાં કશી શંકા નહિ. એટલે નિહારકણા મોડી રાતે અગાસી તરફ ગઈ.

અગાસીમાં બારણાંની સ્ટોપર અંદરથી લગાવાતી. તે ખટ કરતી ઉઘાડી બારણું ખોલવા જતી હતી. ત્યાં જ એણે જોયું, કે આંખની સામેથી કોઈ જાણે સરકી ગયું.

નિહારકણા એવી ડરપોક નહોતી કે એ એને ભૂત માની બેસે, તેથી એણે અગાસીની સામેની બાજુની બત્તીનું બટન દાબ્યું, ને એણે ચીસ પાડી, ''કોણ છે, ત્યાં કોણ છે?''

ત્યાં જે કોઈ હતું, તે સરકીને બોલી ઊઠ્યું નહિ કે હું છું. તેથી નિહારકણા ''ચોર ચોર'' બૂમ પાડવા લાગી.

ત્યાં જ આસપાસના ઓરડામાંથી બારીઓ ખૂલવા લાગી. અને દરેક ઓરડામાંથી લોકોએ ઊંઘમાંથી ઝબકીને જોવા માંડ્યું. ને ઘરના બધાં અગાસીમાં આવી પહોચ્યાં. દરેકના હાથમાં કશુંક હથિયાર હતું, ઘરમાલિકના છોકરાના, છોકરાની વહુના અને નોકર સંતોષના.

બિચારા ચોરને હવે ભાગી જવાનો માર્ગ રહ્યો નહિ, અને ચોર પકડાયો.

બાર તેર વર્ષનો હાડકાંનો માળો હોય એવો છોકરો હતો, એણે સુતરાઉ અર્ધું પાટલૂન, અને પીઠમાંથી ફાટી ગયેલું ગંજીફરાક પહેર્યું હતું.

સંતોષે એનાં હાથ પકડીને, એને ખેંચી લાવ્યો, ને અજવાળાંની સામે ઊભો રાખ્યો. એ વખતે બધાને થયું, કે આ ચહેરો તો જાણીતો છે.

''કોણ છે તું?''

છોકરો નીચું મોઢું કરીને સંતોષના હાથની સખત પકડ છોડાવવાનો પ્રયત્ન કરતો બોલ્યો, ''કોઈ નહિ?''

''કોઈ નહિ? પાકો-શયતાન લાગે છે. બોલ કોણ છે તું? ''

છોકરો કંઈ બોલ્યો નહિ. ત્યારે નિહારકણાની તીક્ષ્ણ સંશોધક દૃષ્ટિએ સહાય કરી. નિહારકણાના બરાડાએ રાતના આકાશને ફાડી નાંખતાં પૂછ્યું

''તું પારુલનો છોકરો કાનાઈને?''

''છોકરાએ માથું નીચું રાખીને સંતોષની મુઠ્ઠીની પકડમાંથી છૂટવાનો પ્રયત્ન કર્યો. ને થોડો વખત એની ઓળખાણનો અસ્વીકાર કર્યો. પારુલ કોણ તે એને ખબર નથી. એમ કહીને એણે જોરજોરથી રડવા માંડ્યું.'' એણે કહ્યું.

''મારો હાથ છોડો, કહું છું, કે છોડી દો.''

સત્યવ્રતે કહ્યું. ''સંતોષ એને છોડી દે. એનું હાડકું ભાંગી જશે.''

સંતોષને હાથ છોડવો પડ્યો.

છોકરાએ હાથને ફૂંક મારતાં કહ્યું. ''મારો હાથ મરડાઈ ગયો. જાણે સ્ક્રૂના આંટા માર્યાં હોય એવું લાગે છે. તમારાં તે આંગળાં છે, કે સાણસી?''

"ના આ છોકરો પારુલનો ન હોય એવું બને નહિ. એના બોલવાની રીત જ એની ચાડી ખાય છે."

પારુલ આ બધાની વાસણ માંજનારી હતી. અઢી ત્રણ વર્ષના છોકરા કાનાઈને લઈને કામ કરવા આવતી. કાનાઈના હાથમાં વાસી રોટલી, કે પાઉંનો ટુકડો આપીને બેસાડી રાખતી, તે ખાઈ પછીથી એ જોરજોરથી રડતો, ત્યારે સત્યવ્રત છાપું વાંચતાં વાંચતાં માથું ઊંચું કરીને કહેતા, "આ ભેંકડો તાણે છે, તે એને કંઈ આપોને."

નિહારકણા ગુસ્સે થઈને કહેતી, "આવતાંની સાથે તો એને ખાવાનું આપ્યું છે."

"તોયે, ચણા, મમરા, ધાણી, જે કંઈ હોય તે આપીને એને શાંત પાડોને. રડ્યાં કરશે તો પારુલ કામ અડધુંપડધું છોડીને ચાલી જશે, નિહારકણાની પારુલ બહુ માનીતી હતી. એનું કામકાજ જેટલું ચોખ્ખું અને ખામી વિનાનું તેવું જ એનું નમ્ર વર્તન. ગમે તેટલું વધારે કામ હોય, પણ એ જરાય અકળાતી નહિ, કે મોઢું ચઢાવતી નહિ."

નિહારકણા કહેતી, "તારો છોકરો જરા મોટો થાય, એટલે એને નિશાળે મોકલીશું. એનું રડવાનું ઓછું થશે."

એ મોટો થતાં રડવાનું ધીમે ધીમે ઓછું થઈ ગયું હતું. તોપણ એને નિશાળમાં મોકલાયો નહિ. નિશાળનું નામ લેતાં જ કાનાઈ ધમપછાડા કરતો. હાથ છોડાવીને ભાગતો, એ ધીમેધીમે નિહારકણાના ઘરમાં થોડું થોડું કામ કરવા લાગ્યો. જાતે જ, કામ શોધી લેતો.

"દાદાનાં જોડાં પર કેટલી ધૂળ છે? ઘરમાં બ્રશ નથી? બ્રશ શોધીને બે જોડાં સાફ કરતો."

"આ છાપાં દાદરા પર કોણે રાખ્યાં છે. કેવું ગંદું લાગે છે?"

એ બેસીને છાપાંના કાગળોની ગડી વાળતો, અને પછી દાદર આગળની બારી પર ગોઠવીને મૂકતો.

"અરે અહીં કોણે પાણી ઢોળીને, રેલમછેલ કરી છે. કોઈ ગબડી પડશે તો?"

પછી ક્યાંકથી લૂછણું લાવીને પાણી, લૂછી નાંખતો.

આવા છોકરાને કોણ નિશાળમાં ભણવા મોકલે? ક્રમે ક્રમે એ ઘરમાં એને નોકરની જગ્યા મળવાની જ હતી, એ વખતે સંતોષને ઘરમાં નોકર રાખ્યો નહોતો, વળી દેવવ્રતનાં લગ્ન પણ થયાં નહોતાં, નિહારકણાના દિવસો ખૂબ સુખમાં પસાર થતા હતા. પણ નિહારકણાનું નસીબ જ વાંકું તે યુવતી પારુલ એક જ દિવસમાં ઝાડા-ઊલટી થયાં ને મરી ગઈ.

નિહારકણા કપાળ ઠોકીને કહેતી "વાસણ માંજનારી, ને કપડાં ધોનારી કામ છોડીને ચાલી જાય એવું તો ઘણું સાંભળ્યું છે, પણ મરી જાય એવું ક્યારેય સાંભળ્યું છે? હું એનો પગાર વધારવાનો વિચાર જ કરતી હતી."

બિચારી પારુલ એની સ્નેહમયી શેઠાણીના મનમાં જે એને માટે કુમળી લાગતી

હતી, તે જાણ્યા વગર ચાલી ગઈ. નિહારકણાની આંખોમાંથી આંસું ખૂટે નહિ. કાનાઈની મા મરી ગઈ, એટલે એની ફોઈ એને લઈ ગઈ. એ વખતે કાનાઈની ઉંમર સાત વર્ષની હતી.

આટલાં વર્ષો પછી એ જ કાનાઈ, કઠેરા આગળ ઊભો છે. એના મોઢા પર ગભરાટ છે.

"એ પાજી તું ચોર થઈ ગયો હતો? ને આ જ ઘરમાં ચોરી કરવા ઘૂસ્યો? નિમકહરામ!"

"એણે જોરથી વિરોધ કર્યો કે એ ચોરી કરવા ઘરમાં ઘૂસ્યો ન હતો, ફક્ત..."

"ફક્ત શું? બોલ, શેતાન બોલ, ફક્ત શું?"

"એ લોકોએ કહ્યું, તું તો આ ઘરમાં ક્યાં શું છે તે બધું જ જાણે છે, એટલે... એટલે કોઈ રીતે ઘરમાં ઘૂસીને બારણું ખોલી દે. તને પાંચ રૂપિયા આપીશું."

તે ઉપરાંત કેળાં....

આટલું કહ્યાં પછી ધોલધપાટ, થાય, હાડકાં ખોખરાં થાય એમ થાય જ ને? ખાસ કરીને જ્યાં દેવુ અને સંતોષ હાજર હોય, જોરદાર થપાટો પડતી હતી, અને સાથે સાથે પોલીસને બોલાવવાની ધમકી.

આ બધું જોઈને સત્યવ્રત બોલ્યા વગર રહી શક્યા નહિ, "અહીં જ એ હતભાગીને મારી નાંખવાનો હોય તો દેવુ! પછી પોલીસને કોને સોંપશે? વળી કાયદો હાથમાં લેવો એ પણ ગુન્હો છે. એ જાણે છે? પોલીસ જો એના શરીર પર મારની નિશાની જોશે. તો આપણને પણ પકડીને સળિયા પાછળ ધકેલશે."

પોલીસનો ડર નહિ. તો પિતાના પ્રતિવાદને લીધે કંટાળીને દેવુએ મારવાનું બંધ કર્યું ને લાચારીથી સંતોષે પણ. તે વખતે જ નિહારકણાએ હુકમ કર્યો."હમણાં જ એ નિમકહરામને દાદરાની નીચે કોલસાની ઓરડીમાં પૂરીને તાળું મારી દે દેવું. સવારે પોલીસને બોલાવી લાવજે."

હજી પણ પાપી કનાઈ વિરોધ કરતો હતો. પોલીસ શા માટે? મેં કંઈ તમારા ઘરમાં ચોરી કરી નથી."

એ સમયે સત્યવ્રતે કહ્યું. "ચોરી ન કરી હોય, પણ ચોરોને મદદ તો કરીને! બારણું ઉઘાડવાનો શો અર્થ? તને ખબર નથી? છી..છી.. ફકત પાંચ રૂપિયાને લોભે તે..."

કાનાઈની ભડભડતી આગમાં પાણી પડ્યું, અને એ પાણીનાં થોડાં ટીપાં એની આંખોમાંથી ઝરવા લાગ્યાં.

"ફક્ત પાંચ રૂપિયા? આહા ત્રણ દિવસથી પેટમાં અનાજ પડ્યું નહોતું એ સમજાય તો..."

નિહારકણાએ સખત અવાજે કહ્યું, "જોઈ નફ્ફટાઈ? હું પૂછું છું કે ત્રણ દિવસ પેટમાં અનાજ કેમ ન પડ્યું તારા બાપ પણ મરી ગયા છે કે શું?"

હા એક રીતે જોઈએ તો મરી જ ગયા છે. કોણ જાણે ક્યાંથી કોઈ ભટકતી છોકરીને લાવીને ઘરમાં બેસાડી દીધી છે. એમને જ ખાવાનાં સાસાં છે, તો પહેલીવારના લગ્નના છોકરાને શું આપે?''

''બોલવામાં તો જીભડીને વશમાં રાખતો નથી. કહ્યું છું. કે હવે મોટો થયો છે. તો કંઈ કામ કેમ નથી કરતો?''

કાનાઈ કડવાશથી બોલ્યો, ''કામ! જાણે આખા શહેરમાં લોકો મને કામ આપવાની રાહ જોઈને બેઠા છે! શોધી આપો મને કામ. જોઉં તો ખરો, કે તમે કેવા શકિતશાળી છો?''

આ વાચાળતા બીજા ગમે તેનાથી સહન થતી હોય પણ નિહારકણાની પુત્રવધૂથી તો નહિ જ.

એ બધાને ઉદ્દેશીને અથવા પોતાની જાતને ઉદ્દેશીને  કહેતી હોય તેમ બોલી ઊઠી. ''શું આ નાટક આખી રાત ચલાવવું છે? મારી ધીરજ ખૂટી છે. હું તો સૂવાને જાઊં છું.''

એમ કહીને નિસાસો નાંખીને એ ચાલી ગઈ. દેવુ સંતોષની મદદથી એ છોકરાને દાદર નીચેની કોલસાની ઓરડીમાં પૂરીને ઓરડીને તાળું મારીને આવ્યો, એ ઓરડીમાં એકવાર કોયલા રાખવામાં આવતા, તેથી એને કોયલાની ઓરડી તરીકે ઓળખવામાં આવતી. હમણાં એ ઓરડીમાં શું છે?

શું નથી. કોયલા સિવાય બીજું બધું જ છે. એટલે કે ઘરની બધી જ ફાલતુ ચીજો. જે બધી ચીજો કોઈનેયે ક્યારે પણ કામમાં આવવાની ન હોય તે એમાં રાખવામાં આવતી. એમાં બધા કરતાં વધારે હતા વાંદા.

સત્યવ્રતે એકવાર ક્ષીણ સૂરમાં કહ્યું, ''વાંદા છોકરાને ફોલી તો નહિ ખાય?''

દેવવ્રતે કહ્યું હતું, ''તો પછી તમારા ઓરડામાં એને લઈ જાવ અને સુવાડો.''

બેશરમ સદાવ્રતે તે પછી પણ ક્ષીણ (વધારે ક્ષીણ) અવાજે નિહારકણાને કહ્યું,''એ કહેતો હતો કે ત્રણ દિવસથી એણે કશું ખાધું નથી. ઘરમાં કંઈ નથી.?''

નિહારકણા એમને દઝાડે એવી નજરથી જોઈ રહી, ને પછી બોલી, ''તો શું એને પલાંઠી વાળીને ખાવા બેસાડવાનો છે? ધન્ય છે તમને. ત્રણ દિવસથી ખાધું, નથી, એ વાતમાં  તમને વિશ્વાસ બેઠો? તળાવમાં માછલીનો અભાવ છે?''
આ હતો ગઈરાતનો ઇતિહાસ.

અને સવારનો ઇતિહાસ હતો. સત્યવ્રતે એમના પુત્રની આગળ ઇચ્છા પ્રગટ કરી. ''કાનાઈને પોલીસમાં ન સોંપતા પહેલાંની જેમ પરચૂરણ કામ માટે રાખી લેવો.''

દેવવ્રત ઊંચે સાદે. ''એ શું કામ કરશે? કોઈ એક દહાડો એના ગુંડામિત્રોને બોલાવી આખા ઘરને લૂંટાવવાનું?''

અને સંતોષે પણ મક્કમતાથી કહ્યું, ''એને રાખવો હોય તો મને છોડવો પડશે. દાદા! નહિ તો એને લીધે મારી પર ચોરીનું આળ ચઢશે, ને મારે જેલભેગા થવું પડશે.''

તોપણ કોમળહૃદયી સત્યવ્રતે કહ્યું, "માણસમાં વિશ્વાસ રાખવાનો પ્રયત્ન કર દેવુ! દુનિયામાં બધા જ કંઈ ખરાબ નથી હોતા. પરિસ્થિતિના દબાણને લીધે..."

એમણે પાછું કહ્યું, "હું કહું છું, કે છોકરો રીઢો ચોર નથી. એકવાર એની કસોટી કરી જોઈએ. કદાચ એક જણને સુધારી શકાય. એનો ઉદ્ધાર થઈ શકે."

પણ કોઈએ ધાર્યું નહોતું કે સત્યવ્રત આવા અણીની સમયે આવી વાત કરશે. પણ એમણે કરી.... જરા હસીને એ બોલ્યા, "ઘરનો વડીલ જ્યારે આ બદનામ છોકરાની જવાબદારી ઉપાડે છે, તો એ જવાબદારીના ફળરૂપે કશુંક મળે પણ ખરું."

"એટલે કે?"

"એનો શો અર્થ? "

"એનો અર્થ એ કે, કાનાઈ છો આ ઘરમાં રહેતો?"

"એ પછી પણ જો કંઈ- "

"તમારે લોકોને એથી કંઈ મુસીબતમાં મૂકાવું પડે, તો એને મદદ કરનાર તરીકે મને પણ થાણામાં સોંપી દેજો "

નિહારકણાને લાગ્યું, કે એ જાણે લોખંડી દરવાજાની સામે ઊભી રહી છે હવે કશું કરવાનું રહ્યું નહિ, એકવાર ગર્વ હરનારની પાસે પ્રાર્થના કર્યા સિવાય- કાનાઈ રહી ગયો.

એની ભણવા માટે જોગવાઈ પેટે કશુંક આપવું પણ પડ્યું, ને બધાની સામે એને પેટભરીને ચા તથા પાઉં ખાવા પણ આપવા પડ્યાં, હાડપિંજર પર પરિતૃપ્તિની છાપ દેખાવા લાગી.

પરાજિતા નિહારકણાએ ગર્વ હરનારને નમ્ર પ્રાર્થના કરી, અને સંતોષને હુકમ આપ્યો, "તું હરવખતે એની પર નજર રાખજે."

સંતોષે હતાશાથી કહ્યું, "હું શું નજર રાખું? હું તો જોઉં છું, કે એ દાદાજીનો લાડકો બની ગયો છે. બસ આખો વખત કાનાઈ કાનાઈનું રટણ ચાલ્યાં કરે છે?"

"વધારે કહું તો તમને વિશ્વાસ નહિ આવે પણ કાનાઈ જાણે ફરિયાદ કરતો હોય એમ કહેતો હતો "શું મારે માટે ખાવાને કલાઈ કરેલી થાળી નથી? ઢોળી નાંખ ચા. એ તમારી પર દાંતિયાં કરતો હતો, હવે એને માટે બીજી થાળી ખોળી કાઢો એક સરસ કલાઈ કરેલી થાળી, તમે કોલસાની ઓરડીમાં સાચવી રાખી હોત તો સારું થાત. ફક્ત કામ વધારવાની આ વાતો છે."

આ છે કાનાઈના બોલવાના ઢંગ.

સત્યવ્રત નામની એક આત્મસ્થ વ્યક્તિ શું એના ફાટ્યું ફાટ્યું બોલવા પર જ મુગ્ધ થઈ હતી? કે એ એની કસોટી કરતા હતા?

તોપણ તેથી આટલી જલદી જલદી એની પરીક્ષા લેવાનું એ દુઃસાહસ નહોતું શું? હવે તો નિહારકણા એના ગર્વને હણનારની શક્તિ જોઈને ખુશ થાય છે. છોકરાની વહુ છાનીછાની હસે છે. અને સંતોષ નામનો પાજી છોકરો સામેથી બત્રીસી દેખાય

એમ કહે, "હવે તમારે ચીભડાં ખાવાને માટે ઘણી રાહ જોવી પડશે. દાદાજી! તમારો લાડકો પૌત્ર ચીભડાં વાવશે. એને પાણી પાશે, છોડવો જરા ઊગે, એટલે માચડો બાંધશે, પછી તમને કુમળાં કુમળા ચીભડાં ખવડાવશે."

હા, વાત આ ચીભડાંને લગતી જ હતી, ત્રણ ચાર દિવસો વીત્યા ન વીત્યા સત્યવ્રતે કાનાઈને બોલાવીને કહ્યું, "ચીભડાં શું તે તું જાણે છે ને? કાચાં છે કે પાકાં તેતું જાણી શકે?"

"ઓ મા ચીભડાં હું ન ઓળખું? કુમળાં ફૂલ ફૂટે, તે પછી જે ઊગે તે કાચાં અને નરમ પડે તે પાકાં"

"ઠીક છે. લાગે છે કે, તું જાણે છે. તો જાદવપુરનું બજાર ક્યાં છે, તે તને ખબર છે ને?"

"સાંભળો વાત, એ ન જાણતો હોઉં?"

"ઠીક. તો ત્યાં જા, મોડું ન કરતો."

"જરાય નહિ, ઝટપટ આવી પહોંચીશ. પૈસા આપો."

"સત્યવ્રતે એના ઉત્ફુલ્લ મોઢા તરફ તાકીને જોયું, ને પછી વીશ રૂપિયાની નોટ એને આપી."

કાનાઈ જરા ખચકાઈને બોલ્યો, "આ તો ઘણા બધા રૂપિયા છે. એટલાં ચીભડાં કોણ ખાશે. દાદા?"

"અરે મૂરખ. આ બધા રૂપિયાનાં ચીભડાં લાવવાનાં નથી. પાંચ રૂપિયાનાં લાવવાનાં છે, તો હિસાબ કરીને બાકીના રૂપિયા પાછા લઈ આવશેને?"

"કેમ નહિ લાવું. ચીભડાં ખરીદીને ડાબે હાથે શાકવાળી પાસે પંદર રૂપિયા લઈને પછી જ ડાબે હાથે એને નોટ આપીશ."

"જો જે. છેતરાશે તો નહિ ને?"

"અરે, કાનાઈ છેતરાયો તો થઈ રહ્યું."

ઝડપથી એણે પગ ઉપાડ્યો, ને એ પાછો ફર્યો.

"દાદા! એક સખત જોઈને ટોપલી આપોને, શાકવાળી એવી ખરાબ કાગળની થેલીમાં શાક આપે કે રસ્તામાં જ એ ફાટી જાય."

સત્યવ્રતે કહ્યું, "ટોપલી ક્યાંથી લાવું?" પછી એક હમણાં જ આવેલી વિદેશી પત્રિકાનું જાડા પૂંઠાનું કવર એના હાથમાં આપ્યું.

બીજી ક્ષણે કાનાઈ ગાયબ.

કહેવાની જરૂર નથી. કે આ નાટકીય દૃશ્ય નિહારકણાની નજર બહાર નહોતું. એ અકળાઈ ગઈ હતી. છોકરો ચાલી ગયો પછી બહુ જ ધીરેથી એણે કહ્યું. "એકાએક કુમળાં ચીભડાં ખાવાનું મન કેમ થયું?"

સત્યવ્રતે હસતાં હસતાં કહ્યું, "એમ જ થયું, કે મમરામાં એની કચુંબર ભેળવીને ખાઉં."

"પણ પાંચ રૂપિયાનાં ચીભડાં?"

"તો શું હું એકલો ખાવાનો છું? બધા ખાશે, પાંચ રૂપિયામાં બહુ બધાં આવશે?"

નિહારકણા જાણે એમની વાતનો અસ્વીકાર કરતી હોય એમ બોલી."બધા ખાય તેમાં મારે કંઈ કહેવાનું નથી. પણ સંતોષ ન લાવી શકત?"

"કેમ ન લાવી શકે?" મેં વિચાર્યું, "છોકરાને થોડી તાલીમ આપવાની જરૂર છે."

"તો પાંચ રૂપિયાની નોટ શું તમારી પાસે નહોતી?"

"ના. પાંચ રૂપિયાની નોટ મારી પાસે નહોતી."

"ઠીક છે. જોજો ને. એ ચાલાક છોકરો બે - ત્રણ ચીભડાં લાવીને કહેશે. કે બાકીના પૈસા શાકવાળીએ પાછા ન આપ્યા."

"સત્યવ્રતનો દમ ઘૂંટાયો નહિ, એમ કહી શકાય નહિ, જે ઝડપથી છોકરો ગયો. તે જોતાં...."

બસ. ગયો તે ગયો જ સવાર પૂરી થઈ, બપોર વીત્યા, સાંજ અને રાત પણ વીતી ગઈ, પણ ન કાનાઈ ન ચીભડાં.

એવામાં, સંતોષ જાદવપુરના બજારમાં બે - ત્રણ આંટા મારી આવ્યો. ને હસતાં હસતાં, અંગૂઠો બતાવીને કહે,

"કાનાઈબાબુની ચોટલીનો વાળ પણ દેખાયો નહિ માસી!"

પણ એ બધાની સત્યવ્રતના મન પર અસર ન થઈ. તોપણ એમણે વિચાર કર્યો કે એ હારી ગયા. એક દૃઢ વિશ્વાસનું આવું શોચનીય અપમૃત્યુ થયું, એમને માનવું પડ્યું કે એમણે બહુ મોટી ભૂલ કરી છે.

એ નવાઈની વાત હતી, કે વીશ રૂપિયાને લોજો, એક નિરાપદ આશ્રય, એક નિશ્ચિત વડીલનો વિશ્વાસ, બધું ભસ્મીભૂત થઈ ગયું. એને મૂર્ખ કહેવો કે ગુન્હેગાર કહેવો? કે પછી એ રીઢો ગુન્હેગાર છે?

સત્યવ્રતના મોઢા પર ઘેરી નિરાશાનો ભાવ જોઈને દેવુ પણ હવે વિદ્રૂપ હસીને પિતાને વ્યવહારનું જ્ઞાન આપવા જતાં અચકાતો. ફક્ત નિહારકણા ક્યારેક ક્યારેક બોલી ઊઠતી, "આખરે એ બળ્યામોઢાનાને ઓળખ્યોને.? વીશ રૂપિયા એને કેટલા દિવસ ચાલવાના. અહીં તો રામરાજ્ય હતું. પૌત્રની જેમ રહેતો હતો."

કાનાઈની વાત અહીં જ સમાપ્ત થઈ ગઈ હોત. આ કંઈ નવાઈની વાત નથી. આવું જ તો થતું રહેતું હોય છે.

પણ આ પૂંઠાના કાગળના મોટા પરબીડિયાએ પડદો ઊંચક્યો.

આને જ કહેવાય દૈવચક્ર.

એવું ન હોય તો ગાડીથી પછડાયલા પાતળા અને એકવડા બાંધાના છોકરાને, રસ્તાના જે લોકોએ કર્તવ્યપરાયણ થઈને, હૉસ્પિટલમાં દાખલ કર્યો. તે લોકો એટલા કર્તવ્યપરાયણ હતા કે, છોકરાની છાતી પર દબાયેલા જાડા કાગળના પરબીડિયામાંથી

વિખરાયલાં ચાર ધૂળમાં રગદોળાયલાં ચીભડાંને, વીણીને પાછા એ જાડા પરબીડિયામાં મૂકીને, હૉસ્પિટલમાં આપી આવ્યા હતા.

. અને હૉસ્પિટલના કર્મચારીઓ પણ એટલા કર્તવ્યપરાયણ કે, એ પરબીડિયા પરથી સરનામું મેળવીને સત્યવ્રત સેન નામના માણસને ખબર આપ્યા કે, એને મળવા ઇચ્છતા હો તો ઝટપટ આવો. હવે બહુવાર એ જીવવાનો નથી. એ બધો શું દૈવક્રમ નહિ?

તો એ બહુ વાર ન હોય તોપણ થોડી વાર તો એને મળાયું.

સત્યવ્રતે દુઃખથી કહ્યું, "જાદવપુર બજારમાં ન જતાં, તું ઠાકુર તરફ કેમ ગયો?"

કાનાઈએ જવાબ આપ્યો."ત્યાં સારાં ચીભડાં હતાં નહિ દાદા. નો એક પાજી લોરીવાળા......"

સત્યવ્રતે માથું ઠોક્યું, અને એક નાટકીય દૃશ્ય ભજવાયું. એ તો સંભવિત નથી. તેથી ફકત સ્તબ્ધ બનીને એ મૃત્યુમલિન ચહેરા સામે તાકતા બેસી રહ્યા. હજીય શ્વાસ ચાલતો હતો. પણ હવે વધારે વખત નહિ ચાલે.

સત્યવ્રત વેદનાથી પીડાતા હતા. તોપણ મોઢાની રેખાઓ પર પ્રશાન્તિની ઝલક હતી. એ ઝલક કૃતજ્ઞતાની હોય એમ લાગતું હતું. કદાચ છોકરાની આગળ જ કૃતજ્ઞતાનો ભાવ અનુભવતા હતા. કે પોતે મરીને સત્યવ્રત નામના માણસની પ્રતિષ્ઠા વધારી.

જગતની તરફ વિશ્વાસ જેણે ગુમાવ્યો એવા સત્યવ્રતને ક્યાં આશ્રય મળત, કદાચ આશ્રય મળત જ નહિ. એ રોજ રોજ વધારે ક્રોધી, રૂક્ષ, અને તીખા બની જાત.

# સાવ મૂરખ

"ભુજંગાએ ભુજંગા જેવું જ વર્તન કર્યું. -ઝાડુ વાળતાં વાળતાં આંગણું સાફ કરતાં બંસીની મોટીબહેન વિશાખાએ ભાઈની તરફ ધિક્કાર વર્ષાવતી દૃષ્ટિ નાંખીને કહ્યું 'તારું ખાઈપીને તેના બદલામાં તારા માથા પર જ ડંખ દીધો. તું જ બેવકૂફ, અક્કલમઠ્ઠો, ગધેડો છે. તું તો, તેથી જ એને ડાકણ ભળાવીને તું નિરાંતે સૂતો... બહુ સારું થયું. હવે બેઠો બેઠો આંગળાં ચાટ.

વિશાખાની વાત કરવાની રીત આવી જ. જે મોંમાં આવે તે બોલે, ભાઈ હવે ઊંમરલાયક થયો છે. એ તો એ સમજે જ નહિ. તે ઉપરાંત આજે તો એના મિજાજનો પારો ખૂબ ચઢ્યો હતો. કાલે રાત્રે વાવાઝોડું થયું હતું. એટલે આંગણામાં ખરી પડેલાં પાંદડાંઓનો ઢગલો થયો હતો. એટલે વિશાખા પાંદડાંઓને એકઠાં કરતી હતી. તડકો આકરો હતો. ને સાથે સાથે વિશાખાનો મિજાજ પણ આકરો હતો. આવી સખત ગરમીમાં આવી વાળઝૂડ કરવાની જરૂર નહોતી, એ કામ વિશાખાએ કરવાનું પણ નહોતું. વિશાખા પ્રાતઃકાળે ઘાટ પર નહાઈ આવીને, પછી પૂજાપાઠ કરે. તે પછી રસોઈ કરે એ એનો નિશ્ચિત કાર્યક્રમ હતો. પણ આજે એના એ નિયમમાં ભંગ થયો હતો.

બંસી દીદીના બરાડા સાંભળી પથારીમાંથી ઊઠીને આવ્યો. અને બારણાને થાંભલો પકડીને ઊભો રહ્યો. અને આસપાસના દૃશ્યનું અવલોકન કર્યું, ને એ બોલ્યો, "આમ બરાડા પાડીને મહોલ્લામાં તારે જાહેરાત કરવી છે? હાં માથા પર ડંખ દીધો. બસ ફાવે એમ બોલવાનું, વગરવિચાર્યે. કાલે સખત વાવાઝોડું થયું તેમાં બે જણને કેટલી મુસીબત આવી હશે તેની તને ચિંતા નથી."-

"શું કહ્યું? વાવાઝોડામાં? હું પૂછું છું, કે કાલનું વાવાઝોડું શું પ્રલયનું વાવઝોડું હતું? ચૈત્રના પવનથી બે ચાર સૂકાં પાંદડાં ખરી પડે, તેમાં બે માણસો ફસાઈ જાય તેની ચિંતા? તું ટોપલો ઢાંકવાનો પ્રયત્ન કરીશ નહિ બંસી! શું થયું છે તે તારા મનમાં તુંયે જાણે છે, ને હુંયે જાણું છું!

બંસીને ચક્કર આવતાં હતાં, એના બન્ને પગ ધ્રૂજતા હતાં. કાનમાં ભોં ભોં અવાજ થતો હતો. બંસી હવે ઊભો રહી શક્યો નહિ. થાંભલાને અઢેલીને બેઠો. અને માથું કૂટીને બોલ્યો. "તું જે ધારે છે, તેવું બંસી નથી ધારતો. બંસીના મનમાં એવું પાપ નથી. કેટલાંય કારણોને લીધે મોડું થાય. એમ પણ હોઈ શકે, કે મધરાતે

બારણાં ઠેલ્યાં હોય, તે બારણાં કોઈએ ઉઘાડ્યાં નહિ હોય એટલે પાછાં ચાલી ગયાં હોય.''

''શું કહ્યું તે? બારણાં ઠેલ્યાં હોય, પણ ઊઘડ્યાં નહિ એટલે પાછાં ગયાં હોય. બંસા!

વિશાખાએ ઝાડુ એક તરફ નાખ્યું અને તેના તરફ ફરીને એણે કહ્યું ''તને સખત તાવ હતો, એટલે તને બારણાં ઠેલવાનો અવાજ કદાચ ન સંભળાયો હોય, પણ આ હતભાગી વિશાખા મરણની ઊંઘમાં હતી?''

બંસીએ જરા નરમ અવાજે કહ્યું ''તને કાલે આખો દિવસ ઉપવાસ હતો.''

''હટ! ઉપવાસ! જાણે તારી બહેને કાલે નવાઈનો ઉપવાસ કર્યો હતો. કેમ? ક્યારે તેં જોયું કે એકાદશીનો ઉપવાસ કરીને હું મરવા પડું છું. અને તારી ઢંગઢડા વગરની વાતને જો માનવાની હોય તો હું પૂછું કે એ લોકો પાછા ક્યાં ગયાં? પાછાં પેલી જાત્રાના મંડપમાં? જામા ભજવનારા શું હજી, ત્યાં ખેલ ભજવ્યાં કરે છે?''

બંસીએ બન્ને હાથે માથું દબાવ્યું, ને માથું હલાવી જોયું, કે કાનમાંનો ભોંભોં અવાજ હજી સુધી આવે છે કે નહિ? પણ એને કંઈ સમજાયું નહિ. તોપણ દલીલ કરતો હોય એમ એ બોલ્યો, ''ગામમાં ભુજંગના કાકાનું ઘર છે ને?''

''ભુંજગાના કાકાનું ઘર!''

વિશાખાએ બે વાર હાથથી કપાળ ઠોક્યું, અને કહ્યું ''તારી અકલમાં ડામ દેવાયેલો જોઈને તો મને મરવાનું મન થાય છે, બંસલા! હાં, તો ભુજંગના કાકાનું ઘર? કાકાના ઘરમાં આગ ચાંપીને, જે મામાને ઘેર જઈને રહ્યો, તે છોકરો એકાએક મધરાતે એક પારકી બૈરીને લઈને, કાકાને ત્યાં કયે મોઢે જાય? અને એના કાકાને ઘેર એનાં ઓવારણાં લઈને એનું સ્વાગત થાય?

બંસી જોરથી બોલ્યો, ''મેં તો ફક્ત શક્યતાની વાત કરી હતી. એમાં ઓવારણાં લેવાની અને સ્વાગતની વાત ક્યાંથી આવી? મુશ્કેલીમાં મુકાયા હોય તો માણસ એમાંથી રસ્તો ન કાઢે? એના કાકાકાકી તારી વહુને શું ઓળખતા નથી? અને એ લોકો જુએ કે જામા જોવા ગયા હતા, અને બારણાં ઉઘાડાં નહોતાં?

''બંસી! તને હાથ જોડીને કહું છું, મને વધારે ચીઢવ નહિ. જામા જોવા ગયેલા ગામમાં ટોળાંબંધ લોકો તો, આખે રસ્તે હસતારમતા પાછા ફરતા હતા, ''તે લોકો એને અહીં પહોંચાડી ન જાય?''

''તું શું નાંખી દેવા જેવી વાત કરે છે? એ લોકોમાં કોણ કોની સાંભાળ રાખે? કોને ખબર કે આપણે ત્યાં એક જણ એક તાવમાં મરવા પડ્યું છે. અને બીજાને ઉપવાસને કારણે ....

''પાછો ઉપવાસ ઉપવાસ કરે છે, બંસલા! હું તને ચોખ્ખું કહી દઉં છું. કે ઉપવાસની વાત ખબરદાર કરી છે તો, હું તને પૂછું છું કે મધરાતથી ગાયોને માટે ખાવાનું ભૂસુ

કોણ તૈયાર કરે છે? ગાયોને છોડી કોણે? હું કહું છું, કે જો એ બધું ગોલોક વૈંકુંઠથી તૈયાર થતું હોય તો ભુજંગબાબુ, મિજાજી પત્નીને લઈને જામામાંથી એના કાકાને ઘેર જઈ શકે, એમ ન હોય, તો અત્યાર સુધી પાછા ન ફરે? પાછું કહું છું કે હવે એમંને છાવર નહિ, તારી બુદ્ધિનું દેવાળું તો જો."

બંસીએ ગુસ્સે થઈને કહ્યું, "તારાથી થાય તેટલું તારું મોઢું ખરાબ કર, તારા મનમાં ઝેર ભર્યાં કર, હું પૂછું છું, કે માણસ શું ગાયબળદ છે એનું દોરડું જરા ઢીલું પડતાં ગૃહસ્થના ખેતરમાં ચરવા નાસી જાય? એમણે વિચાર નહિ કર્યો હોય કે ભાઈબહેને સંતલસ કરીને બારણું ઉઘાડ્યું નહિ?"

વિશાખાએ હવે પાંદડાં વાળવાનું છોડી આંગણામાં બેસીને હતાશાથી કહ્યું "આવું એ લોકો વિચારે એમ તું માને છે બંસી?"

બંસી એ બન્ને હાથનાં આંગળાંના ટાચકા ફોડ્યાં ને આળસ મરડતાં કહ્યું, "તો શું જે સંભવિત હોઈ શકે, તેનો વિચાર ન કરું? શું હું તારી જેમ એમાં કંઈ પાપ છે એમ માન્યા કરું? તું બે વાર તો માળા ફેરવે છે. તો તારું મન શુદ્ધ કેમ નથી થતું? મારું શરીર અને માથું ફાટફાટ થાય છે, પગ સ્થિર રહેતા નથી, એથી તને સમજાવી શકતો નથી, નહિ તો....."

"તું તો રોજનો માંદો." વિશાખા ખરી પડેલાં પાંદડાંને ટોપલીમાં ભરતાં ભરતાં બોલી, "ચારપહોર રાત તાવમાં તરફડતો હતો, તો હમણાં પથારીમાંથી ઊઠીને શી રીતે આવ્યો તે હું વિચારું છું."

બંસીની જોડે એની બહેનની વાતચીત આ રીતે જ ચાલતી. જોકે, અંદરથી તો બન્ને એકબીજાને ખૂબ ચાહતાં પણ એમનું વર્તન જાણે બન્ને એકબીજાનાં પ્રતિસ્પર્ધી હોય તેવું હતું. તેથી જ તો બંસીએ ખોટું લાગ્યું હોય તેમ કહ્યું, "ચાહીને ઊઠીને થોડો આવ્યો છું? હું તો આવ્યો. તારા બૂમબરાડા સાંભળીને, બે માણસોનું શું થયું તેની તપાસ કરવાની જરૂર નહિ? હું તો કહું છું કે બારણાં ખખડાવીને એ ભુંજગના કાકાને ત્યાં ચાલી ગયાં હોવાં જોઈએ?

વિશાખાએ પાંદડાંની ટોપલી કાખમાં લીધી, અને એણે ગંભીર સાદે કહ્યું, "ઠીક છે, હું શોધવા જાઉં છું. પણ એ તો જાતે જ મોઢાં પર મેશ ચોપડવા જેવું થશે. જાતે જ ઘરને કલંકિત કરવા જેવું, વહુ ખોવાઈ ગઈ છે, એને ખોળતી ફરું છું"- હું કહું છું, કે પછી બીજું કંઈ કહીને આ વાતને દાબી દેવાશે? જવા દે. તારામાં અક્કલ જ ક્યાં છે?"

હવે બંસીએ હાથ હલાવીને એને ન જવા જણાવ્યું.... વાત તો સાચી છે, જો બંસીનું માનવું ખોટું હોય અને એ લોકો બીજે ક્યાંય રોકાઈ ગયાં હોય, તો શોધવા જતાં, ગામમાં હો.. હો.. થઈ જાય."

પણ હવે વિશાખા એના નકારને ગણકારે એમ હતું નહિ. ધમધમ કરતી, એ ચાલી ગઈ.

આખી રાત તાવ હોવાથી બંસી થાક્યો હતો ને નબળો થઈ ગયો હતો. ભૂખ અને તરસથી અકળાયેલો બંસી ઊઠ્યોં, પણ એના ઓરડા સુધી જઈ શકતો નહોતો, એણે ત્યાં જ લંબાવ્યું.

એના માથામાં જાણે હથોડા ઠોકાતા હતા. બહેનની તીવ્ર, તીક્ષ્ણ, અને શંકા ભરેલી વિષાક્ત વાણી, એની છાતીને જાણે ચીરતી હતી, અને ભયાનક સૃષ્ટિ ઉત્પન્ન કરતી હતી. જે બંસીને સ્વપ્નામાં પણ ન આવી શકે એવી ઘટના જાણે નિશ્ચિત સત્ય હોય એમ બહેન કહેતી હતી. કેવું આશ્ચર્ય. એક તો તાવથી નબળું બનેલું શરીર તેમાં પાછી ગઈ સાંજની ઘટનાની છાયા એની પર પથરાતી હોય!

છન્દાએ બંસીના પગને સ્પર્શ કરીને સોગંદ ખાઈને કહ્યું હતું. ''આજે તારે મારી સાથે જાત્રા જોવાને આવવું પડશે. ''ગણેશ જાત્રા મંડળી'' ''કલ્લોલિની રાધા''નો ખેલ આજે કેટલાય દિવસથી મેદિનીપુર જીલ્લામાં ઠેરઠેર ભજવે છે, કાલે એ મંડળી ચન્દ્રકોણામાં આવી હતી. આજે એ બીજે ક્યાંક ચાલી જશે.

બંસીને આખી રાત જાગીને જાત્રા જોવાની હોંશ નહોતી. પણ એના મિત્ર ભુજંગને હતી. એટલે ભુજંગ એને કેટલીકવાર ઘસડીને લઈ જતો. આ વર્ષે ત્રણેકવાર છન્દા એને જાત્રા જોવા લઈ જવા એની પાછળ પડી હતી. હમણાં જ લગ્ન થયેલાં (હજી સુધી સંતાનની મા બની નહોતી એટલે એ નવી વહુ જ હતી.) એટલે એની ઇચ્છાપૂર્તિ કરવી પડે એમ હતું. પણ બંસીનું ભાગ્ય જ ફૂટેલું. સાંજથી શરીર કાંપવા લાગ્યું. ને સાંજ પડતાં તાવ ભરાવા લાગ્યો. થાય જ ને. અમાસ, પૂનમ, અગિયારસ જાત્રામાં ગયા, અને તાવ લાગુ પડ્યો. બિચારો બંસી! માનિની વહુ કહેતી, ''જવું ન પડે, તેથી તમે તાવને આમંત્રો છો, હું બધું સમજું છું. એકાદ, ચાદર કે કામળો ઓઢીને ગયા હોત તો કશું જ ન થાત''

આવી હતી અબૂઝ છન્દા.

છોને, એ અબૂઝ હોય, પણ એની છલછલ થતી આંખો જોઈને બંસીને લાગી આવ્યું. અહા! કેવી ફૂલોની છાપવાળી સાડી અને સરસ ચોળી પહેરીને એ કેવી ઉત્સાહથી તૈયાર થઈ ગઈ છે'ને એ એના ઉત્સાહને ધૂળમાં મેળવવા તૈયાર થયો છે?

બંસીએ દુઃખી થઈને કહ્યું ''ચાદર! કામળો! તેં કેટલીય વાર મારી દશા જોઈ છે. ને પાછી માંદગીને નોતરવાની! ભીડમાં દબાઈને બેઠા બેઠા ધ્રૂજીએ, ને હૂ, હૂ કરીએ, લોકો આપણને કાઢી ન મૂકે? ''

છન્દાએ કહ્યું, '' ઠીક છે. તું પણ કામળો ઓઢીને તથા બિસ્તરો લઈને પડી રહે. છન્દા પણ ભૂતિયા બાગમાં આંબાના ઝાડની ઉપર ગળે ફાંસો ખાવા જશે? તારા સંસારમાં રડ્યા સિવાય અને તારી બહેનના ત્રાસ સિવાય હું પામી છુંયે શું? થોડો શો સુખનો સ્વાદ મને ચાખવા મળ્યો છે? ''

છન્દાની આ વાત અન્યાયકારી હતી. એના મહોલ્લામાં જેટલી વહુઓ તથા દીકરીઓ રહેતી હતી. તે બધા કરતાં છન્દા ખૂબ આરામ અને સુખથી રહેતી હતી. હરેક સમય છન્દાની સાજસજ્જા ટીપટાપ રહેતી. છન્દાને સારું સારું જ ખાવાનું જોઈએ,

ગમે એવું એ ચલાવી જ ન લે અને હજીય વિશાખા છન્દાને તળાવ પર ન મોકલે, એટલા માટે નહિ, કે એને છન્દા પર પ્રેમ ઊભરાઈ જતો હતો. પણ એની મરજાદી વૃત્તિને કારણે. છન્દાને તો એથી ફાવતું આવ્યું. તે સિવાય તે ઉપરાંત મામાની દુકાનમાં રજાને દિને એટલે દર ગુરુવારે ભુજંગ ત્યાં આવે, ત્યારે તો ઘરમાં ઉત્સવનું વાતાવરણ. જાફત થાય, પત્તાં રમાય, તથા બંસી અને ભુજંગ બન્ને ગાયનવાદનનો સમારંભ પણ યોજે. જોકે એ ગાવામાં સૂરનું ઠેકાણું નહિ. અને તબલાંમાં તાલ બરાબર નહિ. પણ તેથી કંઈ એમની મઝામાં જરાય ઓછપ આવતી નહિ. એ મહેફિલમાં શ્રોતા ફક્ત છન્દા જ.

વિશાખા ગુસ્સામાં ગણગણે, બારણાંની આડમાં દાંત કચકચાવે, ને ક્યારેક ઘર છોડીને મહોલ્લામાં આંટો મારવા નીકળી પડે. ભાઈ અને ભાઈનો દોસ્ત એને બોલાવે "ભજન થાય છે. બહેન આવીને બેસને સાંભળ તો ખરી? "

બહેન મોઢું મચકોડે, "તમે લોકો સાંભળો."

આમાંથી છન્દા ઊગરી જતી. ઓ બાપ આ તે નણંદ છે કે વાઘણ? હા, સારું સારું ખવડાવે તેની ના નહિ. એ માટે એની સામે કશું કહેવાતું નથી. તોપણ રાતદિવસ આંખોના કડક પહેરા નીચે રહેવાનું. ઓ બાપા, બંસીનું ભાગ્ય નબળું હતું, ને સારું પણ હતું.

કાલે ગુરુવાર નહોતો. તોપણ ભુજંગ આવ્યો હતો. એ આવ્યો હતો, જામામાં બંસીને લઈ જવા. એને જોઈને બંસી તો રાજીનો રેડ થઈ ગયો. "ભુજંગ તને ભગવાને જ મોકલ્યો છે. આ છંદા જામા જોવા માટે ઉતાવળી થઈ છે. મને તો તાવ છે. તમે બન્ને જણ જાઓ." જરૂર ભુજંગે સખત વાંધો ઉઠાવ્યો હતો. બંસીને આમ તાવમાં સબડતો મૂકીને બન્ને જામા જોવા જાય? એ બને જ નહિ. પણ બંસીના આગ્રહે એનો વિરોધ ટક્યો નહિ. બંસીએ કહ્યું, "અરે, ભાઈ, હું કંઈ મરણપથારીમાં થોડો પડ્યો છું? રાતના પરસેવો છૂટશે. ને તાવ ઊતરી જશે. એથી કંઈ આટલા દિવસના એના ઉત્સાહ પર થોડું પાણી ફેરવી દેવાય? બિચારી ક્યારથી દિવસ ગણ્યા કરે છે."

"તારી પાસે કોણ રહેશે?"

બંસીએ કહ્યું હતું, "બહેન રહેશે. બીજું કોણ રહેવાનું હતું? હમણાં મંદિરમાં કથા સાંભળવા ગઈ છે. દર અગિયારસે ત્યાં કથા થાય છે."

તોપણ ભુજંગનું મન માનતું નહોતું. "મારી સાથે એકલી?" બંસીએ એને ધમકાવતાં કહ્યું, " એ શું તારી બહેન જેવી નથી?" આખરે રાજી થઈને છંદા ભુજંગની સાથે ગઈ.. બહેનનો સંબંધ? તો મામાને ત્યાં રહેતા ભુજંગના મામાના છોકરાની માસીની છોકરી બહેન જ કહેવાયને."

ભુજંગ અને બંસી એક જ મહોલ્લાના રહેવાસી. બાળપણથી જ બન્ને એકબીજાના ગાઢ મિત્રો, બન્ને જણ બધી રમતમાં સાથે. ને જરા મોટા થતાં ગાયનવાદનમાં

પણ એકબીજાના સાથી. એમાં ભલે એ આગળ ન વધ્યા, પણ એકસાથે આનંદ તો માણતા જ હતાને? બંસીના બાપનું મૃત્યુ થયું હતું. મા જીવતી હતી, અને હતી. પરણ્યાને વર્ષ પણ ન વીત્યું. ત્યાં વિધવા બનેલી બહેન વિશાખા. ભુજંગના માબાપ તો અકાલે જ મરી ગયાં હતાં. એટલે લગભગ અનાથ જેવો હતો. તેથી જ એનો અડ્ડો બંસીને ત્યાં હતો. બંસીની મા પણ એને ખૂબ ચાહતી. બંસી એને કહેતો, "તું મારે ઘેર આવીને રહે." કારણ તારી કાકી બહુ પાજી છે."

ભુજંગ એને મોઢે હાથ દેતો.. ચૂપ! ચૂપ!.. પછી કહેતો, "મામા તો મને બોલાવે છે. તોયે ઘણા દિવસનું રહેઠાણ છોડીને બીજે ક્યાંય જવાનું મન થતું નથી."

આખરે મામાએ એને બોલાવ્યા કર્યો. એટલે એ મામાને ત્યાં રહેવા ગયો, જોકે મામાએ એને નિઃસ્વાર્થ સ્નેહને કારણે નહોતો બોલાવ્યો. એની દુકાને બેસવા કોઈ વિશ્વાસુ માણસની એને જરૂર હતી. અને મામાનો પોતાનો છોકરો બાપની વાસણની દુકાને બેસવાને રાજી નહોતો. એથી મા વિનાના ભાણેજ પર એની નજર પડી. જોકે મામીએ વરને સંભળાવેલું, "આ મારી મા વિનાની ભાણેજ સમાજની નાગચૂડમાંથી છૂટીને, આપણા સંસારમાં ખાય છે, પીએ છે, તેમાંય જો તમને અદેખાઈ થતી હોય. તો મારી બેનનો છોકરો પણ અહીં જ આવીને રહેશે."

પણ આખરે મામી છોકરાનાં ગુણથી અંજાઈ એણે કહ્યું "આ ભુંજગ જરા ગોરો હોત, તો એની જોડે જ છન્દાને પરણાવત? "

ભુજંગનું દુર્ભાગ્ય હતું, કે એ ગોરો નહોતો.

પણ છેવટે શું થાત તે કહેવાય નહિ. પણ સાજીસમી મામી એક દિવસ મરણ પામી.

મામા બેબાકળા બની ગયા. અઢાર વર્ષની આ રૂપાળી સાળીની દીકરીને એ સાચવે શી રીતે? છોકરી જેવી રૂપાળી હતી. તેવી જ તંદુરસ્ત હતી.

મામાને એ મૂંઝવણમાંથી છોડાવનાર હતો ભુજંગ. ભુજંગે બંસીની માની પાસે આવીને એના પગ પકડ્યા.

વહુના રૂપથી બંસીની મા જેટલી મુગ્ધ થઈ હતી, તેટલી ગુણથી નહિ. પણ એયે મરી ગઈ. હવે રહી માત્ર બેન. બેન ભાઈની પત્નીને 'રંગીલી,' 'લંપટી' 'મોજીલી'.. એની પાસે જે કામ લે, તે એને વઢીને આકરાંવેણ કહીને લેતી, નહિ તો પોતે જ કામ કરતી, એ જોઈને બંસી જ વહુને ટપકારતો, "તું જઈને એને થોડી મદદ કરને. દીદી બિચારી એકલી હાડકાં તોડે છે."

છન્દા રડતાં રડતાં કહેતી." માસી મને ક્યારેય કશું કામ કરવા કહેતી નહિ. ભુજંગને પૂછો એ મારો સાક્ષી છે."

"તે તારી માસી તો શ્રીમંત હતી. નોકરચાકર પાસે કામ કરાવતી. જ્યારે આ તો. '

"એ જે મારું નસીબ! માસીએ મને છેતરી. મને પૂછ્યા વિના જ નક્કી

કર્યું. ને આ ભુજંગના માસાએ પણ મને કૂવામા નાંખી, મોતને ઘાટ ઉતારી."

આમને આમ જ કેટલાંક વર્ષો વીત્યા. નિઃસંતાન દાંપત્યજીવન વિશાખા જાણે ભીતને સંભળાવતી હોય એમ કહેતી."વાંઝણીનો આટલો રુઆબ!"

છન્દા આકાશને સંભળાવતી હોય એમ કહેતી."કોણ વાઝણું છે તે કોને ખબર... માસી તો કહેતી, કે પુરુષ પણ વાઝણો હોઈ શકે."

વિશાખા, "હાહાકાર કરતી કહેતી." ઓમા' હુ ક્યાં જાઉં સાત જન્મે પણ આવુ ફાટ્યુ ફાટ્યુ કોઈ બોલ્યુ નથી."

વહુ વ્યગ્ય કરતા કહેતી. "અબૂઝ, બોથડ, લોક આવી કેટલીય વાતો સાભળે જ છે ને? "

આવી વહુની તરફ પ્રેમ ન હોય, તો એમા એનો વાક કાઢી શકાય નહિ, બસી વિચારતો કે બહેન ગુસ્સામા છન્દાને જે મોઢામા આવ્યુ, તે કહે છે.

ભાઈના નિષેધને ન ગણકારતા વિશાખા ભુજંગના કાકાને ત્યા, એની ખોવાયેલી ભ્રાતૃપત્નીની ભાળ કાઢવા ગઈ ખરી?

એ કઈ ગાડી ઘોડી હતી? વિશાખા એના ભાઈની જેમ કમઅક્કલ નહોતી.

વિશાખા ભુજગના કાકાના ઘરના આગણા પાસેના લીમડાના પાંદડાં લેવા ગઈ હતી. બારસને દિને લીમડાનો રસ પીવાથી શરીરમા ઠડક થાય છે. એ કોણ નથી જાણતુ?

ભુજગની કાકીએ પૂછ્યુ. "જામા જોવા ગઈ હતી બહેન?" વિશાખાએ કહ્યુ, "મૂઈ હુ, મારા સિવાય બીજુ જામા જોવા કોણ જાય?"

"તારી વહુ તો ગઈ હતી. સાથે ભુજગ હતો. બસી જોવામા ન આવ્યો."

"બસીની વાત જ ન કરતી. સાજસજ્જા કરીને, જવા તૈયાર થયો હતો, પણ એકાએક ટાઢ વાઈને તાવ આવ્યો. એટલે વહુ પણ રોકાઈ. પણ બસીએ જ એને હઠ કરીને મોકલી." "એણે કહ્યુ, "કેટલાય દિવસથી જામામા જવા માટે તલસી રહી છે. તો તુ જા ને જા" "શું કપાળ જોયું? પાછા આવતા, કોઈએ આવીને ખબર આપી. કે એના માસા મરણપથારીએ છે. એટલે ત્યા ગઈ. કોને ખબર એ જીવે છે કે મરી ગયો? "

તો તો ભુજગ પણ સાથે ગયો, તેમા કંઈ નવાઈ નથી. છન્દાના માસા એ ભુજગના પણ મામા થાય ને?

પછી માસા કે મામા ગળા ફાસો થઈ પડે, તેમાં વિશાખાનો શો વાંક? જો કોઈએ અદાવતથી ખોટા ખબર આપ્યા હોય? વિશાખા તો જે સાભળે છે, અને જુએ છે, તે જ કહે છે...જામાના મંડપમાંથી ઝટપટ આવીને છન્દા આંખો લૂછતી, ખબર આપીને, જાત, અથવા ભુજંગ બસ પકડતાં પહેલાં આ વાત જણાવી જાત તો શો વાંધો હતો?

બંસી તો બિચારો તાવમાં તરફડે છે.

પાછા ફરતાં ઘાટ પર નાહીને આવીને જોયું, તો બંસી બારણાં આગળ જ ઊંઘતો હતો. મનમાં એની હલકટ વહુ, અને દગાબાજ દોસ્તને અનેક શાપ આપતી, વિશાખા એને ઉઠાડી, ને ટેકો આપીને, પોતાને માટે સાંચવી રાખેલું પતાસું, લીંબુના રસમાં નાંખી, એને પાયું તે પછી એણે કહ્યું. ''તારા પેટમાં કશું ન જાય, ત્યાં સુધી આ નબળાઈ જવાની નથી. હું આ ચાલી, તારે માટે કંઈ ખાવાનું લઈ આવવા. ત્યાં સુધીમાં હાથમોઢું ધોઈ, કપડાં બદલીને બેસ.''

બંસી એને એકીટશે જોઈ રહ્યો. અને પછી એણે પૂછ્યું.''તું ગઈ હતી?''

''હા વળી, આ લીંબુ તો ભુજંગના ઝાડનું લીબું છે. એની કાકીએ આપ્યું.''

''ત્યાં એ નથી?''

''હોત તો હું એને લઈને જ ન આવત? ''

''કશા કારણથી એના મામાને ત્યાં તો નહિ ગઈ હોય? વિશાખા તો એવું ગપ્પું લગાવીને આવી હતી. તોપણ એણે કહ્યું.'' ''એ તપાસ કરવાનું તો મારાથી ન બની શકે.''

''પટેલને કહી જો ને એ તો એ બાજુ જતી બસમાં તો રોજ જાય છે.''

વિશાખા લીમડાનાં પાન ચાવતાં ચાવતાં બોલી, ''એના કરતાં આપણે છાપામાં જ જાહેરાત આપીએ, કે અમારા કુટુંબની છન્દારાણી ખોવાઈ ગયાં છે. અને એની જોડે મારો જીગરી દોસ્ત ભુજંગભૂષણ પણ ચાલ્યો ગયો છે.''

બંસી ચૂપ થઈ ગયો.

એણે મનોમન નક્કી કર્યું. કે એ જ ચૂપચાપ વીરસિંહને ત્યાં ચાલ્યો જશે ''શું હરતાંફરતાં બે જણ આમ એકાએક ગાયબ થઈ જાય? અને એ નાસી જાય ને મારે ચૂપચાપ બેસી રહેવાનું?''

પણ બંસીને જવું પડ્યું નહિ. મામાએ માણસ મોકલીને પૂછાવ્યું હતું કે જામા જોવા જાઉં છું, કહીને બે ત્રણ દિવસ પહેલાં ઘેરથી નીકળેલો, તે હજી કેમ પાછો આવ્યો નથી? એ માંદોબાંદો તો પડ્યો નથી ને?

તે પછી શું?

આ તો છાપામાં ખબર છપાવા જેવું થયું.

ત્રણ ગામના લોકોએ જાણ્યું, કે બંસીને ગાઢ મિત્ર જામા જોવા જવાનું બહાનું કાઢીને, બંસીની વહુને લઈને ભાગી ગયો છે.

છિ. વાતાવરણ ધિક્કારથી ભરાઈ ગયું. કોઈ જાહેરમાં ચર્ચા કરતું નહોતું. પણ વિશાખાની પડોશણો એને કહેતી કે બંસીની મૂર્ખામીને લીધે આવું બનવા પામ્યું છે.

વહુ અને મિત્ર પર એ વરસી જતો હતો. તેમાંથી આ સિવાય બીજું કશું પરિણામ આવે જ નહિ.

બંસી મૂગો મૂગો આકાશ તરફ જોઈને વિચારતો હતો, બધાને ખબર પડી ગઈ છે. ફક્ત એને જ ખબર નહોતી... તોપણ બંસીને મનમાં વિશ્વાસ હતો, કે

ભુંજગ ક્યારેય આવો વિશ્વાસઘાત ન કરે.

બંસી સંભવિત, અસંભવિત, બધી ઘટનાઓ ઊપજાવી કાઢે. ચોર, અકસ્માત, એવી દુર્ઘટના જે માનવના જીવનમાં બની શકે, એક જુવાન પુરુષ અને એક યુવતીના જીવનમાં બની શકે, તે બધી બંસી લોકોની સામે ઊખેળતો, અને નિંદા કરનારા પર ધિક્કાર વર્ષાવતો.. કહેતો,'' હવે જુઓ. આ લોકોનો ચાર પાંચ દિવસથી કંઈ પત્તો નથી.''

પણ બંસી કોને દોષ દે? ભુજંગને કે છન્દાને? એની છાતી તો બન્ને જણને માટે ધડકતી હતી.

''બન્નેએ ગાંઠ બાંધી હશે? કૉલેરા... અથવા... અથવા.. પણ જામા જોવા જનારા લોકો વચ્ચે આવું એકાએક બની શકે જ શી રીતે? વળી રસ્તોપણ સૂમસામ નહોતો. લોકો તો ઊભરાતાં હતા. ધારો કે એમને ઘણું મોડું થઈ ગયું હોય, ભીડમાંથી રસ્તો કાઢતાં, ને પાછળથી ડાકુઓ..''

રસ્તો એટલો ટૂંકો હતો, કે એની કલ્પના મૂળિયાં નાંખતી નહોતી. આ તરફ એક ગૃહસ્થ ઘરની વહુ ચારપાંચ દિવસથી ગૂમ થઈ ગઈ હોય તો લોકોમાં વાત વહેતી થાય, કે પહેલેથી જ કાવત્રું ઘડાયું હતું, એ લોકો તો તક જ ખોળતાં હતાં. ને તક મળી ગઈ. બન્ને જણે કોઈ ઠેકાણે જઈને ઘર માંડ્યું હશે.

કાવત્રું ન હોય, તો ભુંજગ તે રાત્રે, એકાએક ક્યાંથી આવી ચઢે? એને ત્યાં તો દુકાન ગુરુવારે બંધ રહે છે. તો પછી એ સોમવારે કેમ આવી ચઢ્યો?...

ને બંસીનું નસીબ જ વાંકું. નહિ તો તે દિવસે એકાએક એને તાવ શી રીતે આવે?

વિશાખાનું તો હવે ભાઈનો તિરસ્કાર કરવાનું મુખ્ય કામ થઈ ગયું હતું. એ જેમ જેમ બંસીનું સૂકાયેલું મોઢું જુએ, બન્ને આંખો ઊંડી ઊતરેલી જુએ, બંસી જમતી વખતે ભાતમાં હાથ હલાવીને કહે ''હવે નહિ ખવાય'' ને ઊઠી જાય, તેમ તેમ વિશાળાનું મન ભડકે બળે, અને એ ભડકો બંસીને દઝાડે.... એમ ન થાય. તો બીજું શું થાય? સાવચેતી ન રાખે ને રોગ વધે તો લોક તો રોગીને જ દોષ દે ને. નાનો છોકરો તોફાન કરતાં કરતાં પછડાય. ત્યારે મા દોડતી આવે, ને એને ઊંચકી લે તે પહેલાં એને બે થપ્પડ લગાવી દે.

ઘર ચલાવવાનો બધો ભાર હવે વિશાખા પર જ પડ્યો. ભલેને બે માણસ હોય, પણ કામ કંઈ ઓછું થોડું હોય, ગાયવાછરડાં છે, ઝાડપાન છે, તેને પાણી પાવાં, એમ કેટલુંય કામ. વિશાખા હાથે કામ કરે, અને મોઢામાંથી બાણ ફેંકે.

''છન્દા ને ભુજંગો આવી ગયાં છે, એમને માટે ચા મૂક, છન્દા થોડા મમરા વઘાર, ને પછી ગરમગરમ ભજિયાં વઘારી દે. ભુજંગ, સરસ ટાંગા માછલી મળી છે, તે ખાઈને જ જવાનું છે.''

આ બધાં વાક્યોનો સ્વર જોકે વિશાખાનો હતો, પણ સૂર તો બંસીનો જ હતો.

એ સૂરોનું બાણ વિશાખા માર્યા કરતી રહેતી.

પહેલા બે દિવસ તો બંસી ગુસ્સે થયો. એણે કહ્યું. ''આ બધું બંસી કંઈ પહેલીવાર બોલ્યો નથી. અને ફક્ત છન્દાએ એની ખાતરબરદાસ્ત કરી નથી, તું પણ ભુજંગને રાજી રાખતી હતી. મા પણ, તે વખતે મા તો ભુજંગ આવે એટલે ખુશખુશ થઈ જતી.''

''એ જુદી વાત છે. તે વખતે આટલા રંગરસનું કારખાનું અહીં નહોતું... હવે? રસના તો ફુવારા ઊડે છે. બે પુરુષોમાં કોણ એ રૂપરૂપના અંબારનો વર કોણ અને વરનો મિત્ર કોણ એ જ કળવું મુશ્કેલ.''

''એ રૂપરૂપના અંબારનો એક જણની જોડે બહેનનો સંબંધ હતો, તે તને ખબર છે. બેન!''

''હવે રહેવા દે. મને સંબંધ સમજાવવા બેસીશ નહિ. આવાની જોડે દોસ્તી!... તમે બન્ને ગપ્પાં મારો, હું જરા ફરી આવું. તમે પાનાં ચીપો, એટલીવારમાં હું પાન લઈ આવું. આગને ઘી ભેગાં મળે તો બીજું શું થાય? દૂધ મળતું હોય તો બિલાડી તરાપ ન મારે? ''

આવું બધું સાંભળતાં સાંભળતાં બંસી સૂનમૂન બની જાય એ હવે સામી દલીલ કરતો નથી. અને ક્રમશઃ બન્ને ખોવાઈ ગયેલા માણસોમાંથી એનો વિશ્વાસ ઊઠી ગયો છે.

તદ્દન સરળ, અબોધ, અને વિશ્વાસ રાખનારા માણસના હૃદયમાંથી એકવાર વિશ્વાસ ઊઠી જાય, તો એ ભયંકર રૂપ ધારણ કરે છે. બંસી હિંસક બનતો જાય છે. એકવાર એ લોકોનો પત્તો લગાડવો જ પડશે. જવાના ક્યાં છે? બંસી આખરે એ વિશ્વાસઘાતી ભુજંગને પોતાને હાથે જ ખતમ કરશે.

ભુજંગ જો એક મહાપાપ કરી શકે, તો બંસી પણ ભુજંગનું ધડથી જુદું કરી શકે, કે એના માથાને ફાડીને બે ભાગ શા માટે ન કરી શકે? એમાં શાનું પાપ!

કોણ જાણે ક્યાંથી વાંસ કાપવાનો છરો લઈ આવીને એને પથ્થર પર ઘસીને એ ધાર કર્યા કરતો. એકવાર વિશાખાએ એ જોયું. એ ધ્રૂજી ઊઠી. ''અલ્યા એ શું કરે છે?''

''ડરીશ નહિ. મારા ગળા પર કાપ મૂકવા માટે છરો ઘસતો નથી. સુવ્વરને મારવા છરાને ઘસું છું.''

''સુવ્વર! ઓ માં''

વિશાખા તો જાણે આકાશમાંથી નીચે પડી.

''જનાવરને મારીને શું કરવું છે? એનું માંસ ખાવું છે? છી? છી?''

''તને મેં કહ્યું, કે હું માંસ ખાઈશ. ફક્ત એને વાઢીશ.''

''બંસીની તરફ જોતાં એ ભયભીત બની ગઈ. બન્ને આંખો લાલલાલ હતી. વાળ જથરપથર, હાથે પગે ધૂળનાં થર, ઘણા દિવસથી દાઢી કરેલી નહિ, તેથી મોઢા

પર વાળનું જંગલ ઊગ્યું હતું. શરીર પર કપડાં પણ મેલાં... હંમેશાં હસતું મોઢું રાખતો, સુઘડતાથી રહેનારો શાન્ત બંસી ક્યાં ખોવાયો? એ જાણતો હતો. કે માણસ કંઈ ગાયબકરી નથી, કે ઝાંપો ખુલ્લો જોઈને વાડીમાં ઘૂસી જાય." ને વાડીને સફાચટ કરી નાંખે.

એ બંસી મોટો છરો લઈને એને પથ્થર પર ઘસીને ધારદાર બનાવે છે.!

એ ગાંડો તો નહિ થઈ જાયને? વિશાખાએ ગામના જેટલા સરખી દેવદેવી હતાં તે બધાની બાધા રાખી.

બધું કામકાજ પડતું મૂકીને, બંસી એક થેલી લઈને જ્યારે ત્યારે જાય છે. ક્યાં?.... બંસી નહોતો, ત્યારે એક દિવસ પેલો ધાર કરેલો છરો સેરવી દેવાની ઇચ્છાથી એ બધે એને શોધી વળી પણ, છરો મળ્યો નહિ.

એ મળે એમ હતું પણ નહિ, કારણ એ છરો તો બંસીનો સંગીસાથી હતો. બંસી બધાં બસનાં સ્ટેન્ડ આગળ ચક્કર લગાવ્યાં કરતો. એકવાર ક્યારેક તો એ લોકો મળી જશે જ. શયતાન પણ એક દિવસ પોતે જ્યાં દુષ્કર્મ કર્યું તે જગ્યાએ ડોકિયું કરવા આવે. તો એ પણ આવશે જ.

આવશે ત્યારે ?

આવશે ત્યારે જે કરવાનું હતું, તે બંસીને મોઢે થઈ ગયું હતું. જેવો દેખાશે તેવો જ એની પર તૂટી પડશે અને કહેશે, "નિમકહરામ, વિશ્વાસઘાતી, શયતાન! તારો જો કોઈ ભગવાન હોય, તો એને યાદ કરી લે. આ તારા જીવનની છેલ્લી ક્ષણ છે. ને પછી થેલીમાંથી એ રોજ રોજ ઘસીને ધારદાર બનાવેલો છરો."

બંસીના હિસાબમાં ભૂલ નહોતી. શયતાને આવીને એણે જે સ્થાનમાં દુષ્કર્મ કરેલું, ત્યાં એ આવી પહોંચ્યો. તામલુકથી આવેલી બસમાંથી એ કૂદકો મારીને ઊતર્યો.

મનાય એવું ન હોવા છતાં, એ સત્ય હતું.

પણ એ એકલો જ કેમ? લાગે છે, કે એ એની પાપની સંગિનીને સાથે લાવવાનું સાહસ કરી શક્યો નહિ. તે ભલે ન લાવ્યો હોય પણ અસલ પાપી તો કાળો ભુજંગ જ છે ને. એણે જ તો રોજ મારે ત્યાં મનભાવતું ખાઈને, મારા માથામાં ડંખ દીધો. પણ આ થયું શું? બંસીની યોજનામાં ભંગાણ કેમ પડે છે? એણે ગોખી ગોખીને તૈયાર કરેલો સંવાદ મોઢામાંથી બહાર કેમ નીકળતો નથી? વાઘની જેમ એની પર કૂદકો મારીને ધસી પડવાને બદલે, બંસી ચોરની જેમ આઘો ખસી જવાનો પ્રયત્ન શા માટે કરે છે? આંખો મળે તો એ પાછી છટકી જાય તેથી આ સાવધાની?

આમ બધું ઊલટપાલટ કેમ થઈ જાય છે? એ સામેથી બંસીની સામે ચાલ્યો આવે છે. જે કેવું સાહસ એનો અર્થ એ કે એણે મને જોયાં છે. તો શું બંસી જ એની પર તૂટી પડશે? જાણે તાવ આવવાનો હોય તેમ શરીરમાં કંપારી કેમ આવે છે?

હા. હા. ઠીક છે. એ એની તરફ જ આવે છે... તો એનું મોઢું આમ કેમ લેવાય

ગયું છે. અને કાળું પડી ગયું છે? એણે તો નવું ઘર માંડ્યું છે, તો પછી સુખચેનમાં કેમ નથી? એનો રંગ કાળો તો હતો, પણ કાળા રંગ પર આટલી ચીકાશ શાની? એનાં નાક, મોઢું, આંખ કેવાં થઈ ગયાં છે! આ આવે છે. તે તે બળેલાં લાકડાં જેવો લાગે છે. હાથે પગે પણ કેટલી ધૂળ ચોંટી છે. ઓળખાય એવો નથી. રહ્યો... એ જ માણસ છે? એને બરાબર જોયા વિના એની પર તૂટી પડવું યોગ્ય નહિ.

એને બરાબર જોઈ લે તે પૂર્વે જ એ તો સામે આવીને ઊભો રહ્યો. ને બોલ્યો, "બંસી! તો તું હજી જીવે છે? કેવી રીતે ટક્યો?" બંસી સ્વસ્થ થઈ ગયો.

વ્યંગ્યમાં બોલ્યો. "હું જીવું છું, તેથી તું બહુ હતાશ થયો નહિ?"ભુજંગ થોથવાતો બોલ્યો, "એનો અર્થ?"

"અર્થ હમણાં જ સમજાશે. પહેલાં કહે, એને ક્યાં મૂકીને આવ્યો છે?"

આ વખતે બંસીનો અવાજ કરડો હતો. એની આંખો જકડાઈ ગઈ હતી થેલીમાંથી છરો જરા બહાર કાઢીને એને દેખાડ્યો, ને કહ્યું, "આને ઓળખે છે?"

ભુજંગ પણ જડ જેવો થઈ ગયો, એણે સ્થિર તથા શાંત અવાજમાં કહ્યું. " ઠીક છે, પણ આપણે જરા એકાંતમાં જવું પડશે. અહીં જો કોઈ બનાવ બને, તો પાંચ જણની નજરે ચઢશે. તો તારા હાથમાં બેડી નંખાઈ જશે"

"તને મારે માટે ઘણું લાગે છે નહિ?"

"ભુજંગે વધારે શાંતભાવે કહ્યું, "તારે એક વિધવા બેન છે બંસી! આ જગતમાં એનું કોઈ નથી"

"એ બધી મોટી વાત રહેવા દે, એ ક્યાં છે તેનો જવાબ આપ."

"જવાબ આપવા જેવું કંઈ છે નહિ."

"શું? તો પાંચ જણ જે કહે છે તે સાચું છે, એમને? વધારે મોટી રકમ મળે તેથી તું એને કોઈ છોકરી વેચવાવાળાને ત્યાં મૂકી આવ્યો છે?

"શું લોકો એવી વાતો કરે છે?"

"તક મળે તો વાતો તો કરે જ ને? વાતો કરવા માટે તો સારો સંસાર એક પગે ખડો હોય છે."

ભુજંગ ટટ્ટાર ઊભો રહ્યો, અને કડવાશથી બોલ્યો, "ઠીક છે, બધી વાતોનો અન્ત લાવી નાંખ. હુલાવ છરો કાપી નાંખ મારું ગળું. હતભાગી ભુજંગની મૃત્યુવેદનાનો અંત લાવી દે."

"વાહ, વાહ. બહુ ઍક્ટિંગ કરે છે ને? તને વળી વેદના શાની?"

"તારું મગજ ઠેકાણે હોત તો તું સમજત બંસી! કે શાની વેદના છે. તને જોઈને લાગે છે કે તારું મગજ ઠેકાણે નથી."

"શું? તે શું કહ્યું, મારું મગજ ઠેકાણે નથી? સાલા, વિશ્વાસઘાતી, નફ્ફટ! તારી જો મારા જેવી દશા હોત?"

"એઈ! મને વિશ્વાસઘાતી કહેતો નહિ બંસી! તારી વહુને હું ભુજંગ ભગાડી

ગયો નથી. તે જ જબરજસ્તીથી તારી રંગીલી વહુને મારે ગળે વળગાડી, એ મારું માથું વાઢીને.... પણ જવા દે એ બધી વાત. તું આ છરો મારા ગળા પર ફેરવી દે.''

''તને શું એમાં શંકા છે?''

એકદમ હો... હો.. કરતો ભુજંગ રડી પડ્યો.

બંસી મૂંઝાઈને એની સામે જોઈ રહ્યો. તે પછી એણે થેલામાંથી છરો કાઢ્યો, અને દૂર એક ગંધાતા પાણીના ખાબોચિયામાં ફેંક્યો ને બોલ્યો,

''ભુજંગ, તું મને તારો જોડો માર'' બંસીએ ભુજંગના બન્ને હાથ પકડ્યાં.

ભુજંગે જરા ફિક્કું હસતાં કહ્યું, ''તને મારવાનો સવાલ જ ઊભો થતો નથી. બંસી! હું જાતે જ મારી જાતને દશવીસવાર જોડાથી ફટકારું છું.' એક મહિનો આ આખા જગતને ભૂલીને. બધી શક્તિ ભેગી કરીને સાધના કરતાં, એક મતિભ્રષ્ટ રંગીલી છોકરીને તું પાછી લાવી શક્યો નહિ. મેં એને પગે પડીને કહ્યું, '' હું એકલો જઈને શી રીતે મારું મોઢું બતાવું છન્દા! મહેરબાની કરીને એકવાર પાછી ચાલ, તે પછી તું તારે ફાવે એમ કરજે. તો એણે મોઢું મચકોડીને કહ્યું, ''તો પાંજરું તોડી આવેલા પંખીને તું પાછું પિંજરામાં પૂરવા ઈચ્છે છે? તું ખરો દોસ્ત છે.''

બંસીએ ધીરેધીરે કહ્યું, '' તો કોની જોડે ભાગી ગઈ?''

''બીજા કોની સાથે? ના એની નજર એટલી નીચી નથી. એને તો બહુ ઊંચા ઝાડનું ફળ જોઈએ... તને શું કહું? બંસી! જામાની નાયિકાને જોઈને એ કહે, ''આ તો મારી બાળપણની બહેનપણી છે. હું એને ઓળખું છું. જામા પૂરી થતાં હું એને મળવા જઈશ.''

''પછી?''

''એ પછીની વાત તો કરવા જેવી નથી. ત્યાર પછી ભુજંગની દશા બહુ જ કારમી થઈ ગઈ. જામાનો મંડપ ખાલી થઈ ગયો, જે જ્યાંથી આવ્યા હતા, ત્યાં ચાલી ગયા. ભુજંગ એ જામાવાળાના તંબુની બહાર મોઢું ફાડીને હાંફતો બેસી રહ્યો. છન્દા અંદર જઈને એની બહેનપણીની પાસે જઈને બેઠી... તે પછી એક માણસ જોડે ખબર મોકલાવી - ભુજંગબાબુને કહી દે કે જા. હું આ જામાવાળા જોડે ઘાંટાલ જાઉં છું, ત્યાં એક નવો ખેલ ભજવવાનો છે.''

''તું સમજી લે કે મારા શી દશા થઈ હશે?''

ભુજંગ બે હાથે માથું દાબી બોલ્યો, ''હું એકલો મોઢે કાજળ ચોપડી પાછો ફરું? કહું કે બંસી તારી વહુ મારો હાથ છોડાવી ભાગી ગઈ છે?... એ લોકોની જોડે હું પણ ઘાંટાલ ગયો. એ મને મળવા જ ઇચ્છતી નહોતી. કહેતી હતી, કે હું જામાની મંડળીમાં મારું નામ નોંધાવીશ... હું એને છોડીને શી રીતે આવું?... ઘાંટાલથી દાસપુર, મહિષાદલ, ત્યાંથી તામલુક, મળે કે હું કહું, 'છન્દા પાછી ચાલ.' છેવટે એને પોલીસની બીક પણ બતાવી. પણ એ લોકો તો ઉસ્તાદ નીકળ્યા. એમણે

કહ્યું, "જાઓ.. જાઓ.. અને ફાવે એટલા પોલીસ લઈ આવો. છન્દાદેવી કંઈ નાની કીકલી નથી. ઉંમરલાયક છે એને પોતાને જે રીતે જીવવું હોય તે રીતે જીવવાનો એને હક છે."

છન્દાએ પણ આવીને તડફડ કરતાં કહ્યું, " શા માટે મારી પાછળ પડ્યા છો ભુજંગદા! મારે એ ગંધાતા ઘરમાં જઈને વાસણ માંજ્યાં કરવાં નથી. અહીં જાત્રાના માલિકે મને વચન આપ્યું છે, કે હવે પછીના જામાના ખેલમાં મને નાયિકાનો પાઠ આપશે.." તોપણ અપમાનિત થવા છતાં મેં કહ્યું, "તને ધર્મના સોગંદ છે છન્દા, એથી તો તારા વરના મોઢા પર કાજલ લગાડાઈ જશે, અને મારે મોઢું બતાવવાનું નહિ રહે, તેનો તો વિચાર કર." તો એ બેશરમ છોકરી લુચ્ચું હસીને કહે, "શું ભુજંગ અને બંસીની જોડે રહેવાના દસ્તાવેજ પર મેં સહી કરી આપી છે?"

"એવું કહ્યું એણે?"

એકદમ બંસી ભુજંગને ચમકાવતું એવું હો.. હો... હસતાં બોલ્યો, "તું શું આ બળ્યા મોઢાનો બંસીવદન એ બેશરમ, હૃદયહીન છોકરીને કારણે શુભનિશુંભનો પાઠ ભજવી, હંમેશને માટે એને ખતમ કરવા છરાની ધાર કર્યા કરશે? દીદી ખરું કહેતી હતી : સાવ અક્કલમઠો છે તું તો."

# ઘરનું નામ 'શુભદષ્ટિ'

બહુ મોટું મકાન હતું. ત્રણ માળનું. બધી તરફ ઝરૂખા. એનું નામ હતું શુભદષ્ટિ.

એ વિખ્યાત લગ્નસમારંભ માટે વપરાતું મકાન હતું. એનું ભાડું પણ ઘણું હતું. પણ એથી કંઈ એ પડી રહેતું હતું એવું નહોતું. આ યુગમાં ભાડું શબ્દનો કશો અર્થ રહ્યો નથી. મુખ્ય પ્રશ્ન તો છે, જગ્યા મેળવવાનો. જગ્યા મળે તો આપણે આપણી જાતને બહુ ભાગ્યશાળી માનવાની. તેથી જગ્યાની નોંધણી ચારપાંચ મહિના પહેલાં કરાવવી પડે, નહિ તો જગ્યા મળવી મુશ્કેલ. લગ્નમાં વરવહુ નક્કી કરતાં પહેલાં જગ્યા માટે સંપૂર્ણ નિશ્ચિંત હોવાની જરૂર છે.

હમણાં દીવાથી સુસજ્જિત મકાનની ઉપર ઊજળા અક્ષરોમાં લખેલું છે, "શુભદષ્ટિ" નામની નીચે લખેલો શબ્દ જાહેરખબરના કાયદા પ્રમાણે, દેખાય છે, ને બુઝાય છે, 'આવો' 'સ્વાગત'.

આ કાયદો, આવી રીતની પ્રકાશની સગવડ અને લગ્ન માટે વિશેષ જરૂરી એવી ઘણી બધી ચીજો માલિકની વ્યવસ્થાશક્તિનું નિદર્શન કરે છે.

પાર્ટી ઉલ્લાસથી કહે "ભાડું કંઈ અમસ્તુ લે છે?" આજની પાર્ટીમાં પણ ઘણા લોકો આવું જ કહેતા હતા. આજે એક લગ્ન ઘણી ધામધૂમથી થવાનું છે. છોકરીનું લગ્ન.

લગ્નમંડપમાં કન્યાની આસપાસ એની બહેનપણીઓ તથા સ્ત્રીઓનો કલ્લોલ વચ્ચે વચ્ચે કિનારો ઓળંગીને બહાર આવતો હતો. તેમની સુવર્ણમય કાયા પર છાંટેલા વિદેશી સેન્ટ તથા ફૂલો, અને ફૂલોના હારથી પ્રગટ થતી સુગંધ વાતાવરણને ઉન્માદક બનાવે છે.

બીજી પણ એક સુગંધ આમંત્રિતોના ચિત્તને પ્રફુલ્લિત કરે છે શહેરના ભોજનનું આયોજન કરનારાઓએ રાંધેલી વાનગીઓની સુગંધ.

મકાનની સામે મોટરોની હારમાળા હતી. ગાડીઓ આવતી જાય છે, અને હારમાળા લંબાતી જાય છે. જરા મોડા આવનારા પહોળું મોઢું કરીને, મોટરોની હારમાળા પાર કરીને દરવાજાની અંદર જાય છે બે સુંદર બાલિકા સુંદર વસ્ત્રોથી સજાઈને અજંતાનાં ચિત્રોમાંની સુંદરીના હાવભાવથી આમંત્રિતોને હાથમાં એક એક લાલ ગુલાબ આપતી.

આ દશ્યમાં કશુંય નવું નહોતું. એક જ નાટક જુદા જુદા રંગમંચ પર ભજવાતું

હોય તેવું છતાં એ મનોહર લાગતું. માહ્મરામાં હસ્તમેળાપના દૃશ્યની જેમ આ નાટક રોજ જ ભજવવાનું હોવા છતાં, નાટક જોનારાંની ભીડ, અને જોવાની ઉત્સુકતામાં જરાય ઓછપ ન રહેતી તેમજ કલ્લોલ અને રસિકતામાં લેશમાત્ર ઓટ ન આવતી.

વિશેષતઃ અહીં સમગ્રતયા જાણે અલકાપુરીનું નિર્માણ થયું હોય એવું લાગતું. એમ લાગતું નહોતું કે મકાનમાં કશી મલિનતા, હિંસા, દ્વેષ, કુટિલતા, રુદ્ધ શ્વાસ અને ધારદાર છરી છે.

થોડા ગજ દૂર એક અંધારી ગલીના વળાંક આગળ, એ બધું એકઠું થયું છે. પૂર્વનિયોજિત બાજી પ્રમાણે, રુદ્ધ શ્વાસથી રાહ જુએ છે, ભોલા, રંટા, મૃણાલ, સૌગત અને સવ્યસાચી.

એ હતા મહોલ્લાનાં પાંચ રત્નો. એ લોકો હંમેશાં ગલીને નાકે ગોપીની ચાની દુકાન આગળ બેસીને, ત્યાં અડ્ડો જમાવતા. એમાં વિશ્વવિદ્યાલયના સ્નાતક તથા શાળાનું શિક્ષણ પણ પૂરું લીધેલું ન હોય તેવા લોકો પણ હતા. બધા એક જ પ્રકારની ધમાચકડી મચાવતા.

આ શી રીતે સંભવિત બન્યું?

કહેવું મુશ્કેલ છે, છતાં પણ કહી શકાય એમ છે. એ એકબીજાને મળ્યા શી રીતે? વિધાતાની શી યોજના હતી?

મહોલ્લામાં એ લોકોની ધાક વાગતી. લોકો બહારથી તો એમને પંચરત્ન કહેતા, પણ મનમાં તો એમને પંચપાપ કહેતા. જ્યારે કશા માટે ઉઘરાણું કરવાનું હોય ત્યારે પાંચે જણ સાથે જ જતા. પાંચે જણના ચહેરામાં જરાય સામ્ય નહોતું, અને પાંચેની વેશભૂષા પણ એકબીજાથી જુદી હતી, તેમ છતાં, એમના મોઢા પરના ભાવો, એમનું હલનચલન, વગેરેમાં અદ્‌ભુત પ્રકારનું સામ્ય હતું. એમના ભાવોમાંથી જો કશો અર્થ ઘટાવી શકાય તો એ હતો અમને જે જોઈએ છે તે લડીને લઈ લેશું. એ લોકો ચોરી, લૂંટફાટ, ખૂન વગેરે કરતા કે કેમ તે વિષે કશું નિશ્ચિત કહી શકાય એમ નહોતું. પણ ક્યારેક ક્યારેક નાનાં નાનાં કુકર્મો કરતાં એ તો નિશ્ચિત હતું.

પોતાનાથી બીજા થરથરતા રહે, અને ભયભીત રહે. તેના મૂળમાં હતાં, એમની સાહસવૃત્તિ, અને ભવિષ્ય વિષે કશીય ચિન્તાહીનતા.

એક રીતે કહીએ તો જેને 'મસ્તાન' કહી શકાય, તેવા પુરુષમાં જે ગુન્હાહિત કાર્યો કરવાની તત્પરતા હોય તે કેળવવા તેઓ પ્રયત્નશીલ હતા. એટલે તો એ દિશામાં સારી એવી પ્રગતિ કરી હતી. વાતવાતમાં ખભા ઉલાળવા તથા બીજી બીભત્સ., કુષ્ટિત ચેષ્ટા કરવામાં એવા તો નિષ્ણાત બની ગયા હતા કે એ સહેજે સમજાય જ નહિ, કે એમાંનો કોઈ તો પ્રતિષ્ઠિત સંસ્કારી કુટુંબનો હશે.

તો પણ આજ પહેલાં ક્યારેય પણ જૂથ જમાવીને લગ્નસમારંભમાં હુમલો કરવાને, અને માનવતાહીણું આચરણ કરવા તથા લૂંટ ચલાવવાની તક જ ખોળતા હોય એવું બન્યું નહોતું.

ના, પણ એવું નહોતું. અહીં મામલો જુદો જ હતો. આજનું આક્રમણ એમની ઘણા સમય પૂર્વે ઘડાયેલી યોજના પ્રમાણે થવાનું હતું. એ રૂપિયા, સોનું રૂપું, ઝવેરાત લૂંટવા માટેનું નહોતું. (જોકે ભોલા, રંટા, મૃણાલ, છાનાછપના એકબીજાને કહેતા હતા કે સોનું, રૂપું, ઝવેરાત લૂંટવાનું મળે તો ખોટું શું?) એમનો મુખ્ય ઉદ્દેશ હતો આ લગ્નોત્સવમાં જે નવવધૂના સ્વાંગમાં હતી તેને લૂંટવાનો.

પણ શા માટે?

એનું પણ કારણ છે જ તો.

એ છોકરીએ પંચરત્નમાંના શ્રેષ્ઠ રત્ન, દલનેતાની જોડે દગો રમી હતી.

હા, નિયમાનુસાર જૂથમાંનો કોઈ એક જણ. દલનેતાનો દરજ્જો મેળવે. પછી અન્ય એના ભક્ત બની જાય. એમાં જેને દલનેતાનું સ્થાન મળ્યું હતું તે સૌગત તથા આજના ઉત્સવની નાયિકા, પહેલાં એક જ મહોલ્લામાં રહેતાં હતાં. એ બન્ને એક વિખ્યાત સહશિક્ષણની શાળામાં સાથે ભણતાં હતાં. એ શું ફક્ત ભણતાં જ હતાં? ના, પ્રેમમાં પણ પડ્યાં હતાં, જોકે આઠમા કે નવમા ધોરણમાં ભણતાં છોકરા છોકરી જેવો પ્રેમ કરે, તેવો પ્રેમ.

પછી તો બન્નેનો મહોલ્લો બદલાયો, ને જીવનની દિશા પણ બદલાઈ, એટલે એ લોકો એકબીજાને મળી શકતાં નહોતાં એટલે એક રીતે કહીએ તો છૂટાં પડી ગયા હતાં.

થોડા સમય પછી એકાએક. એક નવા મહોલ્લાના સુંદર ફ્લેટમાંથી, એ છોકરી બહાર નીકળતી દેખાઈ, એ ગોપીની ચાની દુકાન આગળથી સામેના બસસ્ટેન્ડ તરફ જતી હતી. એના હાથમાં પુસ્તકો હતાં. તેથી લાગતું હતું, કે એ સ્નાતક અથવા તો સ્નાતકોત્તર વર્ગમાં ભણતી વિદ્યાર્થિનીજ્ઞ્જ્ઞછે.

સૌગત છલાંગ મારીને ફટ કરતો એની સામે આવીને ઊભો રહ્યો, ને કહ્યું, "નોટન!. તું અહીં?" છોકરી ચમકી ગઈ. એકવાર એણે આંખો ઊંચી કરીને જોયું. પછી તાકીને ગોપીની દુકાન તરફ. ત્યાં બેઠેલા ભોલા તથા રંગ તરફ નજર નાંખી., અને અવજ્ઞા ભરેલા સૂરમાં એણે કહ્યું,

"તમારી ભૂલ થાય છે. હું નોટન નથી." સૌગતનાં ભવાં ઊંચા ચઢ્યાં.

"ઓહ તમે નોટન નથી. માફ કરો." કહેતોક એ જઈને એના સાથીઓ પાસે ધબ કરતોક બેસી ગયો. પાસે જ એક શિયાળવું રડ્યું.

ગોપીએ પૂછ્યું, "કેમ ગુરુ શું થયું?"

"સત્યનું જયગાન."

"તું ક્યારેક શું બોલે છે તે સમજાતું નથી."

અહીંથી સંઘર્ષની શરૂઆત. તે પછી એ છોકરી રોજ આ રસ્તેથી બસસ્ટેન્ડ તરફ જોતી, ને પાછા ફરતી વખતે પણ ત્યાંથી જ પસારજ્ઞ્જ્ઞથતી.

ત્યારથી આ સ્નાયુયુદ્ધ થતું રહ્યું.

છોકરી એવી ગર્વિલી ચાલ ચાલતી કે લાગતું કે જાણે મહારાણી ચાલે છે. રસ્તે ચાલતાં એવી દૃષ્ટિથી જોતી, કે એની આંખની સામે એ બધાં મગતરાં છે અથવા કોહી ગયેલા દેડકાં છે, જેને રસ્તે ચાલતાં જોડાથી દાબી કચડી શકાય. એ દૃષ્ટિ ઘણી અસહ્ય હતી.

એ દૃષ્ટિની સામે અવજ્ઞાભરી દૃષ્ટિ કહી શકાય એમ તો હતું નહિ. તો તો આબરૂ જાય. તેથી વધુ બીભત્સ, વધુ આક્રમક અને હિંસક દૃષ્ટિનો માર્ગ અપનાવ્યો. શિયાળના રડવાનો અવાજ કાઢવો, કૂતરાંની જેમ ભસવાનો અવાજ કરવો. ગધેડાની જેમ ભૂંકવું, ગંદી ટીકાઓ કરવી, સિસોટીઓ મારવી વગેરે એ લોકોએ અપનાવવા માંડ્યાં, પણ છોકરીએ કશાને ગણકાર્યું નહિ. એ પણ લોખંડથી ઘડાયેલી હોય તેમ, બધું એની પર જળકમળવત્ નીવડ્યું.

એનું મોઢું જોઈને ન લાગે કે એણે આ બધું સાંભળ્યુ છે. ફક્ત એની નજરમાં પહેલાંના જેવી જ ઘૃણા અને અવજ્ઞા સ્પષ્ટ દેખાતાં હતાં.

એને આ રસ્તે જવા સિવાય બીજો કશો ઉપાય નહોતો. કારણ, ઘેરથી બસસ્ટૅન્ડ તરફ જવાનો આ એક જ રસ્તો હતો.

રસ્તામાં જતાં વચમાં ગંદું નાળું આવે ત્યારે લોકો જેમ નિરૂપાયે ઝટપટ નાક પર રૂમાલ દાબી ગંદુ નાળુ પાર કરે તેવુ જ એ છોકરી કરતી. ગોપીની ચાની દુકાન આગળનો રસ્તો વેગથી પસાર કરતી.

પણ જરા ફરક હતો. લોકો સાધારણ રીતે ગંદા નાળા તરફ જોવાનું ટાળે, પણ આ ઊંચા નાકવાળી છોકરી એક ક્ષણ એ તરફ નજર ફેંકતી.

શા માટે એ એમ કરતી હશે? પોતાની ઘૃણા વ્યક્ત કરવા તો નહિ કરતી હોય?

એ મોઢામાંથી એક હરફ પણ ઉચ્ચારતી નહિ. એને આવતી જોતાં જ હા. હા. હીં. હી.! શું મહારાણીની લટકાળી ચાલ છે? એવી નજરે જુએ છે, કે જાણે આખી દુનિયા એના બાપની માલિકીની હોય. અહાહા! રાજહંસીની ચાલ જોઈ? કેવી અભિમાનથી માતેલી છે?

છોકરાઓ હલકાં ગીતો પણ ગાતા. "મારો ન નયનબાણ"

"વારી વારી જાઉં રે તારી પર."

રંટા ગાતો, "રાધે ગૌરી, હૈયું છીનવે મારું શેં રોજરોજ."

પણ એ બધાની છોકરી પર લવલેશ અસર નહિ ફકત અવજ્ઞા જ દર્શાવતી. ક્યારેય એક શબ્દ પણ ન ઉચ્ચારે કે ક્યારેય સાથે કોઈ અંગરક્ષકને લઈ આવે. ફક્ત એક હિમશીતલ દૃષ્ટિ જ નાંખતી.

દિવસે દિવસે આ શીતલ શરાઘાતને કારણે, એ લોકો વધારે ને વધારે હિંસક બનતા ગયા.

પાંચ પાંચ લફંગા છોકરાઓ, એ અત્યંત રૂપાળી છોકરીની અવજ્ઞા અને તુચ્છકારભરી દૃષ્ટિથી આટલા બધા હેરાન થઈ શકે ખરા?

હા. એ રૂપાળી હતી. તેમાં જરાય શંકા નહોતી. અને રૂપાળી છોકરીને પોતાના રૂપનું અભિમાન પણ હોવાનું જ. પણ એ કંઈ ફક્ત રૂપનું જ અભિમાન નહોતું. આ તો સ્ફટિક જેવો દશ્યમાન, એટલે કે અદશ્ય એવો એક પ્રકારનો આભિજાત્યનો અહંકાર હતો. એમાં ઘણી દાહકતા હતી.

"ના. આ ઊંચા નાકવાળીનું નાક એકવાર મચડ્યા વગર શાંતિ વળવાની નથી. ગુરુ એકવાર હુકમ કરે તો ઉઠાવી લાવીએ." એ લોકો આવી વાત એવી રીતે કરતા કે આ તો એક મામૂલી કામ હોય. એમના દૈનિક કાર્યક્રમનો એક સામાન્ય અંશ હોય. તો પણ આમ કહેવાતું જેટલું સરળ હતું, તેટલું સરળ એનો અમલ કરવાનું નહોતું.

પરિચિત લોકોની જ્યાં અવરજવર હોય, એવા દિવસના અજવાળામાં મહોલ્લાની એક પ્રતિષ્ઠિત છોકરીને એકાએક ઉપાડી જવાને માટે જે આયોજન કરવું જોઈએ તે એટલું સરળ નહોતું.

આમ છતાં રોજ સાથીઓ કહેતા, "ગુરુ! હુકમ કરો, એ રાજહંસીને બોચીમાંથી પકડી, ઉપાડીને તમારાં ચરણ આગળ ધરી દઈએ. એ તમારી પ્રાણપ્યારીને."

ગુરુ કહેતા. "જરા થોભી જાઓ. ફક્ત જીભ હલાવવાથી એ ન થાય."

આ દુ:સાહસ માટે ભોલા અને રન્ટાના હાથ સળવળતા હતા. રસ્તા પરથી કોઈ છોકરીને ઉપાડી જવાની અભિજ્ઞતા ભલે એમને ન હોય પણ. બી.ટી. રોડને નાકે રાતના ટ્રકને અટકાવી એમાંથી માલ ઉઠાવવાની આવડત તો એમનામાં હતી. તો પણ છોકરી ઉપાડી જવાની વાત જાણે ચપટી વગાડવા જેટલી સરળ હોય એવી રીતે એ કરતા.

એથી એમાંના એક જણે આવીને ખબર આપ્યા, કે એ ઊંચા નાક્વાળી છોકરીનાં લગ્ન છે. સારું ઘર છે વર પણ રૂપાળો ને પૈસાપાત્ર છે. જાપાનમાં નોકરી કરે છે. લગ્ન થતાંવેંત એને વિમાનમાં જાપાન લઈ જશે."

"હં, તો તો..."

"હવે જરા વખત બગાડવો પરવડે એમ નથી, લગ્ન ક્યારે છે?"

"આવતી બાવીસમી તારીખે. આ 'શુભદૃષ્ટિ' લગ્નની વાડીમાં, વાડી નોંધાવી લીધી છે."

"રંટા તને આ બધી ખબર મળી ક્યાંથી?"

"અરે ભાઈ! મારી પાસે બાતમી આપનાર છે. એમની વાસણ માંજનારીની માસી અમારા ઘરમાં જ રહે છે."

"હવે શું કરવાનું છે, કહો તો. તો કાલે જ નેપાલની ટેક્સીને, બસસ્ટૅન્ડ આગળ ઊભી રાખીએ, એ પાછી આવે ત્યારે. તો નેપાલને કહી આવીએ."

"પણ કાલે નોટન, એટલે કે, કંકોત્રીમાં જેનું નામ વન્દના છાપ્યું છે તેને કૉલેજમાં જતાં જોઈ નથી."

"તો શું ભણવાનું છોડી દીધું?"

"હવે શા માટે ભણે? એ નાવડીને તો મોટા વડના ઝાડની જોડે બાંધી દીધી છે."

"પણ એ નાવડીને છોડીને લઈ આવવી પડશે, અને પછી એને દરિયામા તરતી મૂકવી પડશે. એને અત્યાર સુધી એણે જે તિરસ્કારથી આપણા તરફ જોયુ છે, તેનું ફળ ભોગવવું જ પડશે. એ આપણા હાથમાથી છટકી, પેલા જાપાનના છોકરા જોડે વિમાનમાં ચાલી જશે, અને આપણે મોઢુ પહોળું કરીને જોતા રહીશું?"

"ના, એવું બની જ શી રીતે શકે? આ જગતમાં શું અહકારીઓનો જ વિજય થશે? એવું તો થવા જ નહિ દેવાય, પણ શું કરી શકાય. એના તાલેવાન બાપના ચાર માળના બંગલામાંથી એને ખેંચી લાવવી શી રીતે? બહુ જબરું સાહસ છે. જાતજાતનાં પેંતરા રચવા પડશે, જાતજાતની મંત્રણા કરવી પડશે. કામ સહીસલામત પાર પાડવું જોઈએ.

"લગ્નની સાંજે ધાંધલધમાલ અને લોકોની ભીડમાં" – રન્ટાએ કહ્યુ, "હુ બે રિવોલ્વરની વ્યવસ્થા તૈયાર રાખીશ, અને ચાકૂ તો છે જ. નેપાલની ટેક્સીમાં બે વધારાના માણસો હશે, જે ક્લોરોફોર્મનો રૂમાલ તથા મોઢું બાધવાનું કપડું લઈને તૈયાર બેઠા હશે. એ લોકોને માટે તો આ ડાબા હાથની રમત છે. થોડા રૂપિયા વેરવા પડશે, અને હા, ઘરેણાંથી લાદેલો માલ મળશે."

સૌગતે કહ્યું, "એટલા બધા લોકો વચ્ચે આપણે ફક્ત પાંચ જણ-કામ શી રીતે પાર પડશે? બહુ મોટું સાહસ છે." રન્ટાએ હસતાં હસતાં કહ્યું, "એક ચાકૂ અને એક પાઇપ ગન હાથમાં લઈને અંદર ઘૂસીએ. પછી ત્યાં કોણ ઊભું રહે? તેઓ આપણને જોશે ત્યાં જ ભાગંભાગ થઈ જવાની. ને લાગલી જ ત્યાંની મહિલાઓ પોતાની જાતે ઘરેણાં શરીર પરથી ઉતારીને, મારશો નહિ મારશો નહિ. કહેતી કહેતી ઢૂઠવો મૂકશે."

"અરે! લગ્નમાં જે સ્ત્રીઓ ઘરેણાં પહેરીને આવે છે. બધાં નકલી હોય છે. સોનાના હારની કિંમત પાંચથી વધુ નહિ હોય. સવ્યસાચી ધમકાવવાનો હોય તેમ બોલ્યો," આપણે શું સોનું લૂંટવા જઈએ છીએ? મૃણાલે કહ્યું, "શરૂઆતમાં તો હાથમાં હથિયાર લઈને અંદર ન પેસતાં આમંત્રિતોમાં ભળી જઈ, થોડું પીને પછી કામે લાગી જઈએ તો કેમ?."

"થપ્પડ મારીશ. ત્યાં દારૂ પીવો છે? આજકાલ હવે લોકોની દૃષ્ટિ બહુ ચકોર હોય છે. બહારની એક ટાંકણી પણ આવી ચઢે તો તરત પકડી પાડે, ને હાડકાં દોદરાં કરે. એટલે એકાએક મારમાર કરતા અંદર ઘૂસી જવાનું."

"પણ એમ કઈ વખતે અંદર ઘૂસવાનું? એનું મુહૂર્ત ક્યારે?"

"એ મુહૂર્ત નક્કી કરવું બહુ જરૂરી છે. આગળપાછળની ઘટનાઓનો પૂરતો ખ્યાલ રાખીને કામ કરવું જોઈએ."

ગલીને નાકે રુદ્ધશ્વાસે ઊભેલા પાંચ જણમાંથી ચાર જણ માનતા હતા, કે આ જ ખરો મોકો છે. હજી વર આવ્યો નહોતો. વર આવતાંની સાથે સારી સંખ્યામાં જાનૈયા આવી પહોંચવાના. એ આવે તે પહેલાં જ કામ પતાવી દેવું જોઇએ.

''પણ બાકી એક જણ એટલે એમના નેતાનો અભિપ્રાય જુદો હતો. એ માનતો હતો, કે વર આવતાં જ કન્યાપક્ષના બધા જ વરની સરભરામાં લાગી જવાના, એટલે એ જ સરસ મોકો છે.''

''પણ આપણે કંઈ ચોરી કરવા જતા નથી, ગુરુ! આપણે તો સુભદ્રાહરણ કરવા જઈએ છીએ. ચાકૂ હલાવતાં હલાવતાં અંદર ઘૂસી જઈશું અને તમે એ લોકોની છાતી સામે રિવોલ્વર ધરતાં ધરતાં હા. હા. હા. બે ચાર જણને ઢાળી દીધા તોયે શું. જુઓ થોડું લોહી વહેવડાવવાથી જો કામ પતતું હોય, તો ઘાયલોની સંખ્યા વધારવાથી શો ફાયદો? તો હાં.''

કહું છું, કે ઘરની તરફ બરાબર જોઈ લેજે. પાછલી બાજુ ફક્ત ઝાડુવાળા અને સફાઈ કરનારાઓ માટે ત્રીજે માળ સુધીની ગોળ સીડી છે. પાછળના એ રસ્તા તરફનું બારણું, કોઈ ભીંત પર ચઢીને ખોલી નાંખે. જેવો વરઘોડો આવે, કે અંદર જેટલી સ્ત્રીઓ હશે, ''વરઘોડો આવ્યો. વરઘોડો આવ્યો. એમ કહીને શંખ વગાડતી વગાડતી નીચે ઊતરી આવશે. અને, કન્યા એકલી રહી જશે. બરાબર એ જ વખતે ગોળ દાદરો ચઢીને... મોઢાંમાંથી હરફ પણ ઉચ્ચારવાનો નહિ. મોઢા પરના ભાવોથી, અને હાથના હલનચલનથી બાર આના કામ પતાવવાનું. બધું હેમખેમ પતાવી દેવાનું.''

''આખરી વખતે આ નિર્ણય લીધો ગુરુ! હું કહું છું કે આપણે એ રીતે ઘૂસીએ તો પેટ ચોળીને શૂળ ઊભું કરવા જેવું થાય.''

''સમજ્યો તો પછી બધું વગર બોલ્યે પતી જાય...''

''તો શું ગુરુ ડરી ગયા?''

''ડરવાનું કેવું વળી. હું તો ઇચ્છું છું, કે કશો શોરબકોર કે ધમાચકડી ન થાય. બધા લોકો આપણને ઓળખે છે.''

''પણ મોઢાં પર તો મહોરાં પહેરીશું ને!'

''શું તારું પેલું સાંતાલી મહોરું? સાચેસાચ તું એ મહોરું પહેરશે?''

પૂરી યોજના મૃણાલે ઘડી હતી. એ ચિઢાઈને બોલ્યો, ''શા માટે નહિ. પૈસા આપીને આપણે મહોરાં ખરીદ્યાં છે. પ્રચલિત મહોરાં પહેરવાની કંઈ જરૂર છે ખરી?''

''ઠીક છે. તો પહેરી લેજે. ભોલા, સફાઈ કરનારાઓ માટે જે ગોળ દાદર આગળ બારણાં છે, તે ખોલાવી રાખજે.''

ભોલાએ કહ્યું,''ખોલાવી દીધાં છે. ત્યાંથી તો મોરચાની શરૂઆત થવાની છે. આમ કેમ? હજી સુધી શંખ વાગ્યો નહિ.''

''હાં. વાગ્યો.''

આ ગુસપુસ થતી હતી, ત્યાં જ એક સાથે અનેક શંખો વાગ્યા, અને વાગતા જ રહ્યા.

એટલામાં એ લોકો તીરને વેગે ત્યાં આવી પહોંચ્યા. એક ક્ષણમાં ગોળ દાદરના સળિયા કાપીને, બીજે માળની ઓસરીમાં આવી પહોંચ્યા. સામે જ કન્યાને ત્યાં સજાવવામાં આવતી હતી તે ઓરડો હતો. સાંકડી ઓસરીમાં ઘણી નકામી વસ્તુઓ પડી હતી. પણ અચરજની વાત એ હતી, એ અહીં જે બારી હતી, તેમાંથી અલૌકિક દૃશ્ય દેખાતું હતું. સાચેસાચ ઓરડામાં કોઈ નહોતું. બધી સ્ત્રીઓ વરઘોડિયાંને વધાવવા ગઈ હતી.

પેલી ઘમંડી છોકરી નવવધૂનો શણગાર સજીને બેઠી હતી. એના માથે ચારે બાજુની ભીંતોમાં ચારે તરફ આંખને આંજી નાંખે એવા બલ્બો પ્રકાશતા હતા. એ પ્રકાશના સમુદ્રમાં, એક અપાર્થિવ પ્રતિમા તરતી હતી. માથા પર મુગટ હતો, અને આખું શરીર અલંકારોથી લદાયેલું હતું. ભોલા બે ડગલાં પાછાં હઠીને ધીરે અવાજે બોલ્યો, "સરસ મોકો છે. મહારાણી આજે પરી લાગે છે. આ ઘરેણાં પણ કંઈ નકલી નથી. એઈ રંટા જલદી કર."

એક દબાયેલા અવાજમાં નિષેધવાણીએ એને ચમકાવી દીધો. બારીમાં ઊભેલામાંથી જે બધા કરતાં લાંબો હતો, તે બધાં કરતાં પાછળ હતો, એ પહોળી આંખે એ ઝળઝળતા પ્રકાશમાં તરતી પ્રતિમાને તાકીને જોઈ રહ્યો હતો, તે કોઈની નજરે ચઢ્યું નહિ.

પણ નોટન. જેનું ખરું નામ વંદિતા હતું. એની નજર કેમ ન ગઈ? ના એને તો અનેક આંખો હતી. મોઢા પર ઓઢણી ઢાંકી હતી. ખોળામાં ચંડીપાઠનું પુસ્તક હતું.

"આવતા રહો. ભાષા, ઈશારા. એ બધું સરદારનું હતું. એકદમ મૂંઝાઈ ગયેલા ચાર માણસો, જાણે પથ્થરની જેમ હતા, ત્યાં જ જડાઈ ગયા. આવતા રહીએ, પાછા ફરીએ?"

"હા, ઊતરીને આવો."

"પાછા આવીએ, ઊતરી જઈએ?"

"હા, એક પળ પણ ગુમાવ્યા વિના."

હુકમ કરીને, હુકમ કરનાર પોતે જ દાદરના ખૂણા તરફ જતાં ધીરે ધીરે અદૃશ્ય થઈ ગયો.

લાચારીથી એ ચાર જણને પણ દાદર ઊતરવો પડ્યો.

"એકદમ શું થયું ગુરુ?"

"છોકરીના બાપે પોલીસની વ્યવસ્થા રાખી હતી તેની એને જાણ થઈ ગઈ?"

"પણ ક્યારે? ક્યાંથી જાણ્યું?"

"છિ આટલાં બધાં લાકડાં એકઠાં કરી, એને ભડભડ સળગાવી પછી એની પર પાણી છાંટવાનું?"

ચાર જણ બબડતા ફફડતા, ચિઢાતા, હતાશ થઈને ચાલી આવ્યા.

થોડીવાર પછી, એમણે શેષમાં પૂછ્યું. "એકાએક શું થઈ ગયું ગુરુ?"

"કંઈ નહિ."

નેપાલ હજી ટેક્સી લઈને તૈયાર થઈને બેઠો છે.

"જાય ચૂલામાં."

"એમ ઉખાણામાં વાત ન કરો. સ્પષ્ટ વાત કરો".

હવે ફાટી પડવાનો વારો હતો ગુરુનો. "સ્પષ્ટ વાત શી કરું? તારી આંખે ન જોયું? એ રાજરાણીને એના સિંહાસન પરથી ઉઠાવી જઈને, એને ક્યાં લઈ જવી હતી? એને ક્યાં રાખત. ઝૂંપડામાં? બોલ તો. ખરુંને? એને શું ખવડાવત? ગણઈની હોટલનો ભાત, સડેલા ચોખા અને ગંદી દાળ સિવાય કશું નહિ."

એકદમ ભોલા બોલ્યો, "શા માટે? એ તારી વહુ થયા પછી રસોઈ કરીને તને ખવડાવત ને અમને પણ જમાડત."

"મારી મારીને ખોખરો કરી નાંખીશ. બદમાશ! એ રાંધત? પગથિયાં પરથી દલના નેતાનો અવાજ સંભળાયો, એ રસ્તા પરના નળ પરથી પાણી ભરી લાવત. ખુલ્લા રસ્તા પર બેસીને નહાત, મસાલો વાટત, વાસણ માંજત, ફૂટપાથના એક ખૂણે બેસીને ચૂલો સળગાવી રસોઈ કરત. આપણે પાચ લફગા એને શું લાવી આપત, એને શી સગવડ પૂરી પાડત. જવાબ આપ, સાલા! અને એને, શુ ફાંસો ખાવા દોરડું ન મળત? કે બે બાટલી ગ્યાસતેલ? એ વાતનો તેં વિચાર કરેલો? આપણે માણસ છીએ કે જનાવર?"

# સરિયામ રસ્તો ભૂલતાં

"એ, સરોજદા આ ચાવી...."

ઘણી બધી ચાવીઓનો ઝૂડો, ધ્રુવે સરોજને આપ્યો. ગલી જ્યાંથી શરૂ થતી હતી, ત્યાં આગળ જ ટેક્સીમાં બધો સરસામાન ભરી દીધો હતો. ઘરના બધા ટેક્સીમાં ગોઠવાઈ ગયા હતા. ધ્રુવ દોડતો ચાવીનો ઝૂડો લઈને આવી પહોંચ્યો.

આવું તો આજે જ બન્યું એમ નહોતું. આ તો રાબેતા મુજબની ઘટના હતી.

સરોજે સ્નેહપૂર્ણ સૂરે કહ્યું, "બહાર જાય છે? સાવધાન રહેજે. હેમખેમ ફરીને પાછો આવી રહે. ગાડીને તો હજી ઘણીબધી વાર છે. આટલો વહેલો...."

ધ્રુવે કહ્યું, "હવે વધુ બોલતા નહિ. માની અધીરાઈ તો તમે જાણો છો. પાંચ કલાક પહેલાંથી ઉતાવળ કરવા માંડે. ઘેરથી હાવડા સ્ટેશન જતાં જતાં કંઈ વિઘ્ન આવ્યું તે મોડું થઈ જાય, તેની યાદી ગણાવવા મંડી જાય."

"કાકીમાનું જીવન એમ જ વીત્યું."

સરોજદાએ કહ્યું, "અચ્છા ચાલો ત્યારે."

ધ્રુવે નીચા નમીને પ્રણામ કર્યા.

સરોજે કહ્યું, "અરે ભાઈ! એ બધું તો ક્યારનુંય પતાવી દીધું છે. કાકીમાના હાથની તલસાંકળી ખાઈને આવ્યો છું. ઠીક આગળ વધો. ચિંતા ન કરતો. જે કંઈ કરવાનું હોય તે હું કરીશ. અચ્છા. અચ્છા!"

આ આખરી બે વાર જે 'અચ્છા અચ્છા' બોલાયું તે દુર્ગા દુર્ગા જેવું સંભળાયું. એ સ્નેહવ્યાકુળતાનો સ્નેહસ્પર્શ હતો.

ગાડીની બારીમાંથી ધ્રુવની નાની દીકરીનું મોઢું દેખાયું. એણે કહ્યું, "સરોજદા! ટા.ટા...."

સરોજ મનમાં ને મનમાં હસ્યો. આ છોકરી પાસે ક્યારેય મોટાકાકાનું સંબોધન કરાવાયું નહિ. એ તો એનો બાપ તથા મા જે રીતે સંબોધન કરે, તે જ રીતે સંબોધન કરતી.

એ કંઈ પણ વાતમાં કોઈનાથીય દોરવાતી નહિ. બાપ જેને જે રીતે બોલાવે તેને એ તે રીતે બોલાવતી. તેથી જ દાદીને મા કહીને બોલાવતી, અને ફોઈઓને મોટીબહેન તથા નાનીબહેન કહીને બોલાવતી. પોતાની માને પણ 'શર્મિલા' કહીને

બોલાવતી. માએ ખૂબ વઢીને હવે એને બા કહીને બોલાવવાનું શરૂ કરેલું.

સરોજ થોડી વાર ઊભો રહ્યો. ત્યાર પછી એના ઘરની સામેના તાળું મારેલા ઘર તરફ એકીટશે જોઈ રહ્યો. મઝાના દેખાતા એ બે માળના મકાનને નવો રંગ લગાવ્યો હતો. બારીબારણાંને ખૂણે ખૂણે રંગ ચમકતો હતો. એણે વિચાર્યું, એ ઝગારા મારતા ઘરની કોઈ પણ બારી ખોલીને એમાંથી હસતું મોઢું હવે કેટલાય દિવસો સુધી જોવા નહિ મળે. એ મોઢું એને બૂમ પાડતાં પાડતાં કહેશે, "સરોજદા, ઓ સરોજોદા! તમે ચા પીધી? હું ગંદુ દૂધ પીવા અને ટોસ્ટ ખાવા જાઉં છું. નિશાળે જવાનું છે ને?"

કાલથી તો નિશાળમાં રજા પડવાની હતી. હવે એ ઘરમાં જ સરોજદા રાત વિતાવશે. ખાલીખમ ઘરમાં, પહેરો ભરનાર કે રખેવાળ તરીકે.

સરોજ પાછો ફર્યો, કે તરત જ સુલતા બોલી ઊઠી, "એ ચાવીનો ઝૂમખો. તમારા હાથમાં ચાંપીને એ લોકો બહારગામ ફરવા ગયા ને? ખરા છો તમે તોં. એ લોકોને હજી ઓળખ્યા નહિ."

આ આક્ષેપના સૂર પરથી લાગતું હતું, કે આમાં કશું નવું નહોતું, વારેવારે, જે કંટાળાજનક અને ત્રાસદાયક જે બનાવ બનતો હતો, તેનાથી વાજ આવીને જે કડવાશભર્યો સૂર નીકળે તેવો જ સૂર સુલતાના કંઠમાંથી ઝરતો હતો. એની અસહિષ્ણુતાને વ્યક્ત કરતો.

જાણે સરોજ ચોર હોય એવો ધ્વનિ એની વાણીમાંથી નીકળતો હતો.

એણે અકળાયેલા અને કચવાટાભર્યા અવાજે કહ્યું, "એમાં ઓળખવાનું શું છે? એ લોકો કંઈ નીચ બીજાને ફસાવનારા થોડા છે? એ લોકોએ ખોટું શું કર્યું છે?"

"હવે મને બોલાવો નહિ. તમારી મૂર્ખામીનો એમણે કેટલો ગેરલાભ દીધો છે. એ તો હું જોતી આવી છું. એક જણની મૂર્ખામી અને બીજાનો એનો પૂરેપૂરો લાભ ઉઠાવવાની આવડત. શા માટે આ બધી આફત વહોરી લો છો? એ લોકો શું સમજતા નહિ હોય કે હવે તમારી પણ ઉંમર થઈ છે. એટલે શરીર બધો વખત સારું રહે નહિ. તમારા ઘર પર પહેરો ભરવાનું હવે મારાથી બને એમ નથી."

હવે સરોજ જરા ઊંચે અવાજે બોલ્યો, "બહુ સરસ વાત કરી તેં, તું શું એમ ઇચ્છે છે કે હું એમને કહું કે હવે હું ઘરડોખખ થઈ ગયો છું. તેથી આ ઓરડામાંથી પેલા ઓરડામાં જ જઈને ત્યાં એકલો જઈને સૂઈ શકવાનો તમારી પર ઉપકાર કરવા હું તૈયાર નથી. ખરું ને?"

"આ ઓરડામાંથી પેલા ઓરડામાં?"

"તો વળી શું? બત્તી સળગાવીએ તો એમના ઓરડાની બારીમાંથી આપણા ઘરના ઓરડામાં શું થાય છે તે બધું જોઈ શકાય. જરૂર પડે તો બોલાવીને વાતચીત પણ થઈ શકે. તો પછી આપણી અગવડની વાત ક્યાં આવી?"

માબાપની વાતમાં વચ્ચે મનોજ આવીને ડોકાયો. ને જાણે મુકદ્દમો ચલાવતો હોય તેમ ન્યાયાધીશની અદાથી બોલ્યો. "માએ જે કહ્યું છે, તે તમારી સગવડ અગવડની દૃષ્ટિએ નહિ. સવાલ છે, સામો પક્ષ આપણી ભલાઈનો લાભ ઉઠાવે છે તેનો. બે આંખની શરમને લીધે તો ભોગ બનેલ છે તેનો છે.

"ભોગ?"

સરોજ હેબતાઈ ગયો. આ તે કેવી ભાષા છે! તોપણ ઊંચે સાદે તેણે કહ્યું, "તમે આવી ભાષા બોલતાં પણ શીખી ગયાં છો એમ? તમારી જીભને જાણે હાડકું જ નથી. આપણા ઘણા જૂના પડોશી બાળપણથી જ એક જ કુટુંબના હોઈએ તેવી રીતે એકબીજા સાથે વર્તતા હોઈએ, તો એમની અગવડ સગવડ ન જોઈએ?"

"જુઓને, તમારી મરજી પ્રમાણે કરો. કોઈ તમને ના પાડે તો શું તમે થોડું સાંભળવાના હતા? પણ અમારી વાત શું ખોટી છે? ક્યારે એમણે તમારો વિચાર કર્યો છે? પોતાની સગવડ માટે ઘરના નોકરને પણ સાથે લઈ ગયા. ને એના ઘરનો પહેરો ભરવા તમે જાઓ? નવાઈની વાત છે. વર્ષોથી લાગલાગટ આ જાતની વ્યવસ્થા ચાલતી આવી છે. તમે ચલાવી લીધી છે."

સરોજે જરા રોષમાં કહ્યું, "ચાલતી આવી છે તેમાં ખોટું શું છે? મારો શો ગુન્હો છે? આઠેક દિવસ પોતાના ઘરમાં નહિ ને બીજા ઘરમાં જઈને સૂવું એ? નોકરને જોડે લઈ જાય છે, તે સગવડ માટે નહિ, સલામતી માટે. એને એકલો ઘરમાં રાખ્યો હોય તો એની મતિ ક્યારેય બગડે. તો શું નોકરને બદલે, ઘરનો બધો માલસામાન જોડે લઈને જાય?"

"બુદ્ધિહીનને બધું સમુંસૂતરું જ લાગવાનું. કોઈનો કશો વાંક દેખાવાનો જ નહિ."

સુલતાએ જરા ઉશ્કેરાટથી કહ્યું, "દર વર્ષે સહકુટુંબ મામાને ત્યાં પૂજાના સમયમાં જાય છે. ઘરના બધાં રેલગાડીમાં લહેરથી જાય, અને તમારે જવાનું એમના ઘરની ચોકી કરવાને. બુદ્ધિશાળીઓ હંમેશાં બુદ્ધિહીનોને માથે છાણાં થાપતા આવ્યા છે. અને મૂરખાઓ થાણાં થાપવા માટે બુદ્ધિમાનો આગળ પોતાનું માથું ધરે છે."

બીજા ઓરડામાંથી બૂબૂ બોલતી સંભળાઈ, "અમે પણ માના મતને મળતા છીએ."

સરોજને પાર વગરનું આશ્ચર્ય થયું. વર્ષોથી તો આમ લગાતાર થતું આવ્યું છે. દરેક વર્ષે પૂજાની રજાઓમાં એ લોકો પૂજા માટે મામાને ત્યાં જાય છે, અને સરોજ રાતે એ લોકોના ઘરમાં રહેતો હોય છે. કાકાબાબુના મૃત્યુ પછી સતત આ વ્યવસ્થા ચાલતી આવી છે. તો પછી આ વખતે જ સોજના ઘરના બધાએ શા માટે સંયુક્ત મોરચો માંડ્યો છે? એનું કારણ શું?

કારણ ઘણા દિવસનો ધૂંધવાયેલો અગ્નિ હવે ભડકે બળતો હતો. ધ્રુવના ઘરની જાહોજલાલી, ઘરને કરાવેલો નવો રંગ, એ બધું સરોજને સમજાય એવું નહોતું. કારણ એમાં એ લોકો તરફ ઘૃણા ઊપજે એવું શું હતું? એને કશું સમજાતું નહોતું.

બૂબૂ હવે એના ઓરડામાંથી બહાર આવી.

બૂબૂએ પગની પાની ઢંકાય એવી લાંબી કફની પહેરી હતી. એ કઈ જાતનો પોષાક હતો, તેની સરોજને ખબર નહોતી. તોપણ એક દિવસ એણે પૂછયું હતું, ''એ કેવો વિચિત્ર પોષાક પહેર્યો છે?''

એથી મા દીકરી બન્નેએ ફટાક કરતું કહ્યું હતું, ''શું ફાવે એમ બોલો છો? તેથી તે પછી બૂબૂએ ગમે એવી વિચિત્ર વેશભૂષા કરી હોય તોપણ સરોજ કશું કહેતો નહિ. પણ એથી બૂબૂના મુખ પરના કોમળ ભાવો લુપ્ત થયા હતા. એનું એને દુ:ખ હતું. એથીય વધારે દુ:ખ હતું આજે બૂબૂને મોઢે જે કઠોર વાણી ઉચ્ચારાઈ હતી તેથી.

બૂબૂના હાથમાં એક નોટબુક હતી. એ હલાવતી હલાવતી એ પોતાનો અણગમો વ્યક્ત કરતાં બોલી, ''આંખ પર કપડાંનાં સાત પડ બાંધીને બધું એક માત્ર જાદુગર પી., સી. સરકાર જ જોઈ શકે.''

''તમે શી રીતે જોઈ શકો? તમારી આંખ પર સાત પડ કપડાંનાં બાંધેલાં છે.''

''મારી આંખે શું સાત પડ કપડાંનાં બાંધેલાં છે?''

''હા, લાગણીનાં સાત પડ તો પિતાજી, એ આપણા કુટુંબીજન જેવાં હોય, તો એકવાર પણ આપણને એમની જોડે પૂજામાં એમના મામાને ત્યાં આવવાનું શા માટે ન કહ્યું? બે આંખની શરમ ન રાખતાં ફક્ત તમારી પાસે એમના ઘરની ચોકી કરાવ્યાં કરે છે.''

સાંભળીને સરોજ ખૂબ ઉશ્કેરાયો.

''આપણને આવવાનું કહ્યું નથી? તું કેવી વાત કરે છે? કેટલીય વાર કહ્યું છે. તારી માને પૂછી જોકે આપણને આમંત્રણ આપ્યું હતું કે નહિ. ખૂબ આગ્રહ કરીને કહ્યું છે. કાલાવાલા કર્યા છે. તો તારી માએ એમના આગ્રહ ને કાલાવાલાને જરા પણ ગણકાર્યા છે ખરા? પૂછી જો એને. દર કતે એકની એક વાત જ કહ્યાં કરી છે, કે પૂજા કંઈ એમને ઘેર નથી. એમના મામાને ત્યાં છે. એ લોકોના કહ્યા વિના કોણ ત્યાં જવાને નવરું બેઠું છે. કેમ એવું કહ્યું નથી? તારી દીકરીને કહેજે.''

''કહેવાની જરૂર ન પડી. બૂબૂ તરત જ બોલી ઊઠી, ''એણે સાચીવાત તો કહી. માની બુદ્ધિ ઠેકાણે છે. તમારી જેમ ચરવા ગઈ નથી.''

સરોજની ઉગ્રતા જરાય ઓછી થઈ નહિ.

''તો એકવાર એના મામાએ પણ જાતે આમંત્રણ આપ્યું હતું. એના મોટા મામા આપણે ઘેર આવીને પૂજામાં આવવા આગ્રહ કર્યો હતો. તોપણ મારી જનની જવા તૈયાર થઈ હતી? તારી દાદી પણ ત્યારે જીવતાં હતાં. એમણે પણ કહ્યું હતું, ''આટલો આગ્રહ કરે છે તો જાઓને વહુમા. ગામડાગામની પૂજામાં કોઈ ઓર મઝા આવે. તોયે એ ગઈ? આ રીતે ભદ્ર કુટુંબમાંથી નિમંત્રણ મળે તો કોણ જાય? ત્યાં બધાને ઓળખાણ આપે કે અમારા ઘરની સામે રહેતા પાડોશી. છટ્ કેવું ખરાબ લાગે.''

"તારી વાત સો ટકા સાચી."

બૂબૂ આંગણા આગળની ખુરશીમાં બેસી પગ હલાવતી હલાવતી બોલી.

પછી જરા લુચ્ચું હસતાં કહ્યું, "તો તમે શા માટે ન ગયા? તમારો તો ઇજ્જત આબરૂ વિષેનો ખ્યાલ બહુ સ્પષ્ટ છે. જાઓ શી રીતે, પછી એ લોકોના ઘરની ચોકી કોણ કરે?"

"તમે લોકો કેવી ઢંગઢડા વગરની વાતો કરો છો? એ તો કેટલાંય વર્ષો પહેલાંની વાત છે. ત્યારે તો ધ્રુવના પિતા જીવતા હતા. એ ત્યાં જતા નહોતા."

"અરેરે! શું થઈ ગયેલું? સાસરે આટલી વિશાળ પાયા પર પૂજા થતી હોય ને એ જતા નહિ. શા માટે? સાસરિયાં જોડે અણબનાવ હતો શું?"

સરોજને સખત આઘાત લાગ્યો.

એનાં છોકરી તથા છોકરા શી રીતે ઘડાતાં જતાં હતાં? મોટેરાંઓ તરફ શ્રદ્ધા, સન્માન, રાખીને વાત કરવાનું તો દૂર રહ્યું, પણ હલકી ભાષામાં વાત કરવાથી જ એમને સુખ થતું હતું. આહ્‌લાદ મળતો હતો. એમાં એમને બહાદુરી લાગતી હતી. અને એને ડગલે ને પગલે બાપને ઉતારી પાડવામાં, એમને ભૂંડા ચીતરવામાં બે વચ્ચે જાણે હોડ ચાલતી હતી. સરોજને ગોદા મારીમારીને એને એ લોકો ચોર ઠેરવવા માગતા હતા. એ જે કંઈ કરે, તે હાસ્યકર તથા અવળપંથે હોય એ ઠેરવવાનો જ એમનો મુખ્ય હેતુ હતો. જાણે એને પોતાની જાતે કશું જ કરવાનો અધિકાર ન હોય તેવું એમનું વર્તન હતું. આ બધું શી રીતે થઈ ગયુ?

એને નવાઈ લાગતી હતી, કે સુલતા પણ એમની ગાડીમાં ચઢી બેઠી હતી. ત્રણે જણ એક સાથે જાણે સરોજનું ઠઠ્ઠાચિત્ર દોરવા મંડી ગયાં હતાં.

સરોજનો એવો સ્વભાવ નહોતો કે એ કહી દે, "મેં જે કર્યું તે જોઈ વિચારીને કર્યું છે. મારી વાતમાં માથું મારનાર તમે કોણ?"

ના, એ એમ કહી શકે એમ નહોતો. ફક્ત સામેના પક્ષ તરફથી એ જે કરતો હતો તેના ક્ષીણ સમર્થનની એણે આશા રાખેલી. અત્યારે એ ત્રણેની વાણીથી ઘવાયેલો હોવા છતાં એણે કહ્યું, "તમે લોકો બધી વાતમાં આડું શા માટે બોલો છો? કાકાબાબુને ઘણા વખતથી સખત દમના રોગથી પીડાતા એથી ધાંધલધમાલ એમનાથી સહન થતાં નહિ, તેથી જતા નહિ. કહેતાં ઘરમાં એકલો રહીશ તો જરા સ્વસ્થ રહીશ." ત્યારે તો રસોઈયાને લઈને જવું પડ્યું નહોતું. રસોઈયો ઘરમાં હતો. એકવાર તો મને નિમંત્રણ આપ્યું હતું સરોજ આવો, આવો, એકવાર આપણે બન્ને સાથે જમીએ. કેવા અદ્‌ભૂત માણસ હતા?"

"તમને તો એ ઘરનાં બધાં જ અદ્‌ભૂત લાગે. ત્યાંનાં કૂતરાં બિલાડાં પણ." સુલતાએ જોરજોરથી કહ્યું.

એ ઘરના લોકો જોડે સુલતાને શા માટે આટલો તિરસ્કાર, અણગમો તથા ચીઢ હતાં, તે કોને ખબર. તોપણ એણે સતત એ લોકો તરફ આવી નજરે જ જોયું

હતું. પહેલાં જ્યારે એ નાની હતી, ત્યારે એના વર્તનનું સરોજ વિશ્લેષણ કરી શક્તો. એ વિચારતી, કે પેલા ઘરના આવીને વાતો કરવા બેસે, અથવા સરોજ એ ઘેર જઈને અડ્ડો જમાવે સુલતાને જે સરોજ જોડે મળવો જોઈતો સમય હોય તેની પર તરાપ મારતી, તેથી એવો ગુસ્સો હતો.

પણ હવે? હવે કોણ સરોજ નામના નિવૃત્ત ઘરડા માણસના સાથ માટે ઝંખતું હતું? જે કંઈ મેળાવડા કે મજલિસ થતાં, તેમાં સરોજને બોલાવાતો નહિ. સરોજનાં રાજકીય મંતવ્યો, સામાજિક વિષયોમાં એની વિચારણા, ક્લા, સાહિત્ય વિષેનું એનું દષ્ટિબિન્દુ, ટી.વી.ના કાર્યક્રમ, એ બધાનો વિરોધ કરીને એને ઉતારી પાડવા સિવાય બીજી પ્રવૃત્તિ એ લોકોની હતી નહિ. એથી સરોજ અંતર્મુખી બનતો ગયો. વચ્ચે વચ્ચે, સામે ઘેર જઈને બેસતો.

એ ત્યાં જાય ત્યારે કાકીમા કેટલાં રાજી થતાં? ધ્રુવ પણ એમની જોડે અત્યંત આદરથી વાત કરતો, અને સરોજની વાત સાંભળતો. જ્યારે કાકાબાબુ જીવતા હતા, ત્યારે દરેક બાબતમાં સરોજની સલાહ લેતા. ઉંમર નાની હોવા છતાં અને એ પાડોશી હોવા છતાં, એના મતનું ઝાઝું મૂલ્ય આંકતા.

એકવાર એ વિષે સરોજે વાત કરી, ત્યારે સરોજના પુત્રે કહેલું, "એમ ન કરે, તો તમારી પાસે કમર ભાંગી નાંખે એટલું કામ શી રીતે કરાવાય?"

"એ મારી પાસે કમરતોડ વૈતરું કરાવે છે?"

"નહિ તો બીજું શું? એમના ઘરનાં બધાં કામ માટે તો તમને બોલાવે. સાંભળ્યું છે કે કાકાબાબુની છોકરીનાં લગ્ન છે. તો જાણે તમારી છોકરીનાં લગ્ન હોય, એટલું વૈતરું તમારી પાસે કરાવે, ને ધ્રુવકાકાનાં લગ્ન વખતે પણ જોયું, કે બધી જવાબદારી તમારી ઉપર જ નંખાયેલી, ઘરમાં કશી મરામત માટે મિસ્ત્રીની જરૂર છે, ઘરમાં અંદર બહાર રંગરોગાન કરાવવાં છે, તો બધી જવાબદારી તમારે માથે નાંખી દે. તમે તો એક સામાન્ય નિવૃત્ત ઘરડા માણસ છો. તમારા સમયની શી કિંમત?

સરોજ ખૂબ ઉશ્કેરાઈ ગયો ને એણે કહ્યું, "આ બધી કેવી હલકા લોકો જેવી વાતો કરો છો? ધ્રુવના મોટાભાઈ શુભ, મારા સમવયસી મિત્ર હતા. બિચારા અકાળે ચાલ્યા ગયા. ત્યારથી ધ્રુવ તો મારા નાનાભાઈ જેવો છે."

સરોજનું ગળું ભરાઈ આવ્યું. નવમા ધોરણમાં એક સાથે ભણતો જે મિત્ર મરણ પામ્યો, તેનું સ્મરણ થતાં જ એનું ગળું ભરાઈ આવતું.

પણ એ તરફ કોનું લક્ષ હતું?

બૂબૂ બાપની વાતમાં અર્ધેથી જ બરાડી ઊઠી, "તો એ લોકો મોટા તો અપણે નાના માણસો છીએ? ને ધ્રુવ તમારા લાડકો ભાઈ! એ ભદ્રલોક! ઘણા વખત પૂર્વે મરી ગયેલા ભાઈનું નામ વટાવીને તમને ફોલી ખાય છે. મને તો એ લોકો જ નાના માણસો લાગે છે." એમ બબડતી ફફડતી એ બીજા ઓરડામાં ચાલી ગઈ.

એ આશ્ચર્યજનક હતું કે જ્યારે એની બહેનપણી જોડે હસતાં રમતાં વાતો કરતી, કિલકિલાટ કરતી, હોય ત્યારે સહેજે ખ્યાલ ન આવે કે આ માધુર્યઝરતી કિશોરીમાં તામસી વૃત્તિનો પણ સારો એવો અંશ હશે.

છોકરીને ચાલી જતી જોઈને સુલતા અસ્વસ્થ બની ગઈ.

''જોયું ને? સાંપની પૂંછડીને ચાંપી દીધી. હવે જોજો, નથી ખાવાની કહીને એ ત્રાગું કરે છે કે નહિ. મારે જ એને ખોળો પાથરીને મનાવવી પડશે. ને એણે શી ખોટી વાત કરી? એ ધ્રુવ પણ કંઈ કાચી મૂર્તિ નથી. એના મરેલા ભાઈને વટાવી વટાવી, ભાઈના મિત્ર પાસે જાતજાતનું વૈતરું કરાવ્યા કરે છે. શું ફક્ત ઘરની ચોકી કરવાનું જ? સેંકડો બીજાં કામો સોંપાય. ક્યારે કોઈ દિવસે એમનો દૂધનો કાર્ડ તૈયાર કરાવવાનો, ક્યારેક વીજળીના બિલના પૈસા જમા કરાવવાના છે, ધોબી આવે તો એનો હિસાબ કરવાનો, છાપાંવાળાના બિલના પૈસા ભરવાના, પૂજાને સમયે ટપાલીઓને બોણી આપવાની...''

''આ બધું મારે કંઈ મારા ખિસ્સામાંથી કાઢીને આપવાનું હોય છે?''

હવે છોકરો કે છોકરી નહિ, પણ વહુ જ લડવા બાંયો ચઢાવતી હતી, એથી સરોજે ગુસ્સે થવાનું સાહસ કર્યું, ''શું પૈસાનો હિસાબ કરવાનો નથી હોતો? એમને એમ જ મૂકી રાખવામા આવે એમ.''

ગુસ્સો દેખાડવો એ સરોજના સ્વભાવમા નહોતુ. પણ આજે એ વાજ આવી ગયો હતો. ધ્રુવના ઘરના જેવા ગયા, તેવા જ અને નાની દીકરીએ ''સરોજદા ટા...ટા'' કહીને વિદાય લીધી ત્યારે જ આ બધા એની પર તૂટી પડ્યા. એમના મનમાં આટલું ઝેર શા માટે છે?

જો કે એ ગસ્સો કરીને ક્ષણમાં જ શાંત થઈ જતો. ગુસ્સો વધારે ચલાવવાનું સાહસ એનામાં નહોતુ. એના સ્વભાવમાં પણ એ નહોતું.

મનોજ અત્યાર સુધી દૂર બેઠો બેઠો એક બગડેલી ઈન્ડીપેનમાં શાહી ભરવાની કોશિષ કરતો હતો. પિતાની વાત સાંભળી મોઢું ઊંચું કરીને રાજકીય વ્યંગ કરતાં બોલ્યો, ''તો એમ વાત છે? જો એ લોકો હિસાબ કરીને, બિલ તથા પૈસા તમારા પાકીટમાં મૂકતા હોત, તો એમના બધા ગુન્હા માફ, પણ બધી જવાબદારી તમારા માથા પર શા માટે નાંખે છે? એના ભાણેજ તો છે?''

''ભાણેજ!''

સરોજ જાણે આસમાનેથી ટપકાયો.

''ભાણેજ! યાને સાધનાદીદીના છોકરા? તો એ લોકો શું ડમડમથી રોજ આવીને આ બધું સંભાળે?''

''બધે તો એમ થતું હોય છે, બધાને કંઈ ઉદાર, મહાન, પરોપકારી ભાઈ મળતા નથી હોતા.''

''નવાઈની વાત છે. એમાં ઉદારતા, મહાનતા કે પરોપકાર આવ્યાં ક્યાંથી?

પડોશી શું પડોશીને થોડીઘણી મદદ ન કરે?''

''થોડીઘણી?''

મનોજે ઉત્તેજનાપૂર્વક કહ્યું, ''તમારી બુદ્ધિ પ્રમાણે તમે એને થોડીઘણી માની શકો. હું એમ નથી માનતો.''

એટલે કે, પિતા કરતાં એ વધારે બુદ્ધિશાળી છે.

સરોજ કંઈ બોલે તે પૂર્વે એના બુદ્ધિ ગર્વવાળા પુત્રએ કહ્યું, ''ફક્ત શું ઘરની જ ચાવી? ઘરનાં બધાં કબાટોની ચાવી અને બૅગના લોકરની ચાવી સુધ્ધાં એનો અર્થ શું?''

સરોજે થોડી ગંભીરતાથી કહ્યું, ''અર્થ એ કે હું એનો મોટોભાઈ હોઉં એટલો મારી પર વિશ્વાસ.''

સુલતા ક્યાંકથી બોલી ઊઠી.

''એ આનંદમાં જ તમે મૂર્ખામી પ્રદર્શિત કરો છો. પોતાની જવાબદારી બીજાના માથા પર ઠોકી બેસાડવાની સુવિધા મળતી હોય, તો શા માટે એ બધી ચાવીઓ જોડે લઈ જાય?''

સરોજમાં હવે જરા હિંમત આવી, કારણ આ વખતે પ્રતિપક્ષી એની પત્ની હતી. એણે કહ્યું, ''પોતે બધી ચાવીઓ લઈ જાય એમાં શું વધુ સલામતી છે? ઘણી જગ્યાએ ફરતાં ફરતાં એ લોકો જવાના છે. ને નલહાટીથી તો ખૂબ અંદરની જગ્યામાં જવાનું છે. તને ખબર છે?''

સરોજના ચિત્ત સમક્ષ એક ભૂતકાળનું ચિત્ર ઊપસી આવ્યું. બન્ને બાળકો જાય છે. બળદગાડીમાં હડસેલા ખાતાં ખાતાં અને હસી હસીને બેવડ વળતાં ગાડીમાં બેઠેલા બીજા મુસાફરો એમને જોરથી હસવા માટે ઠપકો આપે છે, પણ તેથી છોકરાઓના વર્તનમાં જરાય ફેર પડતો નથી. એ જોરજોરથી હસતાં હસતાં એકબીજાને કોણીના ગોદા માર્યા કરે છે.

બન્ને ખૂબ ખુશ છે. એ ખુશી અંદરથી બહાર આવીને પ્રગટ થાય છે. ક્યાંથી આવતી હશે એ આનંદની ભરતી!

હવે, આ જમાનાના છોકરાઓ એમ શું અકારણ ખુશ હોતા હશે? કંઈ જોવામાં નથી આવતું.

એ બન્ને છોકરા હંમેશા જોડે જ હોય છે. નિશાળમાં તો ખરા જ. પણ જ્યારે જ્યાં જુઓ ત્યાં સાથે જ હોય, અને પૂજાના ઉત્સવમાં જતી વખતે તો જરૂર સાથે હોવાના જ.

તે પછી બેમાંથી એક જણે ચિરવિદાય લીધી. બસ, તે પછી બીજો પણ ક્યારેય પૂજાના ઉત્સવમાં જતો નહિ. તોપણ હજી એ દૃશ્ય વારંવાર આંખ આગળ તર્યા કરે છે. અલબત્ત કાકીમાના ઘરનાં પણ કેટલાંય વર્ષો સુધી પૂજાના ઉત્સવમાં ગયાં નહોતાં. ધીરેધીરે મા તથા ભાઈના અતિ આગ્રહને કારણે જવાનું શરૂ કરેલું. પણ

સાથે સરોજને લઈ જતાં નહિ. પણ આ તો બધી જમાના પહેલાંની વાત. કેટલાંય વર્ષોના વહાણાં વહી ગયાં. તોપણ એ બે કુટુંબોનો જીવનપથ જોડાયો જ હતો. બન્નેનાં પૈતૃક ઘર હતાં. એથી ઘર બદલવાનો કશો પ્રશ્ન જ નહોતો.

પણ અત્યાર સુધી તો એક દિવસ માટે રથનાં બે પૈડાં એકબીજાં જોડે અથડાતાં નહોતાં. સહગમનમાં કશો અવરોધ નહોતો. બન્ને કુટુંબનાં સુખદુઃખ તો એક જ હતાં. બન્ને એક જ તારથી બંધાયેલાં હતાં.

એકાએક થોડા સમયથી, સરોજને લાગતું હતું કે એને ભાંગેલાં પૈડાનો તરડ તરડ અવાજ સંભળાય છે અત્યંત કર્કશ.

નવાઈની વાત એ હતી, કે સરોજની પત્ની, પુત્ર, કન્યા એનાથી છૂટાં પડતાં જાય છે. અને થોડા જ સમયમાં સરોજના પ્રેમના સ્થાન પર આઘાત કરે છે.

પેલું ઘર, આ ઘરના શત્રુપથનું ઘર હોય એવું, એના કુટુંબીઓનું વર્તન હોય છે.

સરોજ એ કુટુંબના લોકો પર પ્રેમ રાખે છે, તે એના ઘરનાની આંખમાં કાંકરીની જેમ ખૂંચે છે, એથી ડગલે ને પગલે વ્યંગવાણી ઉચ્ચારાતી હોય છે. આવું અકળાવનારું વાતાવરણ ઘેરું થતું જાય છે. સરોજ જાણે પરકીયા પ્રેમનો નાયક હોય તેમ ઘરના બધા એનાથી અતડા રહે છે. પરિણામે સરોજ પોતાની જાતને સંકોચાવતો જાય છે. એ જાણે કંઈ ગુન્હાહિત કામ કરતો હોય તેમ એને લાગ્યા કરે છે. એ લોકોને ઘેર જઈને જરા મગજનો ભાર હળવો કરે, ત્યારે પાછળથી કોઈ ધપ્પો મારતું હોય એમ લાગતું. હવે તો એ નિવૃત્ત થયો હતો. એટલે એની પાસે પૂરતો સમય હતો.

નિરુદ્‌વેગ ત્યાં અડ્ડો જમાવતો, એ સુખદ દિવસો તો ક્યાંય વહી ગયા હતા. રજાના દિવસો તો એમના સંગાથમાં વીતે, પણ ક્યારેક ઑફિસેથી પાછા ફરતાં પણ ત્યાં જામી જતો.

હવે અડ્ડો જમાવી શકાય એવું હતું પણ કોણ? આમ જોઈએ તો કોઈ નહિ. ફક્ત કાકાબાબુ, કાકીમા અને ધ્રુવ, અને ધ્રુવની બહેન પિયર આવી હોય તો ધ્રુવનાં બહુ-છોકરાં પણ ખૂબ ભાવ રાખતા. સરોજ જાય કે તરત એ લોકો એને વળગી પડતાં ને એની પાસે બેસી રહેતા. ધ્રુવની મા એને કશું ખવડાવ્યા વિના જવા ન દે.

પણ એ સુખના દિવસો સરોજના જીવનમાંથી અદશ્ય થઈ ગયા હતા. સરોજ ઝટપટ એ ઘેરથી ભાગી આવતો. પણ એથી કંઈ ઘરના લોકો એની હાજરીથી ખુશ થતાં? ના જરાય નહિ. ચાને વખતે આવ્યો હોય, અને એને એક પ્યાલો ચા આપે, તો માને, કે એ લોકો ઘણું કરે છે. પવનનો દિશાપલટો તીવ્ર વેગથી થતો હતો.

મોટી છોકરીને ધ્રુવકાકાના ઘરની ઘણી માયા હતી. સાસરેથી આવે, કે પહેલાં એ ઘેર દોડતી જતી, તે પણ હવે સુલતા અને બે છોકરાંઓના સૂરમાં સૂર મેળવતી થઈ હતી. જાણે બધાએ માની લીધું હતું કે અત્યાર સુધી સરોજ એનાં સ્ત્રી-પુત્રપુત્રી માટે મેળવેલી સંપત્તિ બીજાઓને લૂંટાવી રહ્યો છે.

સરોજની દલીલ સાંભળી સુલતાએ મોઢું મરડ્યું. "એ લોકોની સલામતી

બિનસલામતી માટે તમે શા માટે માથું પકવો છો? એ લોકોને એમનું ફોડી લેવા દો ને.''

એમનું ફોડી લેવા દો.

સરોજ મોઢું વકાસીને સુનિતા સામે તાકી રહ્યો.

મનોજ માબાપ બન્ને તરફ એકવાર જોઈને બોલ્યો. ''અલબત્ત. તમે શા માટે એ લોકોની જવાબદારી માથે ઓઢી લો છો? હું હોઉં તો સગાભાઈનીય જવાબદારી માથે ન લઉં. હા, હા, હા! મારી ભૂલ થઈ ગી. એ તો તમારા સગાભાઈ કરતાં વધારે છે ને?

આમ બાપની છાતીમાં ધારદાર છરી મારીને મનોજ એના ઓરડામાં ચાલી ગયો.

સરોજ નિર્જીવ માણસની જેમ હાથમાં ચાવીનો ઝૂમખો રાખીને બેઠો રહ્યો. એ ઝુમખો સલામત જગ્યાએ રાખવા માટે પણ સુલતાની મદદ લેવી પડવાની હતી ને? સરોજનું સ્વજન કહી શકાય એવું કોણ હતું? ને તે ઉપરાંત, ઘરમાં એક નાનકડી પેટી પર પણ પોતાનો હક એને નહોતો.

એથી સુલતાનું મગજ ઠંડું થાય. તેની એને રાહ જોવી પડવાની હતી.

એથી એ નિર્બોધ માણસ ચાવીનો ઝૂમખો હાથમાં હલાવતો હલાવતો વિચાર કરતો હતો.

શા માટે પેલા ઘરના લોકો માટે આ લોકોને આટલો દ્વેષ છે? પેલા લોકો તો કેટલા નમ્ર, વિનયી, ને આપ્તજન જેવા હતા!

કાકીમા તો દૂરના ભૂતકાળમાં પોતાના અકાળે મૃત્યુ પામેલા દીકરાના મિત્રને એ શૂન્ય સ્થાને બેસાડી શાન્તિ મેળવવાનો પ્રયત્ન કરતા હતા. અને એમનો પ્રેમ હજી એટલો જ ગાઢો છે. ને ફક્ત એ એકલાં જ બધાં જોડે એને કેવું ગાઢબંધન છે?

જીવનનો પ્રવાહ કેવી અદ્‌ભુત રીતે પલટાયો હતો!

હજીય એના કાન પર કાકાબાબુની હાક સંભળાતી હતી..'કેમ રે સરોજ! તારી મા, દાળનાં વડાં બનાવે છે શું?... તને ખબર નથી? અરે ભાઈ! તને ખબર ન પડે પણ મને તો એની વાસ આવી ને હું દોડતો આવી પહોંચ્યો... ઓ ભાભી! પેલે ઘેર મોકલે તે પહેલાં મારા ભાગનાં ગરમ ગરમ વડાં મને આપો. સરોજ એક રકાબી લઈ આવ. અહીં જ પતાવી દઉં. ઘેર પહોંચાડે પછી કંઈ તારી કાકીમા પેટ ભરીને થોડાં ખવડાવશે. એના છૈયાછોકરાં માટે મોટાંભાગનાં રાખી મૂકશે. હા.. હા.. હા!

સરોજ દોડતો જઈને એક રકાબી માની પાસે લઈ આવતો. મા રકાબી છલોછલ ભરીને હસતાં હસતાં કહેતી ''તમે બહુ નિંદાખોર છો. ઈન્દુને કહી દઈશ.''

''કહી દેજો ને! તમારી ઈન્દુની શું મને બીક લાગે છે? હા. હા.''

''તમારો દમ વધી જાય તે માટે બિચારી બહુ સાવચેત રહે છે.''

"એ બધાં બહાનાં રહેવા દો. હા. હા. હા."

એ જીવન કેટલું સહજ હતું? એ દિવસો કેવા રળિયામણા હતા! એ સાહજિકતાને ગુમાવી માણસ સુખી થયો કે દુ:ખી?

એ બધી વાતો છોકરાંઓ આગળ કરીને સરોજ મૂરખમાં ખપી ગયો હતો. હવે ભૂતકાળની વાતો કરતો નહોતો.

છોકરો કહેતો હતો, "એ બધી નકામી વાતો સાંભળવી ગમતી નથી. એમને ત્રાસ ન આપો."

અને છોકરી કહેતી હતી. "આવી આવી વાતો કરવી, એ અસભ્યતા છે." એણે જોયું કે સુલતા પણ એ લોકોમાં ભળી ગઈ છે.

તો વીતી ગયેલા દિવસોની વાતો. પોતાના હૃદયમાં જ છો છુપાયેલી રહે.

સરોજને જેમાં જેમાં આનંદ મળતો હતો. તે બધા તરફ એ લોકોને ઘૃણા અને તિરસ્કાર હતાં.

માણસ માણસને કંઈ થોડા કારણ વિના ચાહે? શા માટે? શા દુ:ખે? શા માટે એવી મૂર્ખામી તથા બેવકૂફી કરવાની?

સરોજને યાદ આવ્યું, કે મા જ્યાં સુધી જીવતી હતી, ત્યારે સંસારમાં સુખ છલોછલ હતું. અંદર ગમે તે હોય પણ વર્તનમાં પ્રેમાળતા જરાય ઓછી થતી નહિ. ત્યારથી જ તો આ ચાવીની સોંપણીની શરૂઆત થઈ હતી. પણ હવે સરોજની નિશ્ચિન્તતા લુપ્ત થઈ ગઈ હતી.

"મા મને ઝટઝટ ખાવાનું આપ. પેલે ઘેર જવાનું છે. વહેલા વહેલા જમી લેવું સારું. રાતે મોડેથી ત્યાં જાઉં ને તાળું તૂટેલું દેખાય તો? ને ઘરનું બધું સગેવગે થઈ ગયું હોય તો?"

મા કહેતી, "દુર્ગા? દુર્ગા?"

મા પણ એ લોકોને આત્મીય સ્વજન જ માનતી.

બસ તે પછી ચક્રની ગતિ બદલાઈ.

એ આ પરિવર્તનનું કારણ શોધી શક્યો નહિ. એકાએક કાકીમાથી શું દોષ થઈ ગયો? એ મૂરખ તો, તેથી જ તો કારણ શોધી શ્યો નહિ. પણ ત્રુટિ કંઈ સામા પક્ષની નહોતી. ત્રુટિ હતી આ જ કુટુંબીજનોની. બુદ્ધિમત્તા ને વિદ્વત્તાએ એમની ક્ષમતા અનેકગણી વધારી દીધી હતી. પણ એ લોકોએ એક મોટી ક્ષમતા ગુમાવી હતી અને તે હતી પ્રેમની ક્ષમતા. એ ક્ષમતા દિવસે દિવસે દેવાળિયાના ખાતામાં એમનું નામ જમે કરાવ્યાં કરે છે. અને તેથી જ એમનામાં ક્ષુદ્રતા, કટુતા અને નીચતા તથા વિદ્વેષે ઘર કર્યું છે.

અકારણ વિદ્વેષ!

પ્રેમના સંચયનું દેવાળું નિકળવાને કારણે એમાં પેદા થયાં છે. વિદ્વેષ તથા ઝેરની પૂંજી.

પોતાને પ્રેમ કરતાં આવડતો નથી. એમની પ્રેમની સૂઝ નથી.

કદાચ પ્રેમ મેળવવાની અક્ષમતાને કારણે - હજીય જે લોકો પ્રેમ કરી શકે છે. પ્રેમ કરીને સુખી થતાં જેમને આવડે છે. તેમની તરફ એમને આટઆટલી ઈર્ષા છે. એ ઈર્ષાના વિષ તો વારંવાર ડંખ માર્યા કરતાં હોય છે. એમનું લક્ષ્ય જ ડંખ મારવાનું હોય છે, પછી ઉપલક્ષ્ય ગમે તે હોય.

જાણે જીવનની અજવાળી વાટ છોડીને એક સંકીર્ણ છાયાપથની એક ગલીમાં પેસીને, એ લોકો પણ સાંકડા મનના થઈ ગયા છે. ખુલ્લી સ્વચ્છ હવાથી પોતાનાં ફેફસાં ભરી શકતાં નથી, તેથી તો ઉદારતા, વિશાળતા એ શબ્દો જ ભૂલી ગયા છે.

પણ સરોજને આ યુગના હૃદયના ઐશ્વર્યનું દેવાળું કાઢેલા હૃદયનું, જટિલ, કુટિલ, સર્પિલ તત્ત્વ સમજાતું નહોતું. તેથી જ એ હતાશ થઈ ગયો હતો, જે વિચારતો હતો કે એનાં ઘરનાં આમ શા માટે વર્તે છે? જો પ્રેમ કરી શકતા હોત, તો કેટલીય સમસ્યાઓ, કેટલી સહેલાઈથી ઉકલી જાત! પ્રેમ કરવામાં પૈસાનો ખર્ચ થતો નથી, કે એમાં કંઈ તનતોડ મહેનત કરવી પડતી નથી. એની સમજ ન હોવાથી આહ્લાદ શબ્દ જ વિસરાઈ ગયો, અને તોબડો ચઢાવી એ ફરતા ફરે છે. અને કોને નીચો પાડવો ને હલકો દેખાડવો, તેના પ્રયત્નમાં જ રચ્યાપચ્યા હોય છે.

એથી એને ઉતારી પાડશે, એવી આશંકાથી સરોજે હળવે સાદે કહ્યું, ''મારી થાળી પીરસો. કદાચ લોડશેડિંગ થાય ને વીજળી ચાલી જાય.

ત્યાર પછી વધારે ધીરે અવાજે કહ્યુ,''આને રાખી મૂક.'' ચાવી શબ્દ બોલવાનું સાહસ એનાથી થઈ શક્યું નહિ.

# જગન્નાથની જમીન

ચા પીને છાપાંની ઉપર નજર નાંખવા જતા હતા, ત્યાં જ રાબેતા મુજબ ધૂમકેતુની જેમ એ માણસ ઉગી આવ્યો. ઘૂંટણ સુધી ધૂળના થર બાઝેલા હતા, શરીર પણ રજોટાયું હતું. નસો ફૂલેલી હતી. માથા પર ટાલ અને મોઢા પર શાહુડીનાં પીંછાંની જેમ વાળ ઊગેલા હતા.

એને જોઈને ખુશ થવાય એવું નહોતું. તીર્થંકર પણ ખુશ થયો નહિ. તો પણ એણે એને આવકારતાં કહ્યું, ''આવ, આવ.''

ધૂમકેતુના ઉદય અને અસ્તનો નિશ્ચિત સમય હોય છે, આ માણસ પણ નિશ્ચિત સમય અનુસાર આવતો. એનો ઉદય દર રવિવારે સવારે અને અસ્તનો સમય મોડી રાતનો.

એના નિયમમાં જરાય બાંધછોડ નહિ. એટલે જ્યારે એ તીર્થંકરને ઘેર આવતો, ત્યારે તીર્થંકરનો નાનોભાઈ શુભંકર કહેતો, ''આ ઝોડ ભાઈને વળગ્યું. એક વાર મારા હાથમાં એને સોંપી દો, પછી જુઓ એ ભૂતને શીશીમાં પૂરીને બૂચ મારું છું કે નહિ. બેટાને આ તરફનો રસ્તો જ ભુલાવી દઉં.'' પણ તીર્થંકર ભાઈએ બતાવેલો નુસખો અજમાવતો નહિ. કારણ એ ગાંડાઘેલા માણસમાં કંઈ દૈવત લાગતું હતું.

એને જોતાં જ શરીર જાણે દાઝતું હતું. ઝાળ નહિ લાગે? એ વાવાઝોડાંની જેમ આવતો, ને એના મોઢા પરના ઝાંખરાં જેવા વાળ સહિત તીર્થંકરને પગે પડીને, વાળ પગમાં ખૂંપાવતો અને કહેતો,

''વકીલબાબુ? પાછો તમને હેરાન કરવા આવ્યો છું.''

તીર્થંકરબાબુ ક્યારેય વકીલ નહોતા. એક વેપારી પેઢીમાં કારકુન હતા, એ વાત પેલા માણસને સમજાવી શકાતી નહોતી, તેથી જ તો આ વકીલબાબુનું સંબોધન લાચારીથી એમને સ્વીકારવું પડ્યું હતું. કોણે એના મનમાં આ ભૂત ભરાવ્યું હતું. તેની કાં તો એને ખબર હતી, યા તો ભગવાનને. તેથી જ તો એ પાગલની બદ્ધમૂલ ધારણામાંથી એને છોડાવાતો નહોતો.

''હું વકીલ નથી,'' એમ કહે તો એ જરાય ક્લેશ વગર કહે ''હું તમારી ફી આપી શકું એમ નથી તેથી મને છેતરશો. વકીલબાબુ! પણ હું છેતરાવાનો નથી.''

એથી તીર્થંકર જ પોતાની જાતને છેતરતો રહેતો. મહિનાના મહિના રવિવારે

સવારે એના મોઢાના ખૂંપરા એના પગને વીંધતા તે સહન કરી લેતો. રવિવારની સવાર જ તો આરામ અને સુખની સવાર હતી. બીજે દિવસે તો સવારના આઠને પાંચની ટ્રેન પકડવી પડતી.

આ રવિવારની સવાર આરામ અને થાક ઉતારવા માટે હતી. પણ આ હતભાગી જળોએ એની સુખની સવાર કષ્ટદાયક રાત્રીમાં ફેરવી નાંખી હતી. પણ તેને તરછોડવાનું પણ મન થતું નહિ. એ એની નબળાઈ હતી.

પણ શા માટે એ દર રવિવારે આવીને એનું લોહી પીતો હતો? કારણ અત્યંત હાસ્યાસ્પદ હતું.

એ ચાડું, એ જથરપથર કપડાંવાળો માણસ એનું વસિયતનામું કરાવવા ઇચ્છતો હતો.

કોણ જાણે ક્યાં એની જમીન છે. તેનું એ કોઈ સારા કામને માટે દાન કરવા ચાહતો હતો. એ માટે એ દર રવિવારે ધક્કા ખાતો હતો, ને માથું ખાતો હતો.

એ પલાંઠી વાળીને બેસતો ને કહેતો, "વહુ નથી, છોકરાં નથી, ભાઈ કે બહેન નથી, કોને માટે જમીન રાખી જાઉં, કહો. એટલે તો એકાદ સત્કાર્ય માટે એ આપી દઉં એ જ સારું છે, શું કહો છો તમે?"

હવે મુશ્કેલી એ હતી, કે સત્કાર્ય પૂરતા પ્રમાણમાં સત્ છે, કે નહિ એ જ એનો દરવખતનો મૂંઝવતો પ્રશ્ન હતો. એકવાર એક કાચો દસ્તાવેજ તૈયાર કરાવી, પછી આખું અઠવાડિયું એને વિષે વિચાર કર્યા કરે. અને પછી તે રવિવારે ફટ કરતોક આવી રહે ને પાછલા રવિવારનો દસ્તાવેજ ફાડી નાંખે, એક નવો દસ્તાવેજ લખવા વિનંતી કરે.

આ મૂર્ખામીમાં તીર્થંકરને સૂરમાં સૂર પુરાવવો પડે છે. શા માટે બીજો દસ્તાવેજ તૈયાર કરાવવો છે, એ પણ તીર્થંકરની ચિન્તાનો વિષય હતો. કોણ જાણે બે આંખની શરમને લીધે કે ઉદારતાને લીધે એ આવે, ત્યારે વાંચવા લીધેલું છાપું પાછું મૂકીને એ પેલાને પૂછે, "કેમ પાછું શું થયું?"

આજે પણ એના બન્ને પગોને એના માથા તથા મોઢાની પકડમાંથી છોડાવીને એણે એ જ પ્રશ્ન કર્યો.

પેલો જમીન પર પગવાળીને બેઠો, ને બોલ્યો, "એટલે તો મેં કહ્યું કે પાછો તમને હેરાન કરવા આવ્યો છું. ગયા અઠવાડિયાના વસિયતનામાને બદલવાની જરૂર છે."

પાછી મુસીબત! તીર્થંકરે કહ્યું, "અરે, ભાઈ! કેટલીય વાર તો એ બદલ્યું છે."

પેલાએ માથું હલાવીને કહ્યું, "હા, જી. બદલ્યાં કર્યું છે. તો મૂળ વાત શી છે તે જાણો છો? જ્યારે જમીન કોઈ સત્કાર્ય માટે આપવાનું નક્કી કર્યું છે, તો ખૂબ વિચારીને બધી દષ્ટિએ, પૂરતી તપાસ કરીને, સારુંનરસું જોઈને, વસિયતનામું તૈયાર કરવાની જરૂર નથી? તમે શું કહો છો? ગયે અઠવાડિયે જમીન એક પુસ્તકાલય માટે આપવાની વાત હતી."

તીર્થંકરે અકળાઈને કહ્યું, ''વાત હતી, એટલું જ નહિ, પણ દસ્તાવેજ પણ પાકે પાયે તૈયાર કર્યો હતો. બધું બરાબર તો હતું જ. લખાણ પણ જોઈ વિચારીને લખ્યું હતું. ને તારા અંગૂઠાની છાપ પણ લીધી હતી.''

''હા. તે તો લીધી હતી.''

જોકે. વસિયતનામાનું લખાણ એ ગડગડાટ બોલી જતો, અને વચ્ચે વચ્ચે પોતાની ટીકાટિપ્પણી પણ કરતો જાય તોપણ અંગૂઠાની છાપ લગાવવાથી આગળ જતો નહિ.

એ ફટાફટ બોલતો જાય. ''હું શ્રીયુત જગન્નાથ ચક્રવર્તી પૂરી સભાનતાથી, તથા અક્કલ હોશિયારીથી, લખું છું કે મારી પોતાની કબજામાલિકીની જે જમીન છે...''

આ અદાલતી ભાષા, એ ક્યાં શીખ્યો, અને ક્યારે એણે મુખસ્થ કરી, તે કોને ખબર, પણ એકધારો બોલી જતો. પણ સહી કરતી વખતે કહે ''આપો, તમારો શાહીનો ખડિયો આપો એક્વાર, અંગૂઠો લગાવી દઉં. બસ કોઈ એક દિવસ કોર્ટમાં જઈને રજિસ્ટર કરાવી આવીશ. આ આખરી દસ્તાવેજ.''

ગયે અઠવાડિયે પણ આ વાત એણે કરી હતી. ને પાછું આ અઠવાડિયે એનું એ રામાયણ.

''આખી રાત આની ને આની ચિન્તામાં સૂઈ શક્યો નહિ, વકીલબાબુ! વિચાર કરતો હતો, કે જમીન તો લાઈબ્રેરીને આપી. પણ પછીથી જો આ મહોલ્લાના ચાર લફંગા છોકરા ત્યાં અડ્ડો જમાવે, બીડી સિગારેટ પીએ, લાઈબ્રેરીનાં પુસ્તકનાં પાનાં ફાડે ને ચોપડી ખોઈ નાંખે. તો તો જમીનનું દાન તો અસત્કર્મ કર્યું કહેવાયને?

તીર્થંકરે હસતાં હસતાં કહ્યું, ''તો વસિયતનામું તો અમલી બને તારા મરણ પછી તમે કંઈ એ બધું થોડા જોવા પામવાના?''

''હાં. તમે શું કહ્યું?''

એ માણસ ચિઢાયો. અને જરા ઊંચે સાદે બોલ્યો, ''જોવા નહિ રહું, તેથી મારી અંદર જે જવાબદારીનું ભાન છે, તો વિવેકબુદ્ધિ છે, તેને હું ગુમાવી દઉં? અત્યારના છોકરા–છોકરીનાં કરતૂત તો તમે જુઓ છો ને? ભવિષ્યમાં કોણ જાણે કેવા નઠારાં હશે.'' ના. ના. લાઈબ્રેરીવાળી વાત માંડી વાળો, વકીલબાબુ! એ દસ્તાવેજ ફાડી નાંખો.''

શ્રીયુત બાબુ જગન્નાથના વસિયતનામાનો દસ્તાવેજ તીર્થંકરના ટેબલના ખાનામાં સુરક્ષિત રહેતો. જગન્નાથ કહેતો - 'જગ્યા ક્યાંની ક્યાં છે, પેટી-પટારા પાસે ન હોય, તો ક્યાં એને લઈને ફરતો ફરું. તમે એને સાચવી રાખો. રજિસ્ટ્રર કરાવતી વખતે તમારે ત્યાં આવવું પડશે, તો સાથે લઈ આવજો.'

બીજા દિવસોની જેમ આજે પણ તીર્થંકરના ટેબલના ખાનામાંથી, એક વીંટો કરેલો કાગળ બહાર કાઢીને એને ફાડી નાંખવામાં આવ્યો. એક નવો કાગળ ટેબલ પર પાથર્યો.

તીર્થંકરે કહ્યું, "જો જગન્નાથ, તારો આની પહેલાંનો વસિયતનામાનો દસ્તાવેજ બરાબર હતો. એને જેમનો તેમ રાખ. હૉસ્પિટલ! હૉસ્પિટલને માટે દાન કરવા જેવું બીજું સત્કાર્ય શું હોઈ શકે?"

જગન્નાથે ગુસ્સામાં કહ્યું, "તો વકીલબાબુ! એમાં નવું શું કરશો? એની તો ચર્ચા સારી પેઠે થઈ ગઈ છે. હૉસ્પિટલમાં જગતના બધાં અત્યાચાર, પાપો, અનાચાર થાય છે, તેવાં બીજે ક્યાંય નહિ થતા હોય. રોગીને બરાબર દવા ન અપાતી હોય, એની તરફ કોઈ ધ્યાન ન આપતું હોય, એના જેવી દુર્નીતિ કઈ. ના. ના. હૉસ્પિટલની વાત પડતી મૂકો. એ ચિંતા છોડો."

જાણે સાચેસાચ તીર્થંકર એને વિષે ચિંતા કરતો હોય. હવે તીર્થંકરે જરા ઊંચે સાદે કહ્યું, "તારું તો કોઈ પણ વાતમાં મન માનતું નથી. શરૂઆતમાં તો કહેતો હતો, કે એક શિવમંદિરને માટે જમીન આપશે. એ તો સારો વિચાર હતો. એ તો પુણ્યકાર્ય હતું."

જગન્નાથે જરા કંટાળો વ્યક્ત કરતાં કહ્યું, "મેં માન્યું હતું, કે પુણ્યકાર્ય છે. પણ તમે જુઓ છો કે આપણા દેશમાં ગામડાંઓમાં જ્યાં ત્યાં કેટલાંયે શિવમંદિરો, ભાગ્યાંતૂટ્યાં ખડેરની જેમ જોવામાં આવે છે. ત્યાં નથી થતા પૂજાપાઠ, ન કોઈ ધરમધ્યાન, કશું જ નહિ. તો પછી એની દેખરેખ કોણ રાખે. રેલગાડીમાં જવાનું. રેલગાડીમાં આવવાનું, એટલે મેં તો એવાં કેટલાંય જીર્ણમંદિર જોયાં છે. આથી એ વિચાર છોડી દીધો છે જવા દો. તમે જ કંઈ સારી રીત સુઝાડો."

આમ કહે ખરો. બીજો જે સુઝાડે તે સ્વીકારે નહિ.

તીર્થંકર હવે એમાં વધારે ઊંડો ઊતરવા માંગતો નહોતો. એણે કહ્યું, "પહેલાં તો સારી વાતો કરતો હતો. એકવાર નિશાળ માટે જમીનનું દાન કરવાની વાત હતી. શિક્ષણના જેવું બીજું સત્કાર્ય નથી. જ્ઞાનના પ્રકાશ વિનાનું જીવન એ મૂર્તિ વિનાના મંદિર જેવું છે."

"હાજી. એ તો ખરી વાત છે. આ મનહૂસ જગ્યા જ્ઞાનહીન છે, તેથી તો એની આવી દુર્દશા છે. શિક્ષણ જીવનને ઉજાળે છે."

"તો પછી મન બદલ્યું શા માટે?"

જગન્નાથ ટટ્ટાર બેઠો ને બોલ્યો, "પાછી એ વાત શા માટે ઉકેલો છે?" એની બન્ને આંખો પર દિવાસળી જે એણે સળગાવી હતી તેનો પ્રકાશ છવાયો. એણે કહ્યું, "અત્યારના શિક્ષણખાતામાં કેટલી દુર્નીતિ પ્રવર્તે છે તે તમે શું નથી જાણતા? છાપામાં રોજ તો વાંચીએ છીએ. ને આ બધી વાતો તો પહેલાં થઈ ગઈ છે. તો શું એ દુર્નીતિના કામ માટે જમીન આપું? એ તો આઘુંપાછું જોયા વિના. ફટ કરીને કોઈ નિર્દોષ કન્યાને કોઈ ગામના ઉતાર જોડે પરણાવવા જેવું થાય. તીર્થંકરે હતાશ થઈને કહ્યું, "તો કંઈ તો નક્કી કરને? આવું ક્યાં સુધી ચાલશે?"

જગન્નાથ એ સાંભળીને ચોંકી ગયો. એણે કહ્યું, "તમે બહુ ત્રાસી ગયા છો નહિ, વકીલબાબુ!" આથી તો તીર્થંકરને તરત જ કહેવું પડ્યું." ના. ના. શી વાત કરે છે? તું એક પુણ્યકાર્ય કરવા તૈયાર થયો છે, એથી તો મને ખૂબ આનંદ છે તેથી જ તો..." વચમાં જ જગન્નાથે સંતોષ વ્યક્ત કરતાં કહ્યું, "તમે મહાન છો. સમજુ છો. એથી તો મારી વાત સાંભળી છે. બીજા તો સાંભળવા જ ન ઇચ્છે, ઊલટા હો, હો કરીને હસે. આ વખતે મેં બરાબર નક્કી કરી રાખ્યું છે. ગઈરાત્રે વિચારતાં વિચારતાં, ઉઘાડી આંખે જ રાત વીતી, ને એક નિર્ણય લઈ લીધો. એ જ આખરી."

"આખરી! બહુ સારી વાત છે." તીર્થંકરે ઉત્સાહથી કહ્યું, "તો જણાવ તારો નિર્ણય."

જગન્નાથે, જરા શરીર હલાવ્યું, અને કહ્યું, "કહું છું. પહેલાં જરા ચા તો પીવડાવો."

હંમેશાં અહીં જગન્નાથને ચા પીવાની મળતી. ઘરના લોકોને જગન્નાથ માટે ગમે તેટલો અણગમો હોય, પણ ગૃહસ્થના ઘરનો નિયમ તો એ લોકો અચૂક પાળતા. ન પાળે તો તીર્થંકરને ખૂબ માઠું લાગે એ પણ ખરું જ તો.

ચા નોકર લઈ આવ્યો, સાથે સાથે એક રકાબીમાં થોડો ચેવડો તથા વડાં પણ આવ્યાં. રજાને દિવસે એ નાસ્તા માટે બનાવાતાં.

નાસ્તો લેતાં પહેલાં ચા ગટગટાવીને જગન્નાથે કહ્યું, "ખૂબ જોઈ વિચારીને આખરે નક્કી કર્યું, કે માણસો માટે કશું કરવું નહિ. એની જરૂર પણ નથી. એ તો ભર્યાભંડારમાં એક મૂઠી દાણો નાંખવા જેવું થાય. એમને માટે તો ચારેબાજુ પૂરતી વ્યવસ્થા છે. કેટલીય યોજના છે. જમીન હું રસ્તે રખડતાં કૂતરાં માટે દાનમાં આપી દઈશ."

સાંભળી તીર્થંકર હેબતાઈ ગયો. એણે પૂછ્યું, "હેં કોને માટે?"

"કહ્યું ને રસ્તે રખડતાં, ધણીધોરી વિનાના કૂતરાઓ માટે એ બિચારા માટે કોઈ વિચાર કરતું નથી. ધોધમાર વરસાદમાં એમની બહુ ભૂંડી દશા થાય છે. માથું ફાડી નાંખે એવા તાપમાં, એ હાંફતાં હોય છે. જ્યાં જાય ત્યાં લોકો એને હડહડ કરે ને પાળેલા કૂતરાંની કેટલી ખાતરબરદાસ થાય છે? એ કૂતરાંઓની દુર્દશા જોઈને હૈયું ફાટી જાય છે. એથી મેં નક્કી કર્યું છે કે એમને માટે એક શ્વાનગૃહ બંધાવી, એમને આશરો આપવો."

તીર્થંકરે અકળાઈને કહ્યું, "તો છેવટે રખડતાં કૂતરાં માટે દાન કરશે?"

તરત જ જગન્નાથે એટલા જ જોરથી ઊંચે સાદે કહ્યું, "શા માટે નહિ? વકીલબાબુ! એ ભગવાને સર્જેલા જીવ નથી? એમનાં દુઃખ દુર્દશા શું તમને દેખાતાં નથી? કીટપતંગ, પશુપક્ષી બધાને ભગવાને, ખાડા ખોદવાની કે માળા બનાવવાની અક્કલ આપી છે. પણ કૂતરાંને એ અક્કલ નથી આપી. તો પછી? એમનો વિચાર કરવાની પણ પૂરતી

જરૂર છે. ને માણસની અક્કલ તો જુઓ. જેને પાળે તેને માટે ગાદીવાળી સેજ તૈયાર કરાવે, માંસ ખવડાવે, અને જે રસ્તે રખડતા હોય, તેને હડહડ કરે એ ચિંતામાં જ..."

તીર્થંકરે પોતાની જાતને સંભાળતાં, સાવધાની રાખતાં કહ્યું, "તેં ઠીક વિચાર કર્યો છે, તું નોધારાંનો આધાર થવા ઇચ્છે છે. બહુ સારી વાત છે."

"એ જ તો. તમે ગુણવાન છો, તેથી મારી વાત સમજી ગયા. તો ઝટપટ દસ્તાવે જ તૈયાર કરો. હું શ્રીયુત જગન્નાથ ચક્રવર્તી પૂરી અક્કલ હોશિયારીથી પૂરી સમજદારીપૂર્વક... ત્યાં ભંગાણ પડ્યું.

જે માણસ કોઈ દિવસ એ ઘરમાં આવતો નહોતો. તે અચાનક આવી ચઢ્યો. એણે વ્યંગ કરતાં હસતાં હસતાં કહ્યું, "બહુ સરસ જગન્નાથબાબુ આટલા વખત પછી સત્પાત્રને દાન કરવા માટે ખરેખર રાજી થયા. પણ તમે જુઓ. એવાં કૂતરાં ગણત્રીમાં ચાર છ નથી. એને માટે આશ્રયસ્થાન તૈયાર કરવા માટે તો બહુ વિશાળ પાયા પર વ્યવસ્થા કરવી જોઈએ. બહુ મોટો આશ્રમ બંધાવવો જોઈએ.

ગાંડાઘેલા જેવો લાગતો જગન્નાથ કંઈ સાવ મૂરખ નહોતો. વાત સાંભળીને એણે શુષ્ક અવાજે કહ્યું, "મેં આશ્રમની વાત તો કરી નથી. ભાઈસાહેબ. મેં તો એક જેમાં એમને રાખી શકાય તેવા આશ્રયસ્થાનની વાત કરી છે."

"એ એક જ વાત છે, આશ્રયસ્થાન કહો કે આશ્રમ. તોપણ એને માટે વધારે જમીન જોઈએ. તમારી કેટલાં વીઘાં જમીન છે?"

આ સવાલથી જગન્નાથ વિચલિત થયો. અને એથી જરા ઊંચે સાદે બોલ્યો, "એની મને થોડી ખબર છે? વખત આવે કોર્ટકચેરીના માણસો આવીને માપ લઈ જશે."

"વાહ જગન્નાથબાબુ!"

શુભંકરે વ્યંગ કરતાં કહ્યું, "તમારી જમીનનું માપ તમને ખબર નથી? જમીન ક્યાં છે તે તો જાણો છો ને? જો બતાવી દો તો અત્યારથી જ...."

તીર્થંકરે એનો ભાઈ વાત ન વધારે તે માટે પ્રયત્ન કર્યો, પણ ફાવ્યો નહિ. લાગતું હતું કે શુભંકર આજે કમર બાંધીને રણક્ષેત્રમાં ઊતરી પડ્યો હતો. એના મોઢા પર હાસ્ય ઊભરાતું હતું.

"કેમ કહેતા નથી? જમીન છે ક્યાં? આ ગામમાં છે ને? કે બીજે ક્યાંક?"

જગન્નાથ ચિઢાઈને બોલ્યો, "આ ગામમાં જ છે જગન્નાથ. આ ગામનો રહેવાસી છે? ક્યારેક ક્યાંકથી ભટકતો ભટકતો અહીં આવી ચઢ્યો છે ને..."

"હા. એમ પણ હોઈ શકે. તોપણ ક્યાંથી આવ્યા. ને જમીન કેટલી છે એ જાણ્યું હોત તો સારું થાત? આશ્રમનું કામ શરૂ થઈ શકત. એને તો ઘણો લાંબો સમય લાગે."

જગન્નાથ ગંભીર બની ગયો.

એણે કહ્યું, "ભાઈસાહેબ! તમે એક વાત ભૂલી જાઓ છો, કે વસિયતનામાનો અમલ મારા મૃત્યુ પછી થવાનો છે." "મૃત્યુ પછી? તો તો થઈ રહ્યું. આ જગન્નાથ તમે જીવતા છો, ત્યારે જમીન ક્યાં ને કેટલી છે, તે જાણતા નથી, તે પછી મૃત્યુ પછી શું થાય? જગ્યા અને માપ જાણતા હોતા તો કામ સરળ બનત."

તીર્થંકરે એને ટોકતાં કહ્યું, "તું બજારમાં જઈ આવ્યો?" પણ શુભંકરે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું, ને જગન્નાથને કહ્યું, "તમે બરાબર વિચાર કરીને નિર્ણય લીધો નથી. જગન્નાથ! કલકત્તાનું આ એસ્પેલનેટ મેદાન તો તમારું નથી ને? હાવડાનું મેદાન તમારું છે?"

જગન્નાથની આંખમાંથી જાણે આગ વર્ષી.

ગાંડાઘેલા અને બાળક જેટલા વ્યંગથી ઘવાય છે. તેટલા વયસ્ક માણસ ઘવાતા નથી. એણે કહ્યું, "ભાઈસાહેબ! શું મારી ઠેકડી ઉડાવો છો? હું શું ઠેકડી ઉડાવવા જેવો છું?"

"ભારે કરી તમે. મજાક નથી કરતો હું તો જમીનની વિગત જાણવા ચાહું છું. તમારી જમીન આ પૃથ્વીમાં જ છે ને? આકાશમાં તો નથી ને?"

"ભાઈસાહેબ!" એની ઊંડી ઊતરી ગયેલી આંખમાં આંસુ દેખાયાં.

"તમે આવી વાત કરો છો? જમીન આકાશમાં છે? એટલે એ ક્યાંયે નથી. શું આટલો અવિશ્વાસ! આટલા મોટા વિશ્વવિસ્તારમાં જગાની એક તસુ પણ જમીન નથી? એ વાત મારી પાસે મનાવવી છે તમારે? ગાંડોઘેલો માણસ, વિગતો યાદ નથી. એને વિષેનાં કાગળિયાં, નથી મળતાં એટલે શું જમીન છે જ નહિ? મને પૃથ્વીથી તમે આકાશમાં ઉઠાવી દીધો?"

મેલા ધોતિયાનો છેડો ઊંચકીને આંખના ખૂણા લૂછતાં એણે કહ્યું, "જગો હતભાગી છે. પણ એટલો બધો હતભાગી છે કે ભગવાને એને સર્જીને શૂન્યમાં ફેંકી દીધો છે? એકખંડ જમીન પણ એને ફાળવે નહિ? હું કહું છું, કે આ પૃથ્વીના માણસદીઠ એણે જમીનનો ટુકડો શું નથી ફાળવ્યો? એની પાસે તો ક્ણેક્ણનો હિસાબ છે. કોઈ જગ્યાએ મારી જમીન છે એ નિશ્ચિત છે. મારા હકનું ધન ક્યાં જવાનું હતું? હું શોધી શકતો નથી તેનું જ દુઃખ છે, આખી જીંદગી એની શોધ કરી છે. ખોળી શક્યો નથી. તેથી એ વાતને આળપંપાળ ગણીને ઉડાવી દેવાની? તમે તો ભણેલાગણેલા છો છતાં આવો વિચાર કરો છો? હું કહું છું, કે હું કંઈ જમીન વેચીને પેટ ભરવા ઇચ્છતો નથી, ઊલટું સત્કાર્ય માટે દાનમાં આપવા માંગું છું, તમે જે મેદાનોની વાત કરો છો, એ તો કેટલાય સમય પહેલાંના છે. વળી આ જગો ભિખારીને એક પૈસો પણ આપી શક્યો નથી. મારી પાસે આ એક જમીન સિવાય બીજું છે શું? એને લઈને તો આ બધી માથાકૂટ છે. એને કારણે મારી ઠઠ્ઠામશ્કરી કરો છો! જવા દો વકીલબાબુ! મારે હવે વસિતયનામાની જરૂર નથી. મને સજા થઈ ગઈ છે."

એ ઊભો થઈ ગયો. ટેબલ પર પાથરેલો કાગળ ખેંચીને એના ફાડીને ટુકડા ટુકડા કરી નાંખ્યા, ને ચાલી ગયો. એના પગનો ધક્કો વાગવાથી ચેવડો વેરાઈ ગયો. ચેવડાના દાણા એણે ઉઠાવી લીધા અને એ બોલ્યો, ''મા લક્ષ્મી! માફ કરો. મારો પગ લાગ્યો.''

તીર્થંકરની આંખમાં ગુસ્સો હતો. માથું નમાવી, એ વેરાયેલા ચેવડાના દાણા તરફ એ જોઈ રહ્યો. માણસ આટલો નિષ્ઠુર શા માટે થતો હશે? બિનજરૂરી હિંસા!

તીર્થંકર સમજી ગયો કે એ ગાંડાઘેલા જગાને આ ગામને રસ્તે ફરતો એ નહિ જુએ.

કદાચ કોઈ ઠેકાણે જઈ એ ન્યાય હકની જમીન ઢૂંઢતો ફરતો હશે. ઘૂંટણ સુધી ધૂળના બાઝેલા થર, ટાલિયું માથું અને ફૂલેલી નસોવાળો માણસ જે સાચેસાચ સત્કાર્ય માટે વસિયતનામું કરવા ઇચ્છતો હતો.

# સ્વર્ગની ટિકિટ

ઓરડામાં ઘણા માણસો હતા. એથી એ ઠસોઠસ ભરેલો લાગતો હતો. માણસોના શ્વાસના ભારથી ભારેખમ હવા બની ગઈ હતી, અને એક પણ વધારે માણસને શ્વાસ લેવાની જગ્યા નહોતી, તોપણ રોજરોજ નવા નવા માણસો આવીને ભીડ કરતા. ક્યાંય કશું ખાલી દેખાતું નહોતું તોપણ શહેર કોઈને પાછા કાઢતું નહોતું.

માણસોની આ બેસુમાર ભીડને આશરો આપવા આકાશસ્પર્શી ઇમારતોનું અવિરામ ચણતર થયા કરતું હતું. પરિણામે લીલોતરી લુપ્ત થતી જતી હતી. અને પાણી શોષાતું જતું હતું. તોપણ આ ચણતરનો ક્યાંય અન્ત દેખાતો નહોતો.

શહેર છોડીને થોડા આગળ વધો, તો લીલોતરી તથા પાણી બધે જોવામાં આવે. એ શક્ય છે, કે લીલોતરી, ઉપયોગી ન હોવા અને પાણી તળાવડી, કે ખાબોચિયાંનું હોય. પણ એ છે તો ખરાં. વળી તમને ત્યાં ખુલ્લાં મેદાન, અને ભુરું આકાશ દૃષ્ટિએ પડે. તોપણ કોઈ એ બિનઉપયોગી લીલોતરી, જરૂરી છોડવા રોપે નહિ, પાંદડાંથી છવાયેલાં પાણી પરથી પાંદડાં તથા લીલ દૂર કરી, અને પાણીને સ્વચ્છ કરવા કોઈ નહિ આવે, અને ખુલ્લી હવામાં શ્વાસ લેતાં લેતાં નીલગગન તરફ એકસરખું જોયા કરે, પણ શહેરની તરફ દોટ મૂકશે, અહીં સમુસરખું કરીને અને થોડું રહેવાલાયક રહેઠાણ તૈયાર કરવાનો વિચાર સરખો ન કરે, એક સરખી માટી, ઉપર એ જ આકાશ એ જ હવા, ને રળી ખાવાનો પણ અહીં અવકાશ છે, પણ એને ઢૂંઢે કોણ?

તોયે શું ગામડામાં માણસો રહેતા નથી? ના એવું નથી, ત્યાં માણસો તો રહે છે, પણ એ લોકો તો બીજું ઠામઠેકાણું ન હોવાથી ત્યાં લાચારીથી રહે છે, એ દશામાં ત્યાં પડી રહેતાં રહેતાં મોકો મળતાં જ એ શહેરની તરફ ભાગે છે. પણ મોકો ન મળે તો? ત્યાં પડ્યા પડ્યા ઘરડા થઈ જાય છે, સરકારની ગ્રામવિકાસની યોજના અમલી બને તેની રાહ જોતા, અને કંટાળીને સરકારી કચેરી આગળ ધરણા દેતાં હતાં, એમનાં દિનરાત ગુજારે છે.

તોપણ ગણતરી કરીને કહી શકાય નહિ, કે શહેરના ગરીબો કે ગામડાંના ગરીબોમાંથી કોણ વધારે દુઃખી કે સુખી છે, વળી એ પણ ગણતરી કરવામાં આવી નથી કે શહેરની લગોલગ આવેલાં ગામડાંઓની વસ્તી કેટલી છે. જો બરાબર ગણતરી કરવી હોય, તો મધરાત સુધી રોકાવું પડે, કારણ કે, એ વખતે સવારનાં પહોરમાં

લોકલ ટ્રેનમા કામ પર ચઢવા નીકળી પડેલાં બધા જ લોકો પોતપોતાના માળામાં રાતવાસો કરવા પાછા આવી ગયા હોય, ને સુખનિદ્રા લેતા હોય.

જોકે, એમની નિદ્રા, સુખનિદ્રા હોય કે નહિ એ કહેવું મુશ્કેલ છે. કેટલાય લોકો જાણે કાંટાળી સેજ પર સૂતા હોય તેમ રાત વિતાવતા હોય છે. એ વિચારતાં વિચારતાં કે શી રીતે અહીંથી છૂટી શકાય.

આ કાંટાળી સેજ પર સૂતેલા લોકોમાં મોટાભાગની સ્રીઓ હોય છે, કારણ કે, લોકલ ટ્રેન જે પ્રવાસીઓને રોજ શહેરમાં લઈ જતી હોય છે, તેમાં પહેલાના યુગની જેમ માત્ર પુરુષો જ નથી હોતા. એમાં તરુણી, યુવતી, મધ્યવયની, એક પુખ્તવયની સ્રીઓ પણ હોય છે... એમને પણ શહેરમાં પૂરતા પ્રમાણમાં કામ મળી રહેતું હોય છે.

ખરેખર જે અભાગિયા હોય છે. તેઓ દિવસ અને રાત બન્ને ગામની માટી પર પડ્યા પડ્યા જ વિતાવતા હોય છે.

એમાં મોટેભાગે બાળબચ્ચાં, અને વયસ્ક લોકો હોય છે, અથવા તો પૂરેપૂરા સંસારી મધ્યવયની ગૃહિણીઓ જે સવારના પહોરમાં કામે જવા લોકલ ટ્રેનમાં નીકળી પડતા લોકોને માટે, બે ટંક ભોજનનો પુરવઠો તૈયાર કરવામાં લાગેલા હોય છે.

પણ ફક્ત બે ટંક જ શા માટે? ત્રણ ટંક જ કહેવુ જોઈએ. બપોરનું ભોજન પણ સવારના પહોરમા જ રાંધવું પડે, એટલા પૈસા કોના ખિસ્સામા હોય, કે બપોરનું ભોજન, હોટલમાં કે ઉપાહારગૃહમાં જઈ લઈ શકે?

આ વૃદ્ધો, તથા મહિલાઓનાં તથા બાલબચ્ચાંનું દલ ઉપરાંત, જે લોકો ગામની ધરતી પર જ રહેતા હતા. તેઓ પણ બે વિભાગમાં વહેંચાયેલા હતાં. એક વિભાગનું નામ હતું, "અકાલે નિરુપયોગી" અને બીજાનું નામ હતું, "બેકાર" એ લોકો માનનીય હતા. એટલે કે, જેમનામાં ખુરશી પર બેસવા સિવાય બીજી કશી ક્ષમતા નહોતી, બીજી કશી વાસના પણ નહોતી, એ લોકો આખો દિવસ, મા કે દાદીને હેરાન કરવા સિવાય બીજું કશું કરી શકતા નહોતા. તોપણ છાપાં પર નજર ફેરવી રાજકારણની ચર્ચા કરતા, અક્કલ વાપરી ઘરનાં લોકો પાસે થોડા પૈસા મેળવી, દૂરના સિનેમાગૃહમાં જઈ સિનેમા જોતા, ચાર જણા ભેગા મળતા તો અડ્ડો જમાવતા, ચાલતાં કશું અથડાય તો એને ઠેબે ચઢાવતા, ને દૂર ફગાવતા.

એ અડ્ડામાં સામાન્ય રીતે સિગારેટ બીડીનો ધુમાડો થતો.

(ભગવાનને ખબર એ લોકોની પાસે આટલો ધુમાડો કરવાના પૈસા ક્યાંથી આવતા હશે?) રાજા વઝીર મરાતા, ને સિનેમાનાં નટનટીઓની ચર્ચા થતી.

કલાકોના કલાકો ગાળાગાળી ચાલતી, ગંદી ભાષાની લહાણી થતી.

કલાકો શાંતિથી વિતાવ્યા પછી અર્થહીન ગાળાગાળી, ગૃહિણીઓ નિત્યનું ગૃહકાર્ય કરતાં કરતાં, અધીરી બનીને બાળકોને નિશાળે લઈ જવા માટે પુરુષોને ઘાંટાઘાંટ કરીને કહેતી.

એ લોકો શરૂઆતમાં તો છોકરાંઓને ધોલધપાટ કરીને તગેડે, ને પછી ગુસ્સો કરતાં કહે, "બે ઘડી નિરાંતે જંપવા દેતાં નથી."

તે પછી બૂમબરાડા શમતા છોકરાંઓની રસોઈ કર્યા પછી... ઘરમાં જે માસી, ફોઈ મોટા કાકા, દાદા-દાદીને માટેનું ખાવાનું તૈયાર કરવાનું હોય, એ લોકો ભલે જરા જરામાં ગુસ્સે થઈ જતાં હોય, બબડાટ ફફડાટ કરતાં હોય, તોપણ એમને ખવડાવવાં પિવડાવવાં તો પડે જ ને. એટલું જ નહિ. પણ એમને જે ખાવાની આદત હોય, તેવી જ વાનગીઓ રાંધવી પડે. નવા યુગની વાનગીઓ, તો એમને ચાલે નહિ, એથી છોકરાંઓ માટે, તથા એમને માટે અલગ રાંધવું પડે, એ લોકો આખો દિવસ નકામી વાતો કર્યા કરે, અને જાતજાતના અર્થહીન પ્રશ્નો પૂછ્યા કરે.

જમ્યા પછી એ લોકો થોડીવાર દિવાનિદ્રા લે અને પછી ચા તૈયાર થતાં મોડું થાય, તો એમની ઘાંટાઘાંટ શરૂ થાય. અને ચા પીધાં પછી પુરુષ વર્ગ ખિસ્સામાં દિવાસળીનું બાકસ નાંખી, બહાર નીકળી જાય, અને પાછા ક્યાંક અડ્ડો જમાવી બીડી સિગારેટના ધુમાડા છોડ્યાં કરે, અને રાની અને વઝીરને મારવાની રમત રમતા હોય, એ લોકોની નિરુદ્વેગ જીવનપ્રણાલી જોઈને એમ થાય, કે એ માનતા હોય કે ક્યારેક, એમના પિતા, કાકા, મોટાભાઈ કે મોટીબહેન અથવા ચિરકુમારી ફોઈ નોકરી નામનું પાકું ફળ એમના હાથમાં મૂકી દેશે. એવો ભરોસો રાખીને દિવસો વિતાવવા સિવાય એમનું બીજું કંઈ લક્ષ્ય નહોતું. એકસમયે એમના પિતા, કાકા, મોટાભાઈએ આ ગામડાનાં વાતાવરણમાં જ "ફૂટબોલપ્રેમી" દળ સ્થાપ્યું હતું. અને અવેતન રંગભૂમિ ઊભી કરી નાટકો ભજવ્યાં હતાં, અને એકાદ 'વાચનાલય' પણ ખોલ્યું હતું. જ્યાં આજે પણ લોકો બેસીને ગપ્પાં મારતાં.

તો એ લોકો એક કામ સારી રીતે કરી શકતા, અને તે પ્રેમ કરવાનું.

ગામડાંઓમાં પ્રેમનો પ્રસાર શહેર કરતાં અનેકગણો વધારે હોય છે. અને 'બાલ્યપ્રેમ'તો વિશેષ કરીને ગામડાંની જ ફસલ છે, જેની પ્રતીતિ, પ્રતાપ-શૈવલિની-પાર્વતી-દેવદાસ-શ્રીકાન્ત-રાજલક્ષ્મી વગેરે દૃષ્ટાંતોથી એ પ્રમાણિત થાય છે, એમ થાય એ જ વધારે સ્વાભાવિક છે, ગામડાગામમાં છોકરીઓને સારા પ્રમાણમાં સ્વતંત્રતા હોય છે. મોટાભાગનાં કામો ભેગાં મળીને કરવાનાં હોય છે, એથી એમને મળવાની સહજ રીતે અનુકૂળતા હોય છે, શહેરમાં આબરૂની રખવાળી વધારે હોય છે. છોકરીની પ્રવૃત્તિ, એનાં હલનચલન પર ચકોર નજર રાખવામાં આવે છે, સખત ચોકીપહેરો હોય છે, આજે આ યુગમાં પણ , અહીં તો, ખેતરોમાં, ઘાટ પર, જમરૂખી નીચે, એકબીજાના સથવારાની સંભવિતતા ઘણી, અને તે પણ બાલ્યકાળથી જ એમાં એકાએક લક્ષ્મણરેખા ક્યાંથી બાંધી શકાય?

એમ જોવા જઈએ તો, દરેક છોકરાની નજર આગળ કે એના હાથમાં, એક પ્રેમિકા તો હોવાની જ. કોઈવાર એ બાલ્યપ્રેમનું પ્રદર્શન, પરંપરાનુસાર હોય છે, કેટલુંક મૌલિક તો કેટલુંક અનુકરણ રૂપે. કદાચ થોડા દિવસ ભેગાં મળ્યાં પછી મનોમન નક્કી કરે "એ મારી છે."

આ પ્રેમિકાઓ એના પ્રેમીને ક્યારે નોકરી મળે તેના દિવસો ગણતી હોય છે, એનો ખ્યાલ એવો હોય છે, કે નોકરી મળતાં જ એનો પ્રેમી એને કલકત્તા લઈ જશે, અને ત્યાં એ લોકો ઘર વસાવશે. તેથી હંમેશાં પ્રેમીને પૂછતી હોય. "નોકરીનું કંઈ થયું?" આ પ્રશ્ન યામિની વિદ્યુતને, સ્વપ્ના ગૌતમને, અનુરાધા સંજયને, અને શુભ્રા દેવવ્રતને પૂછતી રહેતી. તે ઉપરાંત બીજા કેટલાંય, બીજા કેટલાંયે જણને પૂછતાં.

એ જે હોય તે, પણ કોઈ પણ છોકરી આવા ગામડાનાં વાતાવરણમાં જીંદગી ગુજારવા ચાહતી નહોતી, આવી સડેલી જગ્યામાં પડ્યાં રહી, સાસુ કે નણંદના તાબામાં રહી, અને એ લોકોની જેમ વખતસર રાંધણું રાંધી જીવન વ્યતીત કરવાનું હોય, તો પ્રેમલગ્ન કરવાનો અર્થ શો?

એ સિવાય અંધ દેવ સર્વસમય જાતિ, ગોત્ર, ન્યાત, ફળ શીલ એ બધાની ગણતરી કરીને 'પંચશર' છોડતા નથી હોતા, એટલે એ તરફ પણ સંઘર્ષની સંભાવના હોવાની .... કલકત્તા જ એકમાત્ર એવી જગ્યા છે, જ્યાં બ્રાહ્મણ શુદ્રનો પ્રશ્ન આડો આવતો નથી. ત્યાં જેમ જીવવું હોય તેમ જીવી શકાય. કોઈ એમ નહિ કહે કે તારો વર તો મિત્ર કુટુંબના અને તારા બાપ મુખોપાધ્યાય કુટુંબના શા માટે?

કલકત્તાની ભૂમિકા પતિતોદ્ધારિણી ગંગાના જેવી છે. બીજા એક દલનો ઉલ્લેખ થયો હતો. જેનું નામ "અકાલે નિરુપયોગી" એની ભૂમિકા પણ આ લોકો જેવી જ હતી. એમાં સ્નાતકો, કે મૅટ્રિક પાસ થયેલા હતાં. જે મોટાભાગના બેકાર હતા, તે લોકો હરાયાં ઢોરની જેમ આમતેમ ભટકે, ઘરનાં લોકોનું લોહી ઉકાળે, ધીંગામસ્તી કરે, અને પ્રેમ કરે.

એ બધાં ઉધમાતિયાઓમાં પણ પ્રેમપાત્ર હોય છે, વિશુ, બૂડો, બુદ્ધ, પ્રતાપ, પન્ટૂ બધાનાં, તોપણ પ્રચલિત કહેવત પ્રમાણે "રાજાને રાણી" ને "કાણાને કાણી" પ્રમાણે એ પ્રેમની સંરચના થતી.

આ પ્રેમીઓ સ્પષ્ટતઃ કલકત્તામાં વસવાટ કરવાનું સ્વપ્ન જોતા નહિ, કારણ એ "અકાલે નિરુપયોગી"માંના કોઈને અમલદારની ખુરશી શોભાવવાનું સ્વપ્ન નહોતું એમને સ્વપ્ન હતું, સ્ટેશનની પાસે જે સિનેમા હૉલ તોડી પાડવામાં આવેલો અને ત્યાં જે કેમિકલ્સનું કારખાનું બંધાતું હતું, ત્યાં કંઈ કામ મળી જાય તેનું.

ગ્રામપંચાયત તરફથી શરૂ થયેલાં નાનાં મોટાં કામોમાં એ લોકોને રોજી મળતી. અને તેથી એમની સ્થિતિ સુધરી હતી. જે છોકરાઓ પહેલાં જથરપથર અવસ્થામાં હતા, અને ભાઈબંધો પાસે એકાદ બીડી માટે કરગરતા, આજે એ છોકરાઓ ચિતરામણવાળાં બુશશર્ટ, તથા ગળામાં રૂમાલ વીંટાળી ફરતા હોય છે. હાથમાં ટ્રાન્ઝિસ્ટર હોય છે.

હવે ઘણા છોકરાઓ, પંચાયતની કલ્યાણયોજનાને પરિણામે સારી રીતે ઉછરે છે. અને એ લોકો અહીં જ રહેશે. અને મોટેરાઓની ચમચાગીરી કરતાં કરતાં આગળ વધશે. એક રીતે કહીએ તો શિક્ષિત બેકારો કરતાં એ લોકોનું ભવિષ્ય ઊજળું હતું.

શહેરની જોડે સંકળાયેલાં ગામડાંઓની અવસ્થા આવી હોય છે, ખેડૂતોની શહેરથી દૂરનાં ગામડાંઓની પરિસ્થિતિ આનાથી ઘણી ભિન્ન. એ તરફ તો આપણે જતાં નથી, એટલે અહીં તો શહેરની આસપાસનાં ગામડાંઓની જ વાત છે.

માની લો કે ગામડાંનું નામ છે. "વાસ્તુપુર" ચમેલી કહે છે. "ગામનું નામ કેવું ગંદું છે, કેટલીયે જગ્યાઓનાં કેવાં રૂડાંરૂપાળાં નામો હોય છે. જ્યારે અમારા ગામનું વાસ્તુપુર એવું અર્થ વગરનું તે નામ હોય?"

ફક્ત ચમેલી જ આમ કહેતી, ચમેલી સિવાય બીજા કોઈ ગામનાં નામ વિષેની કડાકૂટમાં પડતા નહિ.

વિદ્યુત કહેતો,"હવે પછી જ્યારે, આ ગામ છોડીને બીજે ગામ રહેવા જવું પડશે, ત્યારે તને થશે, આપણા એ ગામનું નામ કેટલું સુંદર હતું? ત્યાં પાછા એકવાર જવાનું મન થાય છે."

ચમેલી કહેતી, "છટ્, એકવાર આ સડેલું ગામ છોડીને બીજે જઈએ, પછી અહીં આવે મારી બલારાત." વિદ્યુત એને પ્રોત્સાહન આપતો નહિ. જોકે, એને પણ આ ગંદું ગામ છોડીને કલકત્તા જઈને રહેવું હતું. બાપકાકાની જેમ ગામનું અનાજ ખાઈને, રોજ લોકલ ટ્રેનમાં આવજા કરી જીવન વિતાવવાનું એને પસંદ નહોતું, તોપણ વાસ્તુપુર જોડે તદન છેડા ફાડીને, જવા પણ એ ઇચ્છતો નહિ. વિદ્યુતનાં માબાપ છે, ફોઈ છે, ને કાકાકાકી એક જ ઘરમાં જુદું રસોડું ચલાવતાં હોવા છતાં, પણ આત્મીયતા ઓછી નથી થઈ. વિદ્યુતની જોડે પણ એમનો સંબંધ મીઠો છે. ક્વખતે વિદ્યુત ચાની માગણી કરે, અને મા જરા બબડે તો કાકી એના રસોડામાંથી બૂમ પાડે, "અમે ચા બનાવી છે વિદ્યુત! પીવી હોય તો આવ."

એ સિવાય વિદ્યુતથી ત્રણ વર્ષ મોટી એક બેન પણ જોડે રહેતી. પણ એની વિદ્યુતને ઈર્ષા હતી, છોકરી હોવા છતાં એને સારી એવી નોકરી મળી હતી. નોકરીને કારણે વિદ્યુતને અનેક પ્રકારની સુવિધા હોવા છતાં, એને મનમાં એક પ્રકારની બળતરા થતી.

બહેન જ્યારે ઑફિસેથી પાછી ફરે ત્યારે પિતાની સાથે ચા—નાસ્તો કરવા બેસે, ત્યારે મા વેણુ વેણુ કરતી વહાલ કરતી હોય ત્યારે વિદ્યુતનું મન ખરાબ થઈ જતું.

'વેણુ! તારે માટે વડાં રાખી મૂક્યાં છે. તને ગરમ કરી આપું? વેણુ! તારા ખાવાનામાં પરોઠો હતો, તે વધારે કઠણ તો થઈ ગયો નહોતોને? તે દિવસે તું દાંત દુ:ખતો હતો, એમ કહેતી હતી એટલે પૂછું છું'

દીદી એ વાત ઉડાવી દેતી, આવા પ્રસંગોએ વિદ્યુતનું અવચેતન મન ખરાબ થઈ જતું.

દીદી વિદ્યુતને બોલાવે, "આવ વિદ્યુત , તારી ચા પ્યાલામાં ઢાળી છે."

મા તરત જ કહે, "એણે તો આખા દિવસમાં દશેક વાર ચા પીધી છે."

"તે ભલે પીધી હોય. મારી જોડે તો એકવાર પીએ."

"તું જ પી. મારે નથી પીવી."

"અરે! આવ! આવ! એમ શું કરે છે? "

બહેન પેલા વડાંમાંથી થોડાં એને આપે છે.

પિતાજી ચાની જોડે કશું ખાતા નહિ. કહેતા, "હમણાં ખાઉં તો રાતનું ખાવાનું બગડે."

તોપણ મા આગ્રહ કરીને થોડું આપે જ. એકાદ બે પૂરી, ને બટાકાનું શાક, કે ક્ચોરી.

પિતાજી એમાંથી થોડું લઈ બાકીનું વિદ્યુતને આપી દેતા. પિતાજી કંઈ આખો દિવસ છોકરાનું હલનચલન જોતા નહિ, પિતાજીના મનમાં માના જેટલી અકળામણ થતી નહોતી, ઊલટું છોકરાનું કંઈ ઠેકાણું પાડી શકતા નહોતા, તેથી એમને દુઃખ થતું હતું.

કાકા પણ એ વખતે, ઓસરીમાં બેસીને એ જ કામ કરતાં હોય, ચા—નાસ્તાનું, પણ ચા પીતાં પીતાં ત્યાંથી ઘાંટો પાડીને કહેતા હોય, "સાંભળો છોને, મોટાભાઈ! અવિનાશબાબુને કહી કહીને થાકી ગયો. એક ફૉર્મ એ લાવ્યો નહિ. પારકાના કામમાં એને શા માટે એટલો રસ હોય? "

તો શું કાકા પણ વિદ્યુત માટે નોકરી ખોળે છે? વિદ્યુતને આ સાંજનો વખત, આ ઘર, એ ઓસરી સામેના ઓરડા આગળનું ચંપાનું ઝાડ, એ બધું મનોરમ લાગતું એ છબીને મનમાંથી ભૂંસી નાંખવાનું એ વિચારી જ શકતો નહિ.

પણ ચમેલીની વાત જુદી હતી.

ચમેલીએ એનાં માબાપને જોયાં નહોતાં. એના મોટાકાકા કાકીએ જ એને ઉછેરેલી. એ જ કારણે ચમેલીને બદલામાં એને ઘણું બધું આપવું પડ્યું છે. નાનપણથી જ. ને મોટી થતાં તો બધું કોઠે પડી ગયું હોય.

એક છોકરીને ઉછેરવામાં જે ખરચ થાય, તેનું કાકી વળતર તો લે જ ને? એ કંઈ પૈસાદાર નહોતા. એમણે ગાયની દેખરેખ રાખવા, ગોપાલની ઘરડી મા સિવાય બીજા કોઈને ઘરકામ માટે રાખ્યું નહોતું... તે ઉપરાંત બબડાટ ફફડાટ તો ચાલું જ. તોપણ ચમેલી જંગલી વેલની જેમ વધતી જ જતી હતી. ને એમાં વળી પ્રેમનો અંકુર ફૂટ્યો હતો. એટલે છોકરીને વારવી તો પડે ને?

જો કાકી કહે, "ભર બપોરે ક્યાં ચાલી? "

ચમેલી લાગલો જ જવાબ આપે,"છાણ એકઠું કરવા રેલલાઇન આગળ"

"આકાશ સખત ઘેરાયું છે, તોયે તું ચાલી? અડ્ડો જમાવવા?" ચમેલી કહેતી, "તો નથી જતી, તો બહારની ભીંત પર જે છાણાં થાપેલાં છે, તે વરસાદ પડે, તે પહેલાં તમે વીણી લાવજો."

ચમેલીના તગેડવાથી, વિદ્યુત રોજ જ સાંજે બહેનની જોડે ગુસપુસ કરતો, "તારી

વાતો સાંભળતાં લાગે છે, કે તારા ઉપરી થોડે તારે ઘણાઘણી છે. તો એને સમજાવી પટાવીને મારું કઈ ઠેકાણું પાડને.''

''આ ઘણાઘણી એટલે? તને કંઈ બોલવાનું ભાન છે કે નહિ.'' વેણુ ગુસ્સે થઈને કહેતી, ''આખો વખત, ગામના ઉતાર જેવા છોકરાઓ જોડે અડ્ડો જમાવીને, તું ગંદી ભાષા વાપરતાં શીખી ગયો છે.''

દરેક ઘરના લોકો બીજાના ઘરના છોકરાઓને માથે દોષનો ટોપલો નાંખતા હોય છે, અને કહેતા હોય છે. બીજાના છોકરા જોડે ભળવાથી એમના છોકરા બગડે છે. વિદ્યુત કહે, ''અરે ભાઈ ઘણાઘણીની વાત જવા દે. પણ જરા વિનતીના સૂરમાં તો તું કહી શકેને? તું ધારે તો તારા ભાઈને નોકરી અપાવી શકે, ઓ દીદી! એટલી મહેરબાની કર.''

દીદી જરા અવાજ ધીમો, કરીને કહેતી,''પેલી ચમેલી તારી પાછળ પડી લાગે છે.''

વાહ, ચમેલી વચ્ચે ક્યાં આવી. શું મને નોકરીની જરૂર નથી?

''મેં કહ્યું કે નથી? પણ હમણાં હમણાં એ વાતને જ તું ઘોળ્યા કરે છે. તને શું એમ લાગે છે, કે મને એ વાતની ચિંતા નથી? મને ઘણી ચિંતા છે. પણ...પણ...''

''એ પણ શું?''

એ પણ બધે જ પ્રવર્તતું હોય છે.

ગૌતમના પિતા લાગલાગટ છોકરા માટે નોકરીની શોધમાં મંડ્યા રહે છે, અને તેને કહેતા રહે છે. પણ એના ઉપરી એને કહે છે, ''બે વર્ષ પછી તો તમે રિટાયર્ડ થશો. ત્યારે આપણે ત્યાં જ –''

ગૌતમના પિતા મનોમન કહેતા, ''બે વર્ષમાં તો આ છોકરો માતેલા સાંઢ જેવો થઈ જવાનો''

ગૌતમની મા જેટલી સ્નેહાળ હતી, તેટલા એના પિતા નહોતા.

બાપ છોકરા માટે નોકરી ઢૂંઢતા, પણ એને બે ચાર સંભળાવતા પણ ખરા.

''કેમ રે! તને આ કાગળની નકલ કરવા કહ્યું હતું ને?'' પણ હું જોઉં છું કે, તેં એને હાથ પણ લગાડ્યો નથી, આખો વખત શું કર્યા કરે છે?

મા તરત જ કહેતી, ''કંઈ વધારે કહેતા નહિ, એના દોસ્તદારો ગામનો ઉતાર છે. ઓરડામાં બેઠો બેઠો કાગળ વાંચતો હતો, પણ એના દોસ્તદારોએ આવી ઘાંટાઘાંટ કરી મૂકી, એને ઠરવા દીધો નથી.''

બાપ જરા કડવાશથી કહે, ''એ દોસ્તદારો શો ઉદ્ધાર કરવાના? દોસ્તોને લઈને આટલી ધાંધલધમાલ? જોજે એ લોકો જ તારા બાર ન વગાડી દે તો''

મા, કરુણસૂરે કહેતી, ''તો આખો દહાડો કરેય શું?''

બાપ ચિઢાઈને કહેતો, ''એને બદલે હું હોઉં તો આંગણા પાસેની ખુલ્લી જમીન ખોદીને, ત્યાં શાકભાજી વાવું. નહિ, તો તળાવમાંથી માછલી પકડીને,''

"તો તમે જ્યારે નિવૃત્ત થઈને બેકાર થાઓ, ત્યારે એ બધું કરજોને, આપણી આસપાસ કેટલાં તળાવ છે, કે માછલી પકડવાના? એક ખાબોચિયું તો છે." પણ તમે રિટાયર્ડ થઈને કમાણી કરજો, બાપબેટા બન્નેને એકસાથે ખવડાવવાનું આપણું ગજું નથી. તમારે તો ફક્ત શિખામણ ઝાડ્યા કરવી છે." એનો અર્થ એ થયો, કે બધા બેકાર છોકરાઓની પરિસ્થિતિ એકસરખી હોવા છતાં, દરેક ઘરની સમસ્યાઓમાં તફાવત હતો, પણ એક બાબતમાં સમાનતા હતી.

ગૌતમની સ્વપ્ના કહેતી, હજી કેટલો વખત આ સ્વપ્નાને લટકાવ્યાં કરવી છે, ગૌતમ? આ તરફ પિતાજી અને ફોઈ બન્ને વચ્ચે વાટાઘાટ ચાલ્યા કરે છે."

"તને એમ લાગે છે, કે જાણી જોઈને હું તને લટકાવ્યા કરું છું?"

"એ હું નથી જાણતી, પણ જો પિતાજી છાંદનાતલામાં ગોઠવી દે, તો મારા ભાગ્યમાં તો અગ્નિસ્નાન સિવાય બીજું શું હોય?"

"સ્વપ્ના, એવી ખોટી ખોટી ચિન્તા ન કર્યા કર."

"ખોટી ચિન્તા? જ્યારે બળી મરીશ ત્યારે ખબર પડશે."

"એ એટલું સહેલું નથી, આજકાલ છોકરીનાં લગ્ન એટલી સહેલાઈથી થતાં નથી, પિતાજીની વાત પરથી લાગે છે, કે જલદી કંઈ ગોઠવાઈ જશે?"

"નોકરી મળે, એટલે ક્લકત્તામાં જ ઘર લેવાનું, કહી દીધું તમને અત્યારથી"

"એ તો નક્કી કરેલું છે, તોપણ બધું કેટલો પગાર મળે છે તેની પર આધારિત છે." ઘર માંડવું એટલે....

"એની તમે ચિન્તા ન કરતાં... હું સારી રીતે ચલાવીશ. કેટલા ઓછા પૈસામાં ઘર ચાલાવાય છે, તે હું બતાવી આપીશ." સ્વપ્નાની મા હંમેશની માંદી રહેતી. એથી સ્વપ્નાને ખૂબ કામ રહેતું. તો પણ સ્વપ્ના ગૌતમ એને મળે ત્યાં એની ચીડ ઠાલવે ને કહે, છેવટે મારા કપાળમાં શું લખ્યું છે તે હું જાણું છું."

અનુરાધાની સ્થિતિ અનુકૂળ હતી.

એ વિધવા માની એકની એક દીકરી હતી, મા દીકરી બન્ને એક જ પાત્રની ઉપર ભરોસો રાખીને બેઠાં હતાં.

પડોશમાં જ ઘર હતું, બાળપણથી આવજાનો સંબંધ. અનુરાધાની મુશ્કેલીમાં સંજયના ઘરના એની સંભાળ રાખે. એક રીતે કહીએ તો, બન્ને કુટુંબો વચ્ચે વણલખ્યો કરાર છે. સંજય અનુરાધાને લગ્નગ્રંથિથી જોડવાનો, અહીં ન્યાતજાત, ફળશીલ બધું એકસરખું છે.

સંજય રોજ એ ઘેર એકવાર તો આંટો મારે જ, એને એનો કોઈને કશો વાંધો નહોતો, કોઈ એટલે સંજયની મા, બહેન અને ભાભી. ભાભી મોઢે હાથ દઈને અને ક્યારેક વંકાતી પણ. પણ એ સિવાય બીજું કશું નહિ.

સંજય કહેતો, "સ્ટેશન પાસેના બજારમાં જાઉં છું કાકીમાં કંઈ જોઈએ છે? દવાખાનામાં જવાની જરૂર છે?"

તો કોઈ દહાડો એ ન આવ્યો હોય, તો અનુરાધાની મા ઉદ્વિગ્ન ચિત્તે કહેતી, "કાલે કેમ દેખાયો નહિ ભાઈ? શરીર તો સારું છે ને?"

ને કહેતી, "કાલે તો સમોસાં બનાવ્યા હતાં. અનુ કહેતી હતી, કે સારાં થયા છે."

અહીં સંજયને ચા—નાસ્તો લગભગ રોજિંદો કાર્યક્રમ હતો. બીજા લોકો કહેતા, "તું તો ફાવ્યો છે, અમારે જો એવું સાસરું હોત, ને જમાઈ તરીકે માનપાન મેળવતા, ક્યારે લગ્નનો મુગટ પહેરે છે? ઉજવણી ધામધૂમથી કરજે."

સંજય કહેતો, "આ બેકારને વળી મુગટ!"

"તારું તો થઈ જશે. તારા મોટાભાઈ સચિવાલયમાં, સારી જગ્યાએ છે ને?"

"પણ ક્યાં કશું થાય છે?"

તોપણ અનુરાધા નિરાંત જીવે કહેતી, "માનું શરીર ઠીક નથી રહેતું. એને એકલી મૂકીને જવાનું તો શક્ય નથી. માને આપણી સાથે જ લઈ જવી પડશે."

"જાણે આપણે ટિકિટ કઢાવી હોય એવી તું વાત કરે છે."

એકલા મૂકી જવાની વાત કેમ એ કરતી હતી? સંજયનાં ભાઈભાભી તો અહીં રહેતાં હતાં.

એ નવાઈની વાત હતી કે સંજય પણ આવો પ્રશ્ન પૂછતો નહોતો. નોકરી મળતાં ગામ છોડવાની વાત તો સ્વતઃ સિદ્ધ હતી અને અનુરાધાની ઇચ્છા એ જ આખરી.

તો દેવદત્ત નામના છોકરાની વાત વળી જુદી જ હતી. એ પણ વાસ્તુપુર છોડીને જવા તત્પર હતો. વળી એને કોઈ મોટાભાઈ, કે કાકા પર આધાર રાખવો પડે એવું નહોતું. છાપામાં જાહેરાત જોઈને એ અરજી કર્યા કરતો.

આ વાસ્તુપુર ગામ જોડે એને કશો લાગણીનો સંબંધ નહોતો. બાળપણથી જ બહેનબનેવીના આશ્રિત તરીકે એ અહીં રહેતો હતો. એ પણ કોઈ અલિખિત કરાર પ્રમાણે બાલ્યવયથી એની બહેનની નણંદની છોકરી શુભ્રાનો એ 'માલિક' હતો. તોપણ બેનબનેવી એમની વચ્ચે આવતાં નહોતાં. બન્ને માબાપ વિનાનાં હતાં, ને એક જ કુટુંબમાં આશ્રિત હતા. તોપણ એકની પર પતિની સ્નેહદૃષ્ટિ વધારે હતી, તો એક પર પત્નીની.

આવા જોડિયાં છોકરાછોકરીની જીવનયાત્રા જેવી હોય તેવી પણ એક વાતમાં એમાં સમાનતા હતી. તેઓ ભવિષ્યનું સ્વપ્ન જોતા, અને દિવસો ગણતા. તોપણ છોકરાઓ સ્વપ્ન જોતા નહોતાં, માત્ર રાહ જોતા હતા.

એ લોકો નિયમિત રીતે હા. હી. કરતા. અડ્ડો જમાવતા તથા ઘેર જઈને રુઆબ જમાવતા. એમાં અપવાદરૂપ હતો દેવુ યાને દેવદત્ત.

જોકે, એ રુઆબ ન જ જમાવતો એમ કહી શકાય નહિ. એ દબડાવતો એની

બહેનની નણંદની દીકરીને.

"એઈ! હજી તું ખાધા વગર કેમ બેસી રહી છે? કેટલીય વાર તને એમ ન કરવા કહ્યું છે."

"મને ભૂખ નથી."

"ભૂખ નથી? કેમ રૂસણાં લીધાં છે? દીદીએ તો ખાઈ લીધું છે."

"મામીને તો પિત્તનો વ્યાધિ છે. વખતસર ન ખાય તો માંદાં પડે."

"તને પણ પિત્તનો વ્યાધિ થવો જોઈએ. ચાલ મારી જોડે જ તારી થાળી પીરસ."

"પીરસું છું. તમે જરા બેસો. અત્યાર સુધી ક્યાં અડ્ડો જમાવ્યો હતો?"

"તે તને નહિ સમજાય."

"શું ધૂળ સમજવાનું છે? કોક દિવસ મને પણ તમારા દલમાં લઈ લો."

"ઘરના લોકો લેવા દે ખરાં?"

ક્યારેક મન ખુશ હોય, ત્યારે ખાતાં ખાતાં કહે, "પાંચેક હજાર રૂપિયા હોય, હમણાં ને હમણાં ખૂબ સારી નોકરી મળી જાય."

"કેટલા રૂપિયા?"

"પાંચ હજાર નોકરીએ રાખતાં પહેલાં ડિપૉઝીટના જમે કરાવવા પડે."

શુભ્રાએ કહ્યું, "એ રૂપિયા હજમ કરી જશે."

"જા રે જા. હજમ ક્યાંથી કરે? કહ્યું તો ખરું કે ડિપૉઝીટ તરીકે લેશે. રોકડા આપવા પડે. હવે શું થશે? ગરીબનું નસીબ જ ગરીબ."

"દેવુદા!"

"શું છે?"

"બહુ સારી નોકરી છે?"

"બહુ જ સારી. ઊજળું ભાવિ."

"કલકત્તામાં?"

"હાસ્તો!"

"તમને કોણે સમાચાર આપ્યા?"

"એ તો બહુ લાંબી વાત છે. છાપામાં જાહેરખબર જોઈને અરજી કરી હતી. તે પછી ખબર પડી કે અમારી કાલના કૉલેજના પ્રોફેસરનો છોકરો એ નોકરીમાં કર્તાહર્તા છે. પ્રોફેસર મારા પર ખૂબ પ્રેમ રાખે છે. તેથી છાનોમાનો એમને એક કાગળ લખ્યો. તો એમણે ખૂબ ઉત્સાહભેર તરત જ જવાબ લખ્યો. એમણે લખ્યું, "નિમણૂક એમના દીકરાના હાથમાં જ છે; ને છોકરો પિતૃભક્ત છે. પિતા જરા કહે તો...પણ એ બધું કહેવાથી શો લાભ? પણ કંઈ થવાનું તો છે નહિ. મને તો માથું પછાડવાની ઇચ્છા થાય છે. આવો મોકો કંઈ વારંવાર થોડો આવે?"

"દેવુદા! એકવાર મામીને કહી જુઓને."

"શુભ્રા, ગાંડી છોકરીની જેમ વાત ન કર. ધોલ મારીશ. તારી મામી મને પાંચ હજાર રૂપિયા આપે? એ ક્યાંથી લાવે?"

"હાં. મામી નહિ તો મામા"-

"એ વાત જવા દે. એમણે સાળાને આખું જીવન પાળ્યો, પોષ્યો, ભણાવ્યો ગણાવ્યો, હજી પણ પાળ્યાં પોષ્યાં કરે છે. તે પાછા ઉપરથી આ વાત જાણે તો ધક્કો મારીને..."

"ના. એવું નથી. તો જે નિઃસંતાન બનેવીએ સાળાનું પાલનપોષણ કર્યું, અને એને મોટો કર્યો તેની પ્રેરકશક્તિ માનવતા હતી, કે પત્નીપ્રેમ? કે બીક? એમના મનમાં શું કશી યોજના ન ઘડાઈ હોય? ઘી ઢળ્યું તો ખીચડીમાં જેવું. ભાણજીની જવાબદારી તો એમની જ છે ને?"

"માગવા કરતાં મરવું ભલું."

"દેવુદા! ઓ દેવુદા. તમે પૈસા લઈ, દર પગારે હપતાવાર ચૂકવો?"

"નકામી વાત જવા દે – શું એવી આશામાં બનેવીએ – ના હવે આત્મહત્યા સિવાય બીજો કોઈ ઉપાય નથી. આ તરફ નોકરી માટેની ઉંમર ઝડપથી વહી જાય છે. રહેવા દે રહેવા દે. હવે જમવા આવવાનું નહિ રહે."

"દેવુદા! તમને ક્યાંકથી ઉધાર નહિ મળે?"

"હડસેલો મારીશ શુભ્રા. મને કોઈ પાંચ રૂપિયા પણ ઉધાર આપે? શાની પર આપે? મને વેચે તો પાંચ પૈસા પણ ન ઊપજે."

શુભ્રાએ એકાએક હસતાં હસતાં કહ્યું, "તો પછી મને વેચી દો."

"જીભડી બહુ વધી ગઈ છે. તારું શું એટલું બધું મૂલ્ય છે કે કાણી કોડી પણ નહિ. બીજે ક્યાંક તને વરાવાની હોત તો બનેવીને સામેથી પૈસા આપવા પડત."

શુભ્રા જોરથી હસતાં બોલી, "તમને જો હું ગમી ગઈ ન હોત તો, મામાની ભાણેજને ચિતાસ્નાન કરવું પડત. તો એ વાત પણ મામાને સમજાવીને કહોને વગર પૈસે જ્યારે..."

"શુભ્રા માથું ન પકવ. હું જોઈ વિચારીને વાત કરીશ. બનેવી રિટાયર્ડ થઈને ઈંટની ભઠ્ઠી શરૂ કરી, અને સરકારી કામનો ઇજારો લીધો, ત્યારથી એ તદ્દન બદલાઈ ગયા છે. હમણાં જો એમનો સાળો એમને આવી વાત કરે તો તે આવી જ બન્યું...અરે, સ્વર્ગની ટિકિટ હાથમાં આવતી આવતી સરકી ગઈ. એના કરતાં મારા પ્રોફેસરે મને જોકે કાગળ જ ન લખ્યો હોત તો..."

દેવુદા! જગતમાં આટલા બધા ઢગલેઢોળ પૈસા છે, અને તમારે ફક્ત પાંચ હજાર રૂપિયા માટે...

"ઓહ! ફક્ત પાંચ હજાર. તું તો જાણે મોટી શેઠાણી હોય. તેમ વાત કરે છે, મને કંઈ ઠીક લાગતું નથી."

"ઓમા! આ શું? તમે ઊઠી ગયા? ખાવાનાને હાથ પણ લગાડ્યો નથી, એઈ દેવુદા!"

"ના. આજે મગજ ઠેકાણે નથી."

ચપલ પહેરીને એ જતો રહ્યો.

ક્યા ગયો? ક્યાં જવાનો હતો? અડ્ડામાં જતો. આજે ત્યાં વિદ્યુતજ્ઞ્જ્ઞ નહોતો.

"આ વિદ્યુતના હાલચાલ શંકા ઉપજાવે એવા છે ગૌતમ." સંજયે કહ્યું, "લાગે છે કે એને નોકરી મળી ગઈ છે. સવારે એ સજાવટ કરીને, દીદી જોડે ટ્રેનમાં ચઢતો હતો. મેં પૂછ્યું, "અલ્યા ક્યાં ચાલ્યો? તો કહે, "આ જરા કલકત્તાની બજારમાં આટો મારી આવુ, બજારમાં જવું હોય તો આટલો બનીઠનીને શા માટે જાય?"

આ સાભળીને દેવુનો મિજાજ વધારે ખરાબ થયો. એને મનમાં થયું, કે વિદ્યુત એનાં જોડે વિશ્વાસઘાત કર્યો છે. એના હાથમાં સ્વર્ગની ટિકિટ આવી હતી, તે સરકી ગઈ ને વિદ્યુત ટિકિટ હાથમાં આવતા બની-ઠનીને ટ્રેનમાં ચઢી બેઠો.

પણ મન ખરાબ થયું તેથી કંઈ દેવુ જેવો છોકરો ન કરવાનું કરીજ્ઞ્જ્ઞ બેસે?

પાછા ફરવાની ઇચ્છા ન હોવા છતા, એને બેનબનેવીને ઘેર જવું પડ્યુંને ખાવાનુ બોલ્યાચાલ્યા વિના ગળામા ઠોંસવુ પડ્યું.

દીદી ચા લઈને આવી.

દેવુએ ભવાં ચઢાવતા કહ્યું, "તેં ચા બનાવી? શુભ્રા ક્યાં ગઈ?

દીદીએ જરા થોથવાતાં કહ્યું, "એ જરા બહાર ગઈ છે."

"ક્યા ગઈ છે?"

"સિનેમા જોવા."

"સિનેમા જોવા? પેલા પૂર્વશ્રી સિનેમામાં?"

"હા. એમા જ ગઈ હશે."

"આમ દબાયલા અવાજે કેમ બોલે છે? કોની સાથે ગઈ છે?" દીદીએ કહ્યું, "પેલા પંચુ, બુદ્ધને બીજા એક જાણે આવીને કહ્યું, "બહુ સારું પિકચર આવ્યું છે."

પચુ બુદ્ધ અને બીજું કોણ હતું? વિશુ? દેવુને જાણે પગથી માથા સુધી ઝાળ લાગી.

"એ ગામના ઉતાર જોડે સાંજના શોમાં? એકદમ શું થયું કહેજ્ઞ્જ્ઞતો."

દીદીએ કહ્યું, "શું કહું? તારા બનેવી પણ ત્યારે ઘરમાં હતા. પંચુના કાકા ગોવર્ધન શાહા તો હવે પંચાયતના પ્રમુખ છે. તારા બનેવી તેથી એના ભત્રીજાને રાજી રાખવા ઇચ્છે છે."

"રાજી રાખવા એટલે? સવારસાંજ પગે પડવા જતા હોય તો ભલે પણ ઘરની છોકરીની લાંચ આપીને......... હું જાઉં છું."

ચાનો પ્યાલો પટકીને, એ આગ વર્ષાવતો બહાર આવ્યો. દીદી પાછળ પાછળ હાં. હાં. કરતી આવી. ઓ દેવુ તું ક્યાં જાય છે? એ લોકો તો બે સાઈકલ રિક્ષામાં પહોંચી પણ ગયા હશે."

"તો હું પણ જઈશ."

"જઈને શું કરશે?"

"જે કરીશ તેની તને જાણ થશે."

હા. જાણ થઈ ફક્ત દીદીને નહિ. પણ ઘણા બધાને સિનેમા હૉલ આગળ જઈને એણે અંદર શુભ્રા સરકારને સમાચાર મોકલ્યા કે ઘેરથી એને બોલાવવા આવ્યા છે. ચાલી આવ."

"ઘરમાં શું થયું છે?"

"એ કંઈ કહ્યું નથી. ફક્ત એટલું જ કહ્યું છે કે તાબડતોબ ઘેર આવી જાય. સાથે સાઇકલ રિક્ષા લઈ આવ્યા છે." શુભ્રા હૉલમાંથી બહાર આવી. પંચુ પણ સાથે હતો.

આગળ આવીને પંચુએ પૂછ્યું, "દેવુદા! કેમ શું થયું?" દેવુએ એને જવાબ ન આપતાં, કઠોર અવાજે કહ્યું, "શુભ્રા તું આવતી રહે."

એનો અર્થ કે ઘરમાં કંઈ એવી આફત નથી.

તોપણ પંચુએ કહ્યું, "પણ શું છે, કંઈ કહો તો ખરા."

દેવુએ શુભ્રાના ગાલમાં એક તમાચો ચોઢ્યો, અને કહ્યું, "કહું છું કે ચાલી આવ."

આમ જાહેરસ્થાનમાં આવો તમાશો.

સારી પેઠે શોરબકોર થયો ને ધમાચકડી મચી. શું થયું, શું થયું?

"મારી." અપમાનથી એનું મોઢું લાલલાલ થઈ ગયું હતું.

"ઠીક કર્યું છે. કહું છું કે આવતી રહે."

શુભ્રાએ ડોક ઊંચી કરીને કહ્યું, "ના. નહિ આવું."

"નહિ આવે એમ?"

"શા માટે આવું? હું કંઈ તમારી ગુલામડી થોડી છું? મામાએ મને આવવા દીધી છે,- ને એ આવ્યો દાદાગીરી કરવા? આવ પંચુ. પિક્ચર જોતા હતા, ત્યાં આ ધમાલ...છટ્, હું મને ફાવે તેની સાથે સિનેમા જોવા જાઉં તમારું શું જાય છે? પંચુ મારો બાળપણનો દોસ્તદાર છે."

અંદર ચાલી ગઈ, પંચુને ગળે હાથ મૂકતી.

હવે દેવુ શું કરે?

રેલ [illegible] પર આ[illegible] જાય? કે બનેવીના નાક પર મુક્કો લગાવી, ઘરમાંથી નીકળી [illegible] ાવે ત્યાં જશે?

પણ એ નિર્ણય પૂર્વે, ગૌતમે એને પકડ્યો.

"તું અત્યાર સુધી ક્યાં હતો? આ તરફ તો ચમેલીએ શરીર પર ઘાસલેટ રેડીને...."

"ચમેલી જેવી સાતગોળીનાં પાણી પીધેલી છોકરી..."

"એ જ તો આટલું જલદી ખબર નથી, કે પરિસ્થિતિએ કેવો વળાંક લીધો છે?"

"વિદ્યુત ક્યાં છે?"

"એ કંઈ થોડો અહીં છે? એના દગાને લીધે જ તો..."

સાળાએ, છાનામાના નોકરી મેળવી...પછી બધું સંભળાવીશ. હમણાં એ લોકો રાહ જુએ છે." પણ વિદ્યુતને નોકરી મળવાના સમાચાર તો ચમેલી માટે ભરઉનાળે વર્ષા જેવા. એને તો ખુશ થવા જેવું. ફટ કરતાં શરીર પર ઘાસલેટ રેડવાનું કારણ?

"કારણ શુ વળી? પેલાનો દગો. સાલો વિદ્યુત એની દીદીનો ઉપરી પોતાની એક ભત્રીજી જોડે વિદ્યુત લગ્ન કરે, એ શરતે નોકરી આપવા કબૂલ થયો.

તે એની દીદી પણ પોતાના એકના એક નાનાભાઈને....

આ વાત કરીને તમે એના બાપને બચાવી લીધા એ ક્યા સુધી, પોતાની જાતને લટકતી રાખે? આ તરફ એનો ઉપરી પણ તગાદો કરતો હતો. અર્થાત્ દીદીએ એની માને વચન આપ્યુ હતુ, કે વિદ્યુતનુ ઠેકાણુ ન પડે ત્યાં સુધી એ માબાપને રઝળાવશે નહિ. બાપનો તો રિટાયર્ડ થવાનો સમય થવા આવ્યો.

આ સમાચાર પ્રથમ બેકાર યુવકોના અડ્ડા પર આવ્યા હતા, બીજું શું થાય. આવુ જ બનેને?

આ લોકો કશા કામના નહોતા, એમની તરફ ભલે દુર્લક્ષ કરીએ. પણ આવે પ્રસગે એમની પર જ આધાર રહેતો. કોઈ મરે તો સ્મશાને લઈ જવામાં, માંદુ પડે તો હૉસ્પિટલ લઈ જવામા. એ લોકો જેટલા ઝડપી હતા, તેટલા બીજા કોઈ નહોતા. બીજા કોણ એવી કડાકૂટ કરે?

"પણ એ ભગવાનની દયા હતી, કે એને સ્મશાનમાં લઈ જવી પડી નહિ. હૉસ્પિટલમાં લઈ જવાથી જ કામ પત્યું. બચી જશે. પણ સારી પેઠે દાઝેલી હોવાથી, આખી જીદગી એને આ વાસ્તુપુર ગામમાં જ વિતાવવીજ પડશે."

"પોલીસ - થાણું?"

"ના, એ કશું થયુ નહિ. ચમેલીએ જાતે જ બયાન આપ્યું, કે જનતા સ્ટોવમાં કેરોસીન પૂરતા, એકાએક ભડકો થયો."

"પણ સળગતા સ્ટવમાં એ ગ્યાસતેલ ભરવા કેમ ગઈ?"

"ખ્યાલ રહ્યો નહિ. વિચાર્યું કે કંઈ થવાનું નથી."

"સાંભળીને એની કાકીએ કૃતજ્ઞતા અનુભવી હશે. નહિ તો કહી શકત કે કાકીના ત્રાસથી..."

"હા. એમ કહી શકત."

"કાકીએ જ તો હાથ અને મોઢું હલાવતાં હલાવતાં ખબર આપ્યા હતા. પણ આ વખતે ઢીલીઢસ થઈ ગઈ હતી. અભિમાનથી કહેતી હતી, કે મુખનજે કુટુંબનો વિદ્યુત, તારા ગળામાં હાર પહેરાવવા માટે વાટ જોઈને બેસી રહ્યો છે. એમ માનવાની ભૂલ કરતી હતી ને? અભિમાન ઓગળી ગયું ને? એ તો ફટાક કરતો દીદીની સાથે ઑફિસમાં ગયો ને? દીદીના ઉપરીની, ભત્રીજી જોડે લગ્ન કરશે, એટલે નોકરી મળશે. એ જાતનું લખાણ પણ થઈ ગયું છે. વિદ્યુતની કાકીએ જ છાનામાના વાત કરી. પણ વાત છાની ક્યાં સુધી રહે? ભીંતોને પણ કાન હોય છે."

"આમ કહીને આવી ત્યારે વિચાર્યું નહોતું, કે દિયરની દીકરીના બંધ ઓરડામાંથી બળેલાં કપડાંની વાસ આવશે."

"તો નસીબજોગ, એ સમયસર પહોંચી."

"ને નસીબજોગ, બચાવવા માટે એણે શેરી ગજાવી મૂકી. એથી તો થાણા પોલીસનાં લફરાંમાંથી એ બચી ગઈ, અલબત્ત છોકરીની પણ બદનામી થાય, એટલે એણે કહ્યું, "એકાએક અકસ્માત થયો ને એ દાઝીઝ઼ઝ઼ગઈ."

"એ લોકો જ્યારે હૉસ્પિટલમાંથી પાછા ફર્યા, ત્યાં સુધી વિદ્યુત ઘેર આવ્યો નહોતો. આજે જ એના લગ્ન વિષેનું પાકું થયું. એના બાપ, દીદી, વિદ્યુત, તથા દીદીનો ઉપરી બધાએ ભોજન-સમારંભ યોજ્યો હતો."

"તો વિદ્યુત પણ પાછો ફરશે, ત્યારે, ચમેલી દાઝી પણ મરી ન ગઈ, તે માટે એની તરફ કૃતજ્ઞતા વ્યક્ત કરશે. જોકે અડ્ડામાંના એક જણે કહ્યું, "મરી જાત તો સારું થાત. આમ અપંગ અવસ્થામાં જીવવા કરતાં મરવું ભલું."

"પણ જીવવુ મરવું, એમાં બધે સમયે કશો અર્થ હોય છે ખરો? કોણ જાણે ક્યારે શું થાય? મનુષ્ય કોઈ કસમયે કોઈ નિર્ણય લઈ લે, પછી આખું જીવન મૃત્યુવત જીવે."

શુભ્રા નામની છોકરીએ પણ શું એવી ભૂલ કરી નહોતી...? કદાચ જરા વિચાર કર્યો હોત. તો એનાં જીવનમાં આવો વળાંક ન આવ્યો હોત. પણ નાને મોઢે મોટી વાત કરવા જાય તો એવું જ થાય ને? બીજાને માટે સ્વર્ગની ટિકિટ ખરીદવા જતાં એણે એના જીવનનું સ્વર્ગ ગુમાવ્યું. ચમેલીની બાબતમાં -

ગઈકાલે સાંજ પછી મોડી રાત સુધીનો સમય ક્યાં વીત્યો તેની કોને ખબર...રાત પૂરી થતાં ઊઘતાં ઊઘતાં, બનેવીના ઘરમાં આવીને સૂતો.

સવાર શી રીતે વીતી તે કોને ખબર. ઓરડામાં તડકો ફેલાયો. આખા શરીરે પરસેવો વળ્યો હતો. એકાએક એને લાગ્યું, કે કોઈ એને પંખો નાંખે છે. આંખ ખોલતાં જ મૂંઝાયો, સ્મૃતિનો પડદો હઠાવવા પ્રયત્ન કર્યો.

તે પછી બોલ્યો, "તું અહીં શું કરે છે?" "કંઈ કરતી નથી. ફક્ત કહેવા આવી છું, કે કોઈ આવે એને જુએ તે પહેલાં આ રાખી લો."

"આ શું છે?"

"કશું નથી. પછી ખોલજો."

"હું હમણાં જ આ ઘર છોડી ચાલી જાઉં છું."

"એ તો હું જાણું છું. હવે અહીં રહેવાનો કશો અર્થ નથી. ફક્ત જતાં પહેલાં આ લઈ લો. ઝટપટ બૅગમાં રાખી દો."

"દેવુદા!"

દેવુએ કઠોર સ્વરમાં કહ્યું, "શું છે એમાં?"

"કહ્યું ને કે પછી જોજો."

દેવુએ શુભ્રાના હાથમા ગડી વાળેલા કાગળ પર ઝાપટ મારી. તે પછી કહ્યું, "આનો અર્થ?"

"અર્થનો વિચાર પછી કરજો. મામા ઘરમાં છે. કાલે સિનેમા હૉલમાં જે કંઈ થયુ, એ વિષે બોલવા વ્યાકુળ થઈ ગયા છે. ફક્ત કાલે બીજી એક ભયાનક ઘટના બનતા - બહુ સારુ કર્યું ચમેલી દીદીએ. છોકરીને માટે તો મરવું જ સારું. પણ તમને મારા સમ છે દેવુદા! મામા કશુ કહેવા આવે, કે તરત જ ઘર બહાર ચાલી જજો. એમ કહીને, 'આ તમારુ ઘર છોડુ છુ."

"ઓહ! તો તારો રસ્તો સાફ થઈ જાય કેમ? મને તો તારી સાથે વાત કરતાં પણ ઘૃણા ઊપજે છે. જા. જતી રહે."

"જાઉં છુ, જાઉં છુ. પણ તે પહેલા તમે આ – પાચ હજાર છે. હજીય તમારો ત્યા પૈસા જમે કરાવવાનો વખત વીતી ગયો નથી. આજે ચાલી જાઓ તો..."

દેવુ વધારે કરડાકીથી બોલ્યો, "કોના પૈસા?"

"બીજા કોના પૈસા તમને લાવીને આપુ? માનો કે મારા છે.

"પણ જો મામાને ખબર પડે -"

"તારા પૈસા! મારે એ માની લેવુ પડશે?"

"એમાં ન માનવા જેવુ કશું નથી, દેવુદા! તમે કહેતા હતા, કે હુ વેચાઉં તો કાણી કોડી પણ ન ઊપજે. પણ વેચાઈને મેં પાંચ હજાર મેળવ્યા."

એ પછી મામાએ સમજાવી - "પચુના કાકા પાસે ઢગલેઢોળ પૈસા છે, બીજાં લગ્ન કરવા...."

"પંચુનો કાકો! તારી જોડે. શી વાત કરે છે? અને એ પૈસા મને લઈ લેવા કહે છે? મારા મોઢા આગળથી ચાલી જા. તો હું જાઉં જ છું." કહીને દેવુ ઊભો થયો.

શુભ્રાએ કહ્યું, "જરૂર જજો. પણ આ લીધા વગર જવાનું નથી, તમારી આ સ્વર્ગની ટિકિટને માટે મારે નરકની ટિકિટ કઢાવવી પડી તે કંઈ નકામી જવા દેવાય?"

"કોઈએ કોઈને નરકની ટિકિટ લેવાનું કહ્યું નથી. જવા દે મને."

"જવા દઈશ. પણ આ લીધા વગર નહિ.'

"આમ કહેતાં શરમ નથી આવતી? નવાઈની વાત છે.!"

"શરમ આવતી હોત, તો શું તમારી સામે આમ આવીને ઊભી રહેત? જોઉં છું, કે આ લીધા વિના કેમ જતા નથી. "ફક્ત તમારી ચમેલી પાસે ગ્યાસતેલનો ડબ્બો છે, એમ ન માનશો."

પણ શુભ્રા નામની છોકરીને એ ડબ્બાનો ઉપયોગ કરવો પડ્યો? ના. ઉપયોગ કરવાની વારી ન આવી. આખરે બનેવીની સામેથી સરકી જતાં પહેલાં એણે પૈસા એની બૅગમાં મૂકી દીધા હતા. જતાં પહેલાં એણે પૂછ્યું હતું, એકદમ તને મામાને ભાણેજને વેચી દેવાની ઇચ્છા શી રીતે થઈ? મને કશું સમજાતું નથી? "એકદમ શાની દેવુદા! એમની ઇચ્છા તો ઘણા દિવસથી હતી. પંચુના કાકા કન્યાની શોધમાં છે એ જાણ્યું ત્યારથી હું જ મામાને ગ્યાસતેલ તથા ગળે ફાંસો ખાવાની વાત કરીને વશમાં રાખતી હતી!"

દેવુએ હતાશભાવે કહ્યું, "તો હવે શું થયું?"

"એ જ તો મોટા માણસની પત્ની થવાના કોડ જાગ્યા તેથી."

"શુભ્રા!"

"બોલો!"

"તારા વગરનું જીવન? એનો કશો અર્થ છે ખરો?"

"ભાગો દેવુદા ઝટપટ. એ બધાં પાંચાલીનાં ચીર – લાગે છે કે મામા આવે છે." એમ કહીને એ ઝટપટ દોડી ગઈ. જે વેચાયલા હોય તે થોડો હિસાબ રાખતા હોય છે? શુભ્રાના મામા પણ તો સ્વર્ણયુગની ટિકિટ કઢાવી ચૂક્યા હતા. એમનું ઈંટનું કારખાનું વિસ્તર્યું હતું. એમણે ઘણી ચીજોના ઇજારા મેળવી લીધા હતા. પંચાયતના પ્રમુખના સસરા બન્યા હતા. સારી પેઠે એમની ખાતરબરદાસ્ત થતી હતી. સુખ સામે ચાલીને એમની પાસે આવ્યું હતું.

વાસ્તુપુરમાં મોટેભાગે આમ જ વ્યવહાર ચાલતો હતો. વાસ્તુપુરની આ એક ટુકડો વાર્તામાં કશું નવું નહોતું. આ રીતે એક દલ ભાંગતાં બીજું દલ ઊભું થઈ જતું. શુભ્રા નામની છોકરીએ ઠીક જ કહ્યું હતું, "કશું બગડતું નથી!"

વિદ્યુત તેની લંગડી વહુને લઈને, સારી રીતે સંસાર ચલાવે છે, ચમેલી એના દાઝી ગયેલા શરીરની ચિંતા ન કરતાં, ખાય છે, પીએ છે, ઊંઘે છે અને વાર્તાની ચોપડી વાંચે છે. એની કાકીને મદદ પણ કરે છે.

દેવુ?

એની સારી નોકરી છે, અને સારાં ક્વોટર્સ પણ મળ્યાં છે. સુંદરી કહેવાય એવી, વિદુષી, પત્ની જોડે સુખચેનમાં રહે છે.

વાસ્તુપુર નામની એક જગ્યા, એના જીવનમાં હતી, એ ભૂલવાનો એ પ્રયત્ન કરતો હતો, એ યાદ શા માટે રાખે? દીદી અને બનેવીના આશ્રિત તરીકે એ રહેતો હતો, એ શું યાદ રાખવા જેવું હતું?

અચ્છા! સ્વપ્ના? એ રાતદિવસ કહેતી, ''આત્મહત્યા સિવાય બીજો આરો નથી.

એ સાસરે જતાં ખૂબ રડી હોવા છતાં, ઉત્સાહથી પરણી હતી, એનું ઘર કલકત્તામાં એક સારી જગ્યાએ હતું. એની આંખનાં આંસુ સૂકાતાં વાર લાગી નહિ. શું કરે? એના પ્રેમપાત્રને જો સાતજન્મે પણ એક નોકરી ન મળે તો એના બાપ શું છોકરાની તપાસ ન કરે?

તોપણ સંજયે વાસ્તુપુર છોડ્યું નહોતું, એને નોકરી તો મળી છે. એ પણ લોકલ ટ્રેનનો માસિક પાસ કઢાવી, અને સવારના પહોરમાં નીકળી જાય....શું કરે?

અને અનુરાધા માને એકલી છોડીને જવા તૈયાર નહોતી. એ દિવસે પિયરમાં રહેતી, ને રાતે સાસરે.

ખરું જોતાં પોતાના જીવનની શરૂઆતમાં કોઈ જાણતું નથી હોતું, કે એનું જીવન શી રીતે કોને હાથે નિયંત્રિત થશે...એવામાં કોઈ સ્વર્ગની ટિકિટ માટે દોડધામ કરે, તો કોઈ એ ટિકિટ મળી છે એમ વિચારી આત્મતૃપ્તિના સાગરમાં તરતા રહે.

# બારણાં વાસી દીધા પછી

"ખબર પડી?"

લાન્ટુ એ લોકોના તરુણ સંઘના ક્લબના ઓરડામાં આવ્યો અને સામેના ભાંગેલા બાંકડા પર બેસતાં બોલ્યો, "શચીન માસ્તરની છોકરી ભાગી ગઈ."

રંજિત, અમિતાભ, બાદલ અને સાગર એકસાથે બોલ્યા,

"ભાગી ગઈ? જા, જા. હવે."

"તદ્દન સાચી વાત છે. હું જાઉં છું."

લાન્ટુ ઊઠીને ઊભો થયો.

એનું નામ તો હતું લાલમોહન, પણ એના મિત્રો એને લાન્ટુ કહીને બોલાવતા. એ સિવાય પણ મિત્રો એનો ઉલ્લેખ કરતાં એને "ન્યૂઝ માસ્ટર", "વિશેષ સંવાદદાતા"ના નામથી એનો ઉલ્લેખ કરતા.

જેટલી દુર્લભ ગુપ્ત બાતમી, અને તાજા સમાચાર, લઈ આવતો. એથી બધાને આશ્ચર્ય થતું કે એ ક્યાંથી એ સામગ્રી મેળવતો હશે. કોઈ ઘટના બનતાં, લાગલો જ એ આવીને મિત્રોને પહોંચાડી જતો.

મિત્રોએ લાન્ટુનો હાથ પકડીને એને બેસાડી દીધો, ને કહ્યું, "રહેવા દે ગુસ્સે શા માટે થાય છે? પણ તારા સમાચાર એવા ચોંકાવનારા છે, કે એકદમ માન્યામાં ન આવે." લાન્ટુએ દાર્શનિકની અદાથી કહ્યું, "આ દુનિયામાં ન મનાય એવું કશું નથી. પણ ન મનાય એવું જ ઘણું બનતું હોય છે." ને લાન્ટુ દાર્શનિકની જેમ હસ્યો.

"તને કોણે કહ્યું?"

"મને? મને કોઈએ સમાચાર આપવાની જરૂર નથી. મને આકાશમાંથી કોઈ કહી જાય છે. પવન આવીને મને કાનમાં કહે છે. મારી છઠ્ઠી ઇન્દ્રિય મને ખબર પહોંચાડે છે."

"એ તો અમે જોઈએ છીએ પણ એઈ..."

"હું તો સમજી જ શકતો નથી. આ વંદના સાક્ષાત્ અગ્નિશિખા. રસ્તામાં મળે, અને એની જોડે જરા વાત કરવા જઈએ, તો એ આપણને એવી નજરે જુએ કે આપણે પગથી માથા સુધી સળગી જઈએ. એ છોકરી ભાગી ગઈ?"

"હા. ભાગી ગઈ."

"કોની જોડે ભાગી."

"હશે કોઈ રંગીલા જોડે."

"પણ આપણા આ બાદકુલ્લામા ક્યા એવો કોઈ રંગીલો છે?"

"હોત તો એ પણ ભાગ્યો હોત."

બધાએ સમસ્વરે આ પ્રશ્ન પૂછ્યો.

લાન્ટુએ કહ્યુ, "બાદકુલ્લાની એ છોકરી, બાદકુલ્લાના જ છોકરા જોડે ભાગી એમ મે ક્યા કહ્યુ?"

"તો એનો અર્થ એ કે કોઈ બહારનો છોકરો હતો." અમિતાભને આલંકારિક ભાષામા વાત કરવાનુ ગમતું. એણે આક્ષેપ કરતો હોય એવા સૂરમા થોડી ગંભીરતાનું મિશ્રણ કરતા કહ્યુ, "અહા! બિચારા શચીન માસ્તર. એમના જેવા સત્યનિષ્ઠ, આદર્શવાદી, મનુષ્ય ક્યા જડે? એમની પાસે જ સંસ્કાર પામેલી અને શીખેલી છોકરી ખરીને?"

"અરે, છોકરીની વાત જવા દે. એ તો પતગિયાની જાત. આગને જોતાં જ એને દીવા માનીને ઝપલાવે એને સાનભાન રહે નહિ."

હવે વાતોએ શચીન માસ્તર તરફ વળાંક લીધો.

"તુ ગમે તે કહે. પણ આ બન્યુ શી રીતે? મા મરી ગયા પછી, એ જ તો રાંધીને બાપને જમાડતી."

"ખરેખર! શચીન માસ્તરની દશાનો વિચાર કરતા એટલુ મન ખાટુ થઈ જાય છે! લાન્ટુ, તે બરાબર સાભળ્યુ છે ને? એટલે કે તારી કઈ ભૂલ નથી થતીને?"

"લાન્ટુ ક્યારેય પાકે પાયે ખબર ન જાણે ત્યાં લગીએ કોઈને કહેતો નથી."

"ઓહો, એ એવી રીતે ફરતી, કે જાણે જગતમા કોઈનીયે પરવાહ કરતી નથી."

"પણ માસ્તરસાહેબની તો ખૂબ સેવા કરતી."

"શુ કરતી, કે શુ ન કરતી, તે વિષે આપણને ક્યા કશી ખબરઝ્ઝછે?"

"આશ્ચર્ય! એ વન્દના!"

"અચ્છા, બહારનો છોકરો એને મળ્યો ક્યાથી?" એક દિવસને માટે પણ કોઈ બહારનુ માણસ એના ઘર તરફ ફરકતું નહિ."

"શુ આપણે રાતદિવસ શચીન માસ્તરના ઘર પર પહેરો ભર્યા કરીએ છીએ?"

"અરે ભાઈ! આ મામલો એવો છે, કે કોને કોણ ક્યાં મળે છે, તેની ભગવાનને પણ ખબર હોતી નથી."

"છી. આપણા બાદકુલ્લા ગામની બધા કરતાં સુંદર છોકરીને બહારનો માણસ ઉપાડી ગયો."

આ ઘટનાની ચર્ચા એ છોકરાઓ જાણે પૂરી કરવા ચાહતા નહોતા. જેવી રીતે બળતી આગમાં, ઇંધણ ઉમેરીને આગને સળગતી રાખવામાં આવે છે, તેવી રીતે,

આક્ષેપ, હતાશા, વિસ્મય, શચીન માસ્તરના દુ:ખ પ્રત્યે સહાનુભૂતિ, વગેરે દ્વારા, વન્દનાના ભાગવાના પ્રસંગને એ લોકો જીવતદાન આપતા હતા.

ખૂબ લાંબી ચર્ચા પછી એ લોકોએ એક ઠરાવ પસાર કર્યો કે ક્લબના બધા સભ્યો. શચીન માસ્તરને ઘેર જઈ એમના દુ:ખમાં સહાનુભૂતિ દર્શાવે. અર્થાત્ એમના શોકમાં એમને સાંત્વન આપે.

આ પણ એક જાતનો શોક જ ને? એમનું એકમાત્ર સંતપ્ત એમને છોડીને ગયું. એમણે એને ગુમાવ્યું.

એ બધા છોકરાઓ શચીન માસ્તર પાસે ભણ્યા હતા.

એટલે આ તો એમનું માનવતાભર્યું કર્તવ્ય હતું. એકમાત્ર ગુરુના ગુરુતર દુ:ખમાં, એમનો ભાર ઓછો કરીને, આવવાનું. પણ જઈને વાત શી રીતે ઉપાડવી? એ જ તો સમસ્યા હતી.

"માસ્તરસાહેબના ઘરમાં બીજું કોઈ તો હતું નહિ, કે જેની આગળથી માસ્તરની મનોદશા જાણી શકાય."

"એ વાતમાં તો તું સાહસિક છે. કહેને શી રીતે વાત શરૂ કરવી?"

"એમાં શું મૂંઝાવાનું? જઈને થોડીવાર બેઠાં પછી કહેવાનું, "માસ્તરસાહેબ! તમારી દીકરી કેમ દેખાતી નથી."

"શું ધૂળ જેવી વાત કરે છે? આપણે ક્યારેય એમને ત્યાં ગયા નથી. એથી જઈને છોકરીની વાત પૂછીએ તે કેવું કઢંગું લાગે?"

"ઠીક છે. તો જો માની લો -"

લાન્ટુએ વિજેતાના સૂરમાં કહ્યું, "એમાં એટલો બધો પહેલેથી વિચાર કરવાની શી જરૂર છે. હું તમારો ભોમિયો બનીને આવું છું. જઈને બેઠા પછી સીધા જ કહેવાનું. "માસ્તરસાહેબ! અમને એકાએક બહુ ખરાબ સમાચાર મળ્યા છે. તેથી...
"ઠીક છે. તારી કામગીરી તને જ સારી રીતે ખબર. પણ જો એ પૂછે કે ક્યાંથી સમાચાર સાંભળ્યા? તો તું એમ કહે જે કે આકાશમાંથી, હવામાંથી."

"તે વખતે શું કહેવું તે જોઈ લેવાશે."

હાં. બીજે દિવસે ભરબપોરે માનવાથી પ્રેરિત પાંચ છ છોકરા શચીન માસ્તરને બારણે આવી પહોંચ્યા.

ઘરમાં અકળાવનારી શાન્તિ હતી.

એ નિશાળમાં ઉનાળાની રજાના દિવસો હતા.

શ્રદ્ધાળુ શચીન માસ્તર મનમાં વિચારતા હતા કે ભગવાનની દયા છે કે આ રજાના દિવસો છે.

સવારના પહોરમાં પથારીનો વીંટો કરી, ફક્ત પલંગનાં પાટિયાં ઉપર સૂતાં સૂતાં શચીન માસ્તર ભગવાનની દયાનો વિચાર કરતા હતા.

એક માળનું મકાન હતું. બહારની બધી બારીઓ બંધ હતી. તો પણ ગામડાગામનું

જૂનું ઘર તેમાં બારીબારણાં વચ્ચે પડેલી ફાટમાંથી એમના ઓરડામાં સારા પ્રમાણમાં પ્રકાશ હતો અને ગરમ પણ હતો. અત્યારે ઘોમધખ્યા છે એમ લાગતું હતું. શરીરમાં પણ લાહ્ય બળતી હતી.

સવારે તો નાહ્યા હતા. તોપણ?

નાહ્યા પછી કંઈ કરવાનું હતું નહિ તેથી? વિચાર્યું હતું કે ચા કરીને પીવાનું. કાલે તો ચા કરીને પીધી હતી. આજે કોણ જાણે કેમ પણ ઊઠવાનું મન થતું નહોતું. પોતાને માટે કશું જ કરવાનું મન થતું નહોતું. તોપણ ધીરેથી ઊઠ્યા.

પેટમાં, કે છાતીમાં, આખા શરીરમાં ચૂંક આવતી હોય એમ લાગ્યું. એ ખાટલામાંથી ઊભા થયા, ને ઓસરીમાં આવ્યા. પાસેના ઓરડાનો આગળો ઉઘાડેલો હતો.

આ આગળો કોણે ક્યારે ઉઘાડ્યો હશે?

તો તે શચીન માસ્તર જાણતા નહોતા. એ ઓરડો ઉઘાડીને જોયું પણ નહોતું. કોણ જાણે અંદરનું દૃશ્ય કેવું હોય!

એ ઓરડાની પાસે એક નાની ઓરડી હતી, જૂના સમયની. માલસામાન ભરવા માટે એનો ઉપયોગ થતો. માસ્તરની પત્નીના મૃત્યુ સુધી એનો રસોડા અને સામાન ભરવા બન્ને માટે ઉપયોગ થતો. ઓસરીમાંથી પસાર થઈને નીચે ચૂલો સળગાવવા કોણ જાય?

વન્દના નામની એક ઉજ્જ્વલ દીપ્તિ એ ઓરડીમાં બે સ્ટવ સળગાવી રસોઈ કરતી.

કાલે એકવાર શચીન માસ્તરે સ્ટવ સળગાવ્યો હતો. એમણે ચા બનાવી હતી. એનો બધો સરંજામ જમીન પર એમને એમ પડ્યો હતો. એની તરફ અણગમો વ્યક્ત કરતી નજર નાંખી, ઉપર અભરાઈ પર મૂકેલા ડબ્બા લઈને ખોલ્યા. એમાં દાળ, ખાંડ અને રવો હતો. એક કાગળના પડીકામાં થોડા પૌંઆ હતા.

એમણે આમતેમ નજર કરીને એક ઢાંકણું લીધું. એમાં થોડા પૌંઆ નાખ્યા ને બહાર આવ્યા. ઓસરી આગળનું બારણું ઉઘાડીને ચોકમાં આવ્યા. અહીં એક જૂનો કૂવો હતો અને પાસે પાણી કાઢવાનો પંપ હતો. પાસે જ થોડી છૂટી જમીન હતી અને વાડ હતી. વાડની ઉપર એક ફાટેલો ટુવાલ રાખેલો હતો. શચીન માસ્તર શરીર લૂછવા એક કપડાંના કટકાનો ઉપયોગ કરતા, ટુવાલનો નહિ.

શચીનને એવો ખાસ કોઈ શોખ નહોતો. તોપણ કેટલીક શોખની ચીજો એના ઘરમાં હતી. એક વખત ઘણા સમય પહેલાં યુવાનવયે એ ચીજો એમણે ઘરમાં આણેલી.

એ એક વખતના શોખીન પુરુષ, હવે વાળઝાડ કરતા, વાસણ માંજતા, રાંધતા, કપડાં ધોતા, પંપથી પાણી ખેંચતા, અને જરૂર પડ્યે સગડીમાં ભરવા કોયલા પણ ભાંગતા. આ બધું વેઠ ઉતારતા હોય તેમ નહિ, પણ રાજીખુશીથી કરતા. એમણે પૌંઆનું ઢાંકણું એક હાથમાં રાખી, બીજે હાથે પંપ ચલાવી પાણી ખેંચ્યું. થોડું પાણી ઢાંકણાં પર પડ્યું. થોડા પૌંઆ નીચે વેરાયા. બરાબર એ જ વખતે પાંચ છ તરુણો, વાંસનો ઝાંપો ઉઘાડીને ઘરમાં આવ્યા. ''આ શું? સર, પૌંઆ ધૂઓ છો?''

''હા. પેટનું ભાડું તો ચૂકવવું જ પડે ને? પણ તમે લોકો, આ વખતે એકાએક?''

લાન્ટુએ બધાને હઠાવીને આગળ આવીને કહ્યું.

''એક માઠા સમાચાર સાંભળીને અમે આવી પહોંચ્યા. સાંભળ્યું છે કે તમારી દીકરી ખોવાઈ ગઈ છે તે જડતી નથી.''

માથે સૂર્યનો આકરો તાપ હતો. જાણે આગ વરસતી હતી. આંખે અંધારાં આવે એવું વાતાવરણ હતું, તો પણ શચીન માસ્તર, આમ ઊભા રહ્યા હતા. એમણે જોરથી હસતાં કહ્યું, મારી દીકરી જડતી નથી? વન્દનાની વાત કરો છો? એને ખોળવા કોણ ગયું હતું. તમે લોકો? વચને લાન્ટુને પાછળથી એક ચૂંટી ખણી. બીજા બે ચાર પગલાં પાછળ હઠ્યાં.

લાન્ટુ આમતેમ જોઈને બોલ્યો, ''એટલે કે અમે એવું સાંભળ્યું. કોઈકે કહ્યું.''

''કોઈકે કહ્યું? બહુ સારું. એટલે તમે પણ...તમે લોકો મારી પર ખૂબ લાગણી રાખો છો, એટલે અહીં આવ્યા. તેથી તમને કંઈ કહેતો નથી. બીજું કોઈ હોત ને આવી વાત કરતા તો તરત જ તેને પોલીસને હવાલે કરત. સમજ્યા? અરે ભાઈ! એ કલકત્તે એના મામાને ત્યાં તેનાં છોકરાનાં લગ્ન છે તે નિમિત્તે ગઈ છે. એની કેન્ટનગરમાં જે માસી રહે છે, તે એને આવીને સાથે લઈ ગઈ છે. અને તમે લોકોએ હો. હો. કરી મૂકી? છી. છી.''

''માફ કરો સાહેબ! એકદમ આવા સમાચાર સાંભળ્યા એટલે?''

તરત જ બધાએ નીચા વળીને શચીન માસ્તરની ચરણરજ લીધી, અને ઝાંપો ઉઘાડીને ચાલ્યા ગયા.

રસ્તા પર આવતાં જ બધા મળીને લાન્ટુ પર તાડૂક્યા. એઈ મસ્તાન. તને પાકે પાયે સમાચાર ન મળે ત્યાં સુધી તું કોઈને જણાવતો નથી ખરું? આવી જૂઠી ખબર આપી અમને બેવકૂફ બનાવવા આવ્યો હતો? શચીન માસ્તરે બરાબર કહ્યું, કે બીજા કોઈ હોત, તો પોલીસના હાથનો ઢોર માર ખાવો પડત. માસ્તર ખૂબ ભલા એટલે આપણે આમ હેમખેમ ચાલી આવ્યા.

લાન્ટુએ ધીરે સાદે કહ્યું, ''તમે વિશ્વાસ રાખો ખૂબ ભરોસાદારજ્ઞ માણસે...''

''તો એમ માનવું પડે કે સાહેબ જૂઠું બોલ્યા. પૂર્વમાં ઊગતો સૂર્ય પશ્ચિમમાં ઊગ્યો સાંભળ્યો છે? પણ લાન્ટુ તેં તો પશ્ચિમમાં સૂર્યને ઊગતો દેખાડ્યો. આ છોકરો તો આપણને ગરદન મારે.''

એ લોકો ગયાં પછી પણ શચીન માસ્તર ઘણી વાર સુધી તડકામાં ઊભા રહ્યા. તે પછી બબડ્યા. ''હું અહીં શા માટે ઊભો છું.'' પછી યાદ આવ્યું કે પૌંઆ પાણીથી ધોવા પંપ પાસે આવ્યા હતા. એ ઢાંકણ તરફ નજર નાંખી પણ પૌંઆ જણાયા નહિ. કાગડાઓએ આવીને પૌંઆની ઉજાણી ઊજવી હતી.

ખાય જ ને? માસ્તરે મનોમન કહ્યું, નજર સામે ખાવાનું પડ્યું હોય તો કોણ છોડે?

બહુ સારું કર્યું.

કાગડાઓની હિંમત તો જુઓ એમને જરાય બીક લાગી? પૌંઆનો માલિક સામે જ ઊભો હતો, પણ શા માટે એની પરવા કરે? માલિક તો પથરો, ઈંટ, કે ઢેખાળો મારવાનું તો દૂર રહ્યું, પણ એક સિસકારો પણ કરતો નથી. તો ભલે ખાતા.

પાછા આવ્યા. ઓસરીનું બારણું ઉઘાડું રહી ગયું તે તરફ ધ્યાન ન આપ્યું. બંધ હોય તોપણ, બકરાં, કૂતરાં, બિલાડાં તો અંદર આવે છે.

સ્ટૂલની ઉપર મૂકેલા કુંજામાંથી પ્યાલામાં પાણી રેડીને પીધું માંડ પા પ્યાલો પાણી હશે. ખલાસ થયાં પછી પાણી ન ભરે તો બીજું શું થાય? પાણી પીને પાછા ખાટલા પર બેઠા.

આ જોતાં જોતાં ઘરડા થયા. તે દીવાલ પર પડેલાં ગાબડાં તરફ એ જોઈ રહ્યા. આ ઘરની દીવાલને ઠીકઠાક રાખનારી વન્દના નામની છોકરી કપૂરની માફક ઊડી ગઈ હતી.

દીવાલની ઉપર જ્યાં ગાબડાં પડ્યાં હતાં, ત્યાં વન્દનાએ એવી રીતે સજાવટ કરી હતી, કે ગાબડાં નજરે ન ચઢે. એકાદ કૅલેન્ડરનું ચિત્ર, અથવા પોતે જ દોરેલું ચિત્ર, ત્યાં લટકાવેલાં હતા.

એક જગ્યાએ તો ઈંટ ખસી ગયેલી. રોજ બાપની જોડે વંદના ઘરની મરામત માટે ઝઘડો કરતી, કહેતી "જુઓ બાપુજી! આ દીવાલ આપણી સામે દાંત કાઢે છે."

એ જગ્યા પણ એક માટીનો મુખવટો ત્યાં રાખીને ઢાંકી રાખી હતી. એક સાંતાલ નારીનું એ મ્હોરું હતું. શોખથી દીવાલને એક ખૂણે ડાંગરનો વાઢેલો છોડ રાખ્યો હતો. પિતાને કહ્યું, "ખૂબ સરસ વળો છે ને બાપુજી. કેટલીક નાની ચીજો ગોઠવીને પણ ઘર સારી રીતે સજાવી શકાય છે.

એને સુંદરતાનો ખૂબ મોહ હતો.

શચીન માસ્તરે આશ્ચર્યથી કહ્યું, "એકાએક એના બાપના મોઢાને અસુંદર બનાવીને એ ચાલી ગઈ. હવે આખી દુનિયા એની મજાક કરશે, અને એની ઠેકડી ઉડાવશે."

અને એ હતભાગીને, એ ભાંગ્યુંતૂટ્યું ઘર ઢાંકવા માટે ડાંગરના છોડવા ત્યાં રાખવા પડશે. કૅલેન્ડરનાં ચિત્રો ટાંગવાં પડશે, અને મ્હોરાં લટકાવવાં પડશે.

એ ઊઠ્યા. પાછા પાણી પીવા ગયા. પ્યાલામાં થોડાં ટીપાં હતાં, તે ગળે ઉતાર્યાં. તે પછી પાછા બેઠા. અને આશ્ચર્યથી વિચાર કર્યો કે આખું જીવન અવાક્ થઈને વિચાર કર્યા કર્યો, કે માણસ શી રીતે ફટાફટ જૂઠું બોલી શક્તો હશે? ને જૂઠું બોલતાં એને દુઃખ નહિ થતું હોય? એ બની જ શી રીતે શકે?" ને હવે?

**મેં એ જ કર્યું. ફટાફટ જૂઠી વાત સાફ શબ્દોમાં કહી જરાંય સંકોચ ન થયો. જીભ થોથવાઈ નહિ. પણ રસપૂર્વક જૂઠી વાત ઊપજાવીને કહી. જાણે આ તો સહજ હોય, એમાં કશું અસ્વાભાવિક ન હોય. ખરેખર જગતમાં ન મનાય એવું કશું નથી. શું બે દિવસ પહેલાં આ શચીન માસ્તર સાચું માની શકતો હતો, કે જૂઠું બોલીને**

સ્વસ્થતા અનુભવી શકાય? એમણે માન્યું, કે એમણે શૂરાતનનું કાર્ય કર્યું.

અહા! ભગવાનની કેવી કરુણા છે? એમની જીભને ટેરવે આવી ગયું હતું કે "મારે પણ જવું પડશે."

બસ ભવિષ્ય નિર્દિષ્ટ થઈ ગયું.

હવે ઘરની બધી સાંકળો ઉઘાડીને બહાર નીકળી પડવાનો વારો આવ્યો છે. એ સાંકળો બંધ કરવાની હવે શચીન માસ્તરની જવાબદારી નહિ રહે.

અહા! કેવી મુક્તિ!

બારણાં વાસીને હવે ફરી પાછાં ઉઘાડવાં નહિ પડે. એવો વિચાર કરવાથી મુક્તિનો સ્વાદ ચાખવા મળે ખરો? શચીન માસ્તરે વિચાર્યું એનો અર્થ એ થયો કે મારી પહેલાં જ મારી છોકરીને એની જાણકારી થયેલી.

એમને એની ઉપર અપાર મમતા ઊપજી.

# બેઆબરૂ

"નની ઠાકુર ગુજરી ગયા? એમ?"

વિભૂતિ ચોંકી ઊઠ્યો. જોકે એ ચોંકવા જેવા સમાચાર નહોતા. દ્વિજપદે હસતાં હસતાં કહ્યું, 'વિભૂતિ! તેં તો અમને ચમકાવી દીધા. તું તો જાણે એવી વાત કરે છે, કે એ અકાળે ગુજરી ગયા હોય!" વિભૂતિએ પોતાની જાતને સંભાળી લીધી. એણે કહ્યું, "જરા. થોભ. એ સાંભળીને તમે લોકો શું ચોંકી ગયા? નની ઠાકુરદા, મરી જશે, એવો વિચાર જ આવતો નહોતો. એમ થતું કે જેમ સૂર્ય, આકાશ, હવા, હતાં, છે, ને હવે તેમ ઠાકુરદા ઘરડાં હોવા છતાં સદા હશે જ."

"અહાહા! સરસ વાત કરી તેં અહાહા! તારા ઠાકુરદાની ઉંમર કેટલી હશે?"

"મારા જ શા માટે આખી શેરીના ઠાકુરદા તે તારા પણ ખરાજ઼જ઼ને?"

"તારી પર એનો વધારે પ્રેમ હતો તેથી કહું છું."

"એ તો ગામમાં એમની પડખે જ રહેતો હતો ને તેથી?"

"પડોશમાં તો ઘણા રહે છે. બધા તો એને દુર્વાસા કહેતા. તને ખબર નથી એમની ઉંમર કેટલી હતી તે? એ લોકો તો કહે છે. એકસો."

"અરે નાના! ભૂતિ ફોઈને બરાબર ખબર છે એ કહેતા હતાં બાણું."

"હા. ફક્ત બાણું! તો તો કહેવું પડશે અકાલ મૃત્યુ."

દ્વિજપદ બધા દાંત દેખાય તેમ હસતાં હસતાં બોલ્યો.

"તારું મોઢું જોતાં તે લાગે છે, તને જબરો આઘાત લાગ્યો છે. કેમ, ધોતિયું લઈને એમને ઊંચકવા જાય છે? લાગે છે કે તારી પર આભ તૂટી પડ્યું. હા. હા. હા."

"રહેવા દે. બકબક ન કર." કહીને વિભૂતિ ઘેર જઈને ધોતિયું લઈ આવ્યો.

"ક્યારે ગયા?"

"ભગવાનને ખબર. મધરાતે, કે રાતને પાછલે પહોરે. સાંજે તો દેવુએ સ્ટેશને આવતાં એમને ઓટલા પર બેઠેલા જોયા હતા. ...કબૂ કાકાએ નાડી જોઈને કહ્યું, "ઘણા વખત પહેલાં મર્યા છે. એનો અર્થ શનિવારે રાત્રે જીવ ઊડી ગયો, બીજું શું?"

"ના. ના. એ તો મનુષ્ય યોનિમાંથી ભૂતયોનિમાં પ્રવેશ્યા." દ્વિજપદે બધા દાંત દેખાય એમ કહ્યું.

"પણ ડોસો પોતાનો આખરી સમય પસંદ કરીને ગયો. શનિવાર ન હોય

તો એ તમારી બધાની કાંધે ચઢી શકત? દેવુ, સત્ય, શિશિર, તું બધા આ અઠવાડિયે આવી ગયા છો...ચાલ, અહીંથી સ્મશાનયાત્રાની જાહેરાત કરતાં કરતાં જઈએ.'' કહીને અસભ્ય દ્વિજપદ, જોરજોરથી બૂમ પાડવા લાગ્યો, ''રામ બોલો, ભાઈ રામ.'' નની ઠાકુરનું મરણ એને માટે તો મજાકનો વિષય હતો.

નની મુખજ્જે આ ગામનો શિરોમણિ હતો.

બધા એનો આદર કરતા.

એમની બહુ મોટી નોકરી હતી. દિલ્લી, લખનૌ તથા કાનપુરમાં રહેલા. નિવૃત્ત થયા પછી કલકત્તામાં ઘર ભાડે ન લેતાં, છોકરાઓને છાત્રાલયમાં રાખી, ગામમાં આવીને રહ્યા. લોકોએ કૃતાર્થતા અનુભવી.

નની મુખજ્જેએ ગામના વિકાસ માટે પણ ઘણું કર્યું હતું. પોતે તનતોડ મહેનત કરી હતી. લોકો પાસે પણ મહેનત કરાવી હતી. એક પુસ્તકાલય ખોલ્યું હતું. અનેક જગ્યાએ લખાણ કરી, ગામની પ્રાથમિક શાળાને, ઉચ્ચતર માધ્યમિક શાળામાં ફેરવી હતી. ગામના ખરાબ છોકરાઓને સીધે માર્ગે વાળ્યા હતા.

પણ એ બધું ક્યારે? થોડા દિવસ પહેલાં પુસ્તકાલયની રજતજયંતી ઊજવાઈ હતી. નિશાળે તેની પ્રાથમિક શાળાની સ્થાપનાની તારીખથી ગણતરી કરી. તે દિવસે સુવર્ણજયંતી ઊજવી પણ તેથી કંઈ છોકરાઓ નની ઠાકુરની સેવા થોડી યાદ રાખવાના હતા? આ બધું બન્યું ત્યારે વિભૂતિના સ્વર્ગસ્થ પિતા પણ યુવક હતા. એ નની ઠાકુર સાથે સોગઠાંબાજી રમતા.

તે પછી નાટકના કેટલા પડદા ઊંચકાયા, ને પડ્યા. એક સમયે એમની ખૂબ જાહોજલાલી હતી, બોલબાલા હતી. પત્ની હતી, વિધવા ભાણેજ હતી, છોકરાઓએ કલકત્તામાં ઘર વસાવ્યું હોવા છતાં દર અઠવાડિયે ઘેર આવતા, કલકત્તામાં મળતાં દરેક મોસમનાં ફળો અને શાકભાજીથી ઘર ભરેલું રહેતું અને મહોલ્લાના લોકોને પત્ની અને ભાણેજીના અજાણતાં, કેટલીય ચીજો છાનીછપની આપતા.

નની ઠાકુરના રસોડામાં બજારમાં જે મોંઘામાં મોંઘી ચીજ હોય તે જ લાવીને રંધાતી.

આ બધું વિભૂતિએ સાંભળ્યું હતું. એને તો નની ઠાકુરનો રવિ પશ્ચિમે ઢળતો હતો તેનું જ સ્મરણ હતું. તે વખતે, પત્ની પણ મૃત્યુ પામેલી, ભાણેજી પણ. છોકરાઓ બાપને એમને કલકત્તાના ઘરમાં લઈ જવા માટે આગ્રહ કરી કરીને થાક્યા, ને પછી ગામ આવવાનું પણ છોડી દીધું. નની કહેતા, ''હવે આ ઉંમરમાં એમના પંખીના માળામાં જઈને રહેવું ગમે? અને તે પણ એક માળો નહિ, ત્રણ જુદા જુદા માળા.''

એ વખતે નની મુખજ્જેના મહિમાથી અંજાયા હોય એવા કોઈ ગામમાં રહ્યા નહોતા. ઘણા શહેરમાં, છોકરાઓને ત્યાં ચાલી ગયા હતા. જે કંઈ રહ્યા હતા. તે પોતાની જ દુગ્ધામાં હતા. ગ્રામજીવનમાં પણ ક્રમશઃ ઘણી જટિલતા આવતી ગઈ. જે લોકો, સાવ ભિખારી જેવા હતા, તેઓ હવે પહેરેઓઢવે તથા ખાધેપીધે સુખી

હતા. લોકોએ ભ્રષ્ટાચારમાં નિપુણતા મેળવીને પૈસો સંઘર્યો હતો. કોણ હવે કોની પરવા કરે? નની મુખજજેને હવે હાથ ધરવો પડે એવી પરિસ્થિતિ ઊભી થઈ હતી. મોટું રસોડું, એમાં મોટાં મોટાં વાસણો કાટ ખાતાં હતાં અને જનતા સ્ટવ પર નાની તપેલી ચઢાવીને એક વાર રસોઈ બનાવતા, તે જોવાની હવે કોને પડી હોય. અને જુએ તો પણ કશો ભાવ ન જન્મે.

જે માણસ પોતાની દુર્બુદ્ધિને કારણે, પોતાની દુર્ગતિ આમંત્રે. તેને માટે કોને કશી સહાનુભૂતિ થાય? છોકરાઓ બોલાવ્યાં કરે તોયે એમને ત્યાં જાય નહિ. જાતે રસોઈ કરે, તેમાં અનેકવાર દાઝે, તેને માટે લોકોને ક્યાંથી માન-સન્માન હોય?

તો પણ એંશી વર્ષ સુધી નની મુખજજે, મથતા રહેતા, સાહસપૂર્ણ જીવન જીવતા, પોતાનું બધું કામ પોતે કરતા, ને ઊજળું ધોતિયું તથા કફની પહેરી સાંજે પુસ્તકાલયમાં અચૂક જતા, સાંજના ભોલાની દુકાન પર બેસીને, કચોરી, જલેબી, સમોસાં, ખાઈને રાતનું ભોજન પતાવી લેતા.

વિભૂતિ તે વખતે તાજેતરમાં જ કૉલેજમાં દાખલ થયો હતો.

સાચું કહીએ તો વિભૂતિને નની ઠાકુર તરફ ઘણી મમતા હતી. એમની સેવા કરવા હંમેશાં તત્પર.

એ જ્યારે કહેતા, "જા. જા. હવે. છોકરાઓ પાસે રહેવા જઈને રાંધ્યું અનાજ ખાવું. એથી મારો શો ભલીવાર થાય? સ્વતંત્રતા જેવું કશું પછી રહે ખરું? છોકરા વહુના તાબામાં રહીએ એટલે જ સ્વતંત્રતાની પૂર્ણાહુતિ." ત્યારે વિભૂતિને એ વીરપુરુષ લાગતા. વળી એ જ્યારે જોતા કે પંપમાંથી પાણી ખેંચીને એ પોતાનાં કપડાં જાતે ધોતા, ને દોરી પર સૂકવતા, ને પછી ઓટલી પર બેસીને હાંફતા જ્યારે ત્યારે એમને માટે ખૂબ માયા ઊપજતી. ને એ જઈને પંપનો હાથ હલાવી, પાણી ખેંચતો.

એ વખતે નની ઠાકુર કહેતા, "તું છે એટલે આટલી મદદ લઉં છું, કારણ તારા હૃદયમાં સાચી લાગણી છે. બીજા તો સાળાઓ મોઢેથી ઠાકુરદા કહે, અને પાછળથી મોઢું મચકોડે. મેં પુસ્તકાલયમાં જવાનું છોડી દીધું છે ત્યાં આવતા બદમાશોની લ્હાયને કારણે સમજ્યો? ગિરિ બાલા પુસ્તકાલય નની મુખજજેની માને નામે છે, તે એ હતભાગીઓને ખબર નથી. જવા દે, જગતપુરનાં મેદાન, ઘાટ, પ્રકાશ, તથા હવા તો કોઈ છીનવી શકવાનું નથી."

"ના. એ તો કોઈ છીનવી શકે જ નહિ."

જીવનના છેલ્લા શ્વાસ સુધી નની મુખજજે, એ મેદાનો, ઘાટ, હવા, તથા પ્રકાશને યથેચ્છ ભોગવતા રહ્યા.

રોજ એક વાર, ફરવા તો જતા જ, અને તે પણ ઊજળાં ધોતિયું તથા કફની પહેરી, લાકડી લઈને : એ લાકડી પણ હલાવતાં હલાવતાં ચાલ્યા જાય. આખરી દિવસોમાં લાકડી હલાવતા નહિ, પણ એનો ટેકો લઈને ચાલતા. તોપણ એમની ચાલ તો પહેલાં જેટલી જ ઝડપી રહેતી.

લોકો કહેતા : ''ડોસાને બીજો તો કંઈ ખરચો છે નહિ, છો એ ધોબીને ખટાવતો.''

એમની વાત ખોટી નહોતી. એમના પેન્શનનો મોટો ભાગ એમના પહેરવેશ, પાછળ ખરચાતો, ખાવાનુ તો લગભગ શૂન્યવત્ બની ગયું હતું. ઉંમર વધતી જાય, તેમ ખોરાક ઓછો થતો જાય, એ તો સ્વાભાવિક છે, પણ માછલીની જોડે બાફેલા બટાકા, કૈ દૂધની સાથે પાણી લેવાય કે નહિ, એ ચર્ચાનો વિષય બનતો.

એક દિવસ ફરવા નીકળેલો વિભૂતિએ આવીને જે દશ્ય જોયું, તેથી તો એ હેબતાઈ ગયો. ''આ શું ઠાકુરદા, તમે ધાણી પાણીમાં ભીંજવો છો?''

ઠાકુરદા એમના સ્વભાવ પ્રમાણે હસતાં હસતાં બોલ્યા, ''પાણીમાં તો ભીંજવાતા હોય છે. અઢી રૂપિયે લિટરના રજની ગોવાળના પીપના પાણીમાં ભીંજવવા કરતાં કૂવાના પાણીમાં ભીંજવવા એ સારું નહિ?''

ભૂતિ ફોઈએ કહ્યું હતું, ''હવે કેટલો વખત હાથ દઝાડીને રસોઈ ક્યાં કરશે? બપોરના મારે ઘેરથી થાળી મોકલવાની વ્યવસ્થા કરવા દો.''

નની ઠાકુરદાએ સાફ ના પાડી દીધી.

''ગાંડી થઈ છે? હવે મરતી વખતે ભોજનનુ દાન લઉં? ને હવે કેટલા દિવસ હાથ દઝાડવાના છે? આખું શરીર બાળવાના દિવસો તો આવી પહોંચ્યા.''

ભૂતિએ ઘેર જઈને એના છોકરાઓને કહ્યું, ''મને ખબર હતી, કે આમ જ કહેશે, એના સિદ્ધાંતમાં જરાય બાંધછોડ ન કરે.''

તો પણ એક દિવસ બાંધછોડ કરવી પડી.

વિભૂતિ એનો સાક્ષી છે.

એક દિવસ વિભૂતિને બોલાવીને એમણે કહેલું, ''મારું એક કામ કરશે ભાઈ? મહોલ્લાના કોઈને કહેવાની ઇચ્છા નથી. તું છે તેથી કહું છું.''

સાંભળીને વિભૂતિએ કૃતાર્થતા અનુભવી...પણ એવામાં દ્વિજપદ બૂમો પાડવા લાગ્યો. ''રામ બોલો ભાઈ રામ.''

''ઓ દ્વિજ! આ શું માંડ્યું છે. હજી નનામી તો ખભા પર લીધી નથી, ને ''રામ બોલો'' કેમ કરવા લાગ્યો.?''

દ્વિજપદે જવાબ આપ્યો, ''રામ બોલો'' બોલું છું તારી ઊંઘ ઉડાડવા. શોકને લીધે તું સૂધબૂધ ગુમાવી બેઠો છે. જાણ્યું તું ઘેરા શોકમાં છે...ચાલ ચાલ હવે ડોસાને ઘેર લોકોની ભીડ જામી હશે.

વિભૂતિના ઘરથી નની ઠાકુરનું ઘર દૂર હતું. ઉતાવળા ચાલવું પડશે.

વિશુ આવતો હતો. એ ઊભો રહી ગયો ને બોલ્યો, તું આવે છે ને? ઉતાવળ કરવાની જરૂર નથી. છોકરાઓ નહિ આવે ત્યાં સુધી કશું થશે નહિ.

''એમ છે? વિચારતો હતો, કે તડકો નીકળે તો પહેલાં ડોસાને ચિતામાં પધરાવી દઈશું...કોણે છોકરાઓને ખબર આપ્યા?

''પુગલ છની બસમાં ગયો.''

દ્વિજપદે કહ્યું, "તો તું શોક કર્યા કર. હું તો આ ચાલ્યો."

દ્વિજપદ ચાલ્યો ગયો.

વિભૂતિને હાશ થયું. આવે પ્રસંગે દ્વિજને મજાક સૂઝતી હતી. એ એને માટે અસહ્ય હતું. નવાઈ એ વાતની હતી કે ગઈકાલે જ વિભૂતિએ નની ઠાકુરના ગાદલાંને ભરાવવા માટે આપ્યું હતું.

હા. નની ઠાકુરે એને એ કામ સોંપ્યું હતું. એમના શયનખંડના મોટા પલંગનાં ગાદલાંની જોડીમાંથી એક ગાદલું ભરાવવાનું કહ્યું હતું.

સાંભળીને વિભૂતિને ઘણું આશ્ચર્ય થયું હતું.

"ગાદલું? તમારા આ મોટા પલંગને માટે ગાદલું?"

ઠાકુરદાએ વિભૂતિના આશ્ચર્યને ગણકાર્યું નહિ. એમણે હળવાશથી કહ્યું હતું. "અરે ભાઈ! ફાટેલું છે. વળી ઉંદરોએ આવી આવીને રૂ ખેંચી ખેંચીને ઠેકઠેકાણે ગાબડાં પાડ્યાં છે. વળી ગાદલાંને કેટલાં બધાં વર્ષો થયાં? આ પલંગ પર મારી તારી ઠાકુરમાની સાથે ફલશય્યા શણગારાઈ હતી."

સાંભળીને વિભૂતિને હસવું આવ્યું હતું. "ઠાકુરદા, નવા ગાદલા જોડે નવી ફૂલશય્યાનો દિવસ પણ આવવાનો. તો ઠાકુરમાં ત્યાં પલંગ સજાવી દિવસની ગણતરી કરતા રાહ જુએ છે. તો શા માટે નકામા મસાણના રખવાળાને આપી દેવાં ગાદલું ભરાવો છો?"

ઠાકુરદા જરા ગંભીર બની ગયા. એમણે કહ્યું, "એ મસાણના રખવાળા આગળ પણ આપણું માન રહેવું જોઈએ? એ લોકો ગાદલું લેવા આવે ને જુએ, કે મારું બધું બહારથી રૂડું રૂપાળું લાગે છે, પણ અંદરથી તો પોલમપોલ છે તો મારી આબરૂ જાયને? જુએ કે હું ફાટેલા ગાદલાં પર પડી રહેતો હતો. તો એ મારે માટે શું ધારે? મેં જિંદગીભર મારી આબરૂ સાચવી રાખવા મથામણ કરી છે, તો મર્યા પછી બેઆબરૂ બનું? વળી છોકરાઓ પણ જોઈને ગુસ્સે થશે ને વિચારશે કે બાપે બધા પૈસા ઉડાવી દીધા. બધું તળિયાંઝાટક કરી નાખ્યું. બાકી ગામડાગામમાં તો સસ્તામાં રહી શકાય?"

એમ કહીને એમની પૈસા રાખવાની નાનીશી પેટી લઈ આવ્યા. એ ઉઘાડીને બતાવ્યું, કે એમાં નોટોનો થોકડો તથા ઘણુંબધું પરચૂરણ છે. એમણે ઘણા સમયથી નાણું એકઠું કર્યું હતું.

એ જોઈને વિભૂતિની આંખની સામે એક દૃશ્ય ખડું થયું. રજની ગોવાળના પીપના પાણીમાં ધાણી ભીંજવવાને બદલે એમના કૂવાના પાણીમાં ધાણી ભીંજવવાનું. વિભૂતિએ મૂંઝાઈને કહ્યું, "પૈસા માટે આટલી બધી ચિંતા શા માટે ઠાકુરદા? સ્ટેશન પાસે એક ગાદલાંનો સ્ટોર ખુલ્લો છે. ત્યાં જઈ ઑર્ડર આપી આવીશ. આવતે અઠવાડિયે આવીને-પૈસા હમણાં રહેવા દો."

નની ઠાકુરે એ વાત સાંભળી નહિ. એક મુઠ્ઠી સંચિત ધન-વિભૂતિના હાથમાં

મૂકી કહ્યું, ''ના. ના. હું કોઈનું ઉધાર રાખતો નથી. ને બીજી વાત, હાથમાં પૈસા ન હોય, તો કામ કરવાનો ઉત્સાહ રહેતો નથી. એનો ઘણા વખતથી અનુભવ કરતો આવ્યો છું.

આ જગતમાં નની ઠાકુરે ઘણું જોયું હતું, તો પણ હજી બીજું કેટલુંક જોવાનું બાકી હતું. એ બતાવવાનો ભાર વિભૂતિ નામના છોકરાએ પોતાને માથે લીધો.

પણ એ ભાર શું રાજીખુશીથી લીધો? વિભૂતિએ શું એમ ધાર્યું હતું કે કામમાં અટવાઈ જવાથી એ બે અઠવાડિયાં કલકત્તાથી આવી શકશે નહિ, અને ઠાકુરદાની એ રૂપિયાની થેલી જટિલ નિરુપાય અવસ્થામાં પડી રહેશે.

દ્વિજપદે પાછળથી બૂમ પાડી, ''એ વિભૂતિ આવી જા. એ લોકો કહે છે, એના છોકરા ભલે જ્યારે આવવું હોય ત્યારે આવે. ડોસાને પલંગમાંથી ઉતારી, તુલસીના છોડ આગળ સુવાડવા પડશે.

એનો અર્થ એ કે વિભૂતિને પેલા ગાદલાને પાછું જોવું પડશે...પણ વિભૂતિ શા માટે ગાદલા સાથે સાંકળે છે?

# પરાજિત હૃદય

સોમેશ્વરને ઑફિસના ટેબલ પર કાગળ મળ્યો. બીજા કેટલાક કાગળો જોડે દિવાકર ત્યાં મૂકી ગયો હતો.

ઑફિસને સરનામે એ અન્તર્દેશીય પત્ર હતો. કોણે આપ્યો? હળવા ભૂરા રંગનો એ કાગળ એણે હાથ લંબાવીને લીધો. ત્યાં એમને જાણે સાપે દંશ દીધો.

આ શું સરનામું કોના હાથના અક્ષરોથી લખાયેલું હતું? અત્યંત પરિચિત એ લખાણે સોમેશ્વરને સાપની ફેણના ઝેરી ડંખ જેવા લાગ્યા.

ઓરડામાં કોઈ નહોતું, તોપણ કદાચ કોઈ જોઈ જાય, એવા ડરથી કાગળ મુઠ્ઠીમાં દાબીને એ બેસી રહ્યો. હાથના પરસેવાથી પત્રનો નરમ કાગળ ભીંજાતો હતો.... ધીમેથી ઉઘાડ્યો. પહેલી પંક્તિ જોઈ લીધી, ને જાણે બીજીવાર એમને ડંખ દીધાનો અનુભવ થયો.

આ પંક્તિનો અર્થ શું? પહેલી પંક્તિનો?

"શ્રી ચરણેષુ પિતાશ્રી."

માને કાગળ લખ્યો હતો. પણ જવાબ ન આપ્યો. મેં જવાબની આશા રાખેલી.- પણ એ આશા નિષ્ફળ ગઈ. તેથી વાજ આવીને આ કાગળ લખું છું. આનો જવાબ ન મળે તો આ શાપિત જીવનનો ફાંસો ખાઈ અન્ત લાવ્યા સિવાય બીજો આરો નથી. આ પહેલાં પણ ફાંસો ખાવાનું નક્કી કર્યું હતું. મહામહેનતે નરકમાંથી ભાગીને જાતનો ઉદ્ધાર કર્યો, ને પાછો ખાડામાં પડવાનો ડર સતાવતો હોય ત્યારે કોઈ બેસી થોડા રહે? તોપણ નફફટની જેમ બેઠી છું, ડરથી થથરતી હોવા છતાં. બાપુજી! આ દુનિયા છોડીને જતાં પહેલાં, તમને બન્નેને મળવાની તીવ્ર ઇચ્છા છે. કદાચ મારી ઇચ્છા જાણતાં તમે બન્ને ઘૃણાથી મોઢું ફેરવશો. કદાચ વિચારશો કે મારું કેવું દુઃસાહસ! તોપણ તમને જણાવ્યા વિના રહી શકતી નથી. હું મરવા તૈયાર થઈ છું, પછી શરમ શાની? જો તમારી ચરણરજ લેવાનું ભાગ્ય મને ન સાંપડે, તો આને જ મારા આખરી પ્રણામ માનજો. કાગળનો જવાબ આવતાં કેટલા દિવસ લાગે? સાત દિવસ? દશ દિવસ? એના કરતાં વધારે તો નહિ જ. બસ એ જ.

નીચે સહી નહોતી. ભલે તેથી કંઈ તનુનો કાગળ ઓળખવામાં ભૂલ થોડી થાય?

હવે સોમેશ્વર શું કરશે? ઝડપથી ઘેર જશે? અમલાની પાસે જઈને કહેશે,

"અમલા! તનુનો કાગળ. અમલા! તનુ જીવતી છે. તનુ દુર્ગાપુરમાં છે, બહુ જ નજીક. હમણાં જ ચાલ ત્યાં પહોંચી જઈએ, ને આપણી તનુને લઈ આવીએ. મોડું કરીશું તો સત્યાનાશ વળી જશે.

ખુરશી ખસેડીને ઊઠ્યો.

ટેબલ પરની ચીજો કાંપતે હાથે ખસેડી, ને પાછી મુઠ્ઠીમાં રાખેલો કાગળ ખોલીને આંખની સામે ધર્યો પેલી કારમી પંક્તિ આંખની સામે દેખાવા લાગી... માને કાગળ લખ્યો હતો, જવાબ મળ્યો નહિ....

સોમેશ્વર પણ શું તનુની જેમ માનશે કે અમલાને નામે લખેલો કાગળ ગેરવલ્લે ગયો? એથી એ જઈને શું અમલાને કહી શકશે, "ચાલ અમલા."

પણ જો કાગળને બદલે બીજા કશાનો લોપ થાય?

જો અમલા કહે, " ના, ના" તો પછી શું કરવું?

સોમેશ્વરે કાગળ પાટલૂનના ખિસ્સામાં સેરવી દીધો, ટેલિફોનનું રીસીવર ઊંચકીને ટેલિફોન જોડ્યો, "હા, હું બોલું છું. ઑફિસના જરૂરી કામે હમણાં જ દુર્ગાપુર જવું પડે એમ છે..."

"દુર્ગાપુર!"

એક અસ્ફુટ પ્રશ્ન.

ના, પ્રશ્ન નહિ, સ્વગતોક્તિ. આર્ત. અસ્ફુટ - થોડી ક્ષણ શાંતિ. તે પછી સંભળાયું, "ઘેર નહિ આવો?"

આ તરફ નિરુપાય કંઠ, "વખત નથી અમલા! તરત જ નીકળવું પડે એમ છે. આ બારને દશની ટ્રેન જો ન પકડું તો... તો મૂકી દઉં છું. ઓહ, શું કહે છે? પાછો ક્યારે ફરીશ? કાલે જ."

દુર્ગાપુર જતી ટ્રેનના પહેલા વર્ગના ડબ્બામાં બારી આગળ સોમેશ્વર બેઠો હતો. એના હાથમાં એક ચોપડી હતી. પણ એની આંખ ચોપડીના પાનામાં નહિ, બહાર હતી.

સામે બેઠેલી વ્યક્તિએ એના હાવભાવ તથા હલનચલન જોઈને મનોમન વિચાર્યું, જો વાંચતો જ નથી, તો ચોપડી ખોળામાં શા માટે રાખી છે? બાજુમાં મૂકી રાખને. એક વાર હાથ લંબાવીને એકવાર જોઈ લઉં કે શાની ચોપડી છે. ટ્રેનમાં સહયાત્રીની પાસે હોય, તે ચોપડી, ફલાસ્કનું પાણી તથા હાથમાંનાં છાપાં પર તો મુસાફરોનો કાયદેસર અધિકાર હોય છે, તો પછી મોઢું ફાડીને માગવાની શી જરૂર?

પણ સહયાત્રીનો અણગમો સોમેશ્વરને સ્પર્શતો નહોતો. એ રીતે શૂન્યવત્ બેઠો હતો, કે સહયાત્રી એને એક અક્ષર પણ કહી શક્યો નહિ.

હા, એ પથ્થરની મૂર્તિની જેમ એક જ સ્થાને જકડાયેલો હતો. પણ એના હૃદયમાં તો વંટોળિયો જાગ્યો હતો. જબરજસ્ત તોફાન, આ દ્રુતગતિએ ચાલતી રેલગાડી કરતાં એ વંટોળિયાની ગતિ વધારે દ્રુત હતી. એ વંટોળિયો જાણે વૃક્ષોની ડાળો ભાંગી ભાંગીને એક રુદ્રમૂર્તિની યાદ આપતો હતો. એક ચિત્ર.

- એક ઉત્તેજિત કંઠ

"શું કહ્યું? વંઠેલા છોકરાછોકરીઓ જોડે તનુ જંગલની સહલગાહે જશે? તમારી અક્કલ તો ઠેકાણે છે ને?" એક અવજ્ઞા દર્શાવતો અવાજ. એ છોકરાછોકરીઓ બધા ભદ્ર લોકોનાં સંતાનો છે આપણા કરતાં પણ વધારે પ્રતિષ્ઠાવાળાં."

"એ ભલે હોય, તોપણ એને મોકલવાની નથી."

"ઠીક છે, તો તું એને જ કહેને. નવાઈની વાત કે તું આટલી જૂનવાણી છે."

ત્યાર પછી બીજું ચિત્ર. રડી રડીને સૂજી ગયેલું મોઢું, "બાપુજી! હું નહિ આવું. એમ કહીને હું એમને શું મોઢું બતાવીશ? મારે તો ગળે ફાંસો ખાવો પડશે."

"આવા શોખ પૂરા કરવામાં કેટલું સાહસ છે તે તું જાણે છે?"

"કંઈ એક જણ જાય છે એવું થોડું છે બાપુજી! બધાને ઘેરથી પરવાનગી મળી છે, એ લોકો કેટલી મઝા કરીને આવશે? ને હું? બધા મને ચીઢવશે."

"ઠીક, આ વખતે જવું હોય તો જા, પણ હવે પછી ક્યારેય આવા શોખ...

"ના ક્યારેય નહિ. આ છેલ્લી વાર"

એકાએક છાતીમાં જાણે ધક્કો વાગ્યો, ને બધું ઊલટપાલટ થઈ ગયું.

આ છેલ્લીવાર.

એ કેવી ભયાનક ભવિષ્યવાણી હતી!

પણ આશ્ચર્યજનક એ હતું. કે જંગલની સહેલગાહે ગયેલા સલામત પાછા ફર્યા હતા, ફક્ત સોમેશ્વર સેન નામના હતભાગીની અત્યંત વહાલી દીકરીનું રાક્ષસે હરણ કર્યું.

આ કારમા સમાચાર આપનારે કહ્યું, કે બધાંની આંખોની સામે, બધાંની વચ્ચેથી, એ ગુંડો એને ઘસડીને જીપમાં લઈ ગયો.

એ વાવાઝોડુ અસંભવ એવી વિનાશક ગતિથી વહેતું હતું. એમાં કેટકેટલી વાતો ઘૂમરાતી હતી, હૂ હૂ કરતી, છતાં એનો અવાજ દબાયેલો હતો, એ બધું ચૂપચાપ થતું હતું.

જવા દો. જવા દે, "આંખની સામે જે જુએ છે, તે આંખના પડદા આગળથી ભૂંસી નાંખો. વાર્તા રચો. ખૂબ સ્વાભાવિક છતાં ખૂબ ભયંકર વાર્તા.

જંગલમાં તો શુંનું શું હોય? સાપ, વાઘ, પહાડની નીચેના ભાગમાં સરી પડાય એવી શેવાળ. જેનું નામ ખબર નથી, એવી વેગથી વહેતી નદી.

બનાવટ કરી છે એવી વાર્તાના પુનઃ પુનઃ ઉચ્ચારણથી એ સત્ય બની જાય. એ તો અનુભવેલું સત્ય છે.

તો એ વેગીલી નારીની જ વાર્તા માટે પસંદગી ન કરવી? સમાજની આગળ કોઈ સંગીન ખાદ્યસામગ્રી રજૂ કરવી પડે ને? નહિ તો લોકોની કૌતુહલ વિષેની ભૂખ શી રીતે સમાવી શકાય?

અંતરમાં કેટલાય સમયથી સતત આર્તનાદ ચકરાયાં કરતો હતો, તેં એને રાજીખુશીથી જવા દીધી નહિ, તેથી આ સત્યાનાશ વળી ગયું.

પણ એનાથી વિપરીત એ કહેવામાં આવ્યું કે, મારી ના છતાં તમે એને કાળના મોઢામાં ધકેલી દીધી,

એ શું કહે? સ્ત્રીઓ જેટલી સહેલાઈથી નિષ્ઠુર થઈને વાત કરે, તેટલી સહજ રીતે પુરુષ કહી શકે નહિ. એકાએક ટ્રેન ઊભી રહી.

''શું થયું? દુર્ગાપુર આવી ગયું કે શું?''

ભયાનક ડરથી હૃદય જાણે થીજી ગયું.

''ના આવ્યું નથી, પણ નજીક આવી ગયો. બે સ્ટેશન જાય કે દુર્ગાપુર.''

અત્યાર સુધીની વાવાઝોડાની ઝાપટને પાછી ઠેલતાં ઠેલતાં સોમેશ્વર ભૂતકાળની દબાવી દીધેલી ગુફામાં ફેંકાઈ ગયો હતો. તે આ ટ્રેનના ધક્કાથી હવે સોમેશ્વર ભવિષ્યની સામે ફેંકાયો. પણ ત્યાં તો કશું જ દેખાતું નહોતું. શી રીતે દેખાય? ભવિષ્ય તો છે જ અંધારી ગુફા.

સોમેશ્વના હૃદયમાં વહેતો હિમપ્રવાહ ગળામાંથી, માથામાં, માથામાંથી, મેરુદંડમાં, ને ત્યાંથી શરીરની બધી નસોમાં પહોંચીને એને થીજવી નાંખે છે.

તો પણ એ થીજાયલી, ઠીંગરાયલી ચેતનાને લઈને એ અંધકારમાં પણ માર્ગ શોધવા લાગ્યો. થોડીવારમાં એ દુર્ગાપુર પહોંચી જશે, તે પછી હાથમાંનો કાગળ ખોલીને, લોકોને પૂછતો પૂછતો, બે અઢી પંક્તિઓ લાંબી એ જગ્યાએ પહોંચી જશે, જે ઠેકાણું તનુના કાગળને મથાળે લખ્યું હતું.

જોકે, આ સરનામાંવાળી જગ્યા મળે, તે માટે ગામની કઈ તરફ જવું જોઈએ, ક્યાંથી ખોળવાની શરૂઆત કરવી જોઈએ, તેની સોમેશ્વરને ખબર નહોતી, તોપણ એ શોધવું તો પડશે જ.

પણ તે પછી?

બૂમ પાડીને ધક્કો મારીને બારણું ઉઘડાવશે? કેવું ઘર હશે? બારણું કઈ તરફ હશે? કોણ બારણું ઉઘાડશે?

કાળો કકર્શ, રુંવાટીભર્યો કોઈ હાથ? બારણું ઉઘાડીને જો કરડે અવાજે કહે, ''કોનું કામ છે? તો શું સોમેશ્વર કહી શકશે, શું તનુજા સેન નામની કોઈ છોકરી અહીં રહે છે? એને અમે તનુ કહીને બોલાવીએ છીએ. ના, ના, મોટી ઉંમરની સ્ત્રી નથી. એ તો નાની છોકરી છે. પૂતળી જેવી સુંદર એક છોકરી.

હા, કહી શકશે, ને કહેશે પણ અને પછી બધી પૂછપરછ કરી, ક્યાંથી કોઈ કર્કશ અવાજે કહેશે, ''સુન્દર? એમ કે? તો આ રહી લઈ જાઓ, અને એક ભાંગેલી પૂતળીની પોટલી જેવી છોકરી તરફ આંગળી ચીંધશે. સોમેશ્વરની અંદરનો એ હિમપ્રવાહ એકદમ આગમાં બદલાઈ જશે.

સોમેશ્વર એ પૂતળીના ભાંગેલા ટુકડાઓને જોડીને એક અખંડ પૂતળીનું પુનર્ગઠન કરવાની કોશિષ કરશે? પણ એને અખંડ બનાવી જ શકાશે નહિ. એ પ્રયત્ન કરે છે, પણ ફોગટ. એ એના હાથમાંથી છટકી છટકી એના વધારે ટુકડા થતા જાય છે.

એના પ્રયત્ન નિષ્ફળ થતા જાય છે.

સોમેશ્વરનું આખું શરીર પરસેવાથી રેબઝેબ થઈ જાય છે.

એક સુડોળ હડપચીનો આભાસ, કોમળ રતુંબડા ગાલ, મોટી મોટી આંખોની ચકોર દૃષ્ટિ, કપાળ પર ઊડીને આવતી વાળની લટ, નોટબુકની ઉપર આંગળીનાં ટેરવાંથી કલમ પકડીને લખતી એ મૂર્તિ ને પાછી સજીવ કરી શકશે?

ના, એ સંભવિત નથી, સોમેશ્વર એને પૂર્વવત્ લાવણ્યમયી નહિ બનાવી શકે. એને સામે ઊભી રાખીને સોમેશ્વર એને કહી નહિ શકે, "આટલો વખત તું ક્યાં હતી તનુ? શી રીતે રહેતી હતી?"

એ બોલી શકતી નથી, તો શું તારે મરવું છે? શું વિચારે છે? કેમ આમ? શા માટે હું મારી તનુને ખોળી શકતો નથી? અંદરથી એનું હૃદય ચીત્કાર કરે છે,, "તનુ! તારું હસવું ક્યાં વિલાઈ ગયું? ઉજ્જ્વલ મોતી જેવા દાંતનું હસવું? તારું એ હસવું જોઈને તો હું તારાં ભાંગેલાં અંગો જોડી શકું. તે પછી આપણે બન્ને ભાગી જઈએ આપણા પેલા ઘરમાં, જેમાં ક્ષણે ક્ષણે તારું હસવું ઝળકી ઊઠે છે, અને તારા હાસ્યનું સૂરીલાપણું વાતાવરણને ભરી દેતું, જ્યાં તું ચિઢાઈને કહેતી, "જુઓ છો બાપુજી! મા કહે છે, આખો વખત શું હસ્યા કરવાનું? માને જરા વઢોને?"

પણ એ હાસ્ય ક્યાંય નજરે ચઢતું નથી. કોણ જાણે ક્યાંથી ધુમ્મસ, ધુમાડો, છાયા આવીને પથરાઈ જાય છે. આખરે એ ભાંગ્યાતૂટ્યાં અંગોવાળી પૂતળીને અમલાની સામે ઊભી કરવી પડશે.

"પણ તે પછી?"

જો અમલા એની ધારદાર આંખો વડે નજર નાંખતી બોલી ઊઠે, "આનો શો અર્થ?"

જો અમલા કશુંય બોલ્યા વિના બારણાની આડશમાં રહીને બે પથ્થર જેવી આંખોથી જોઈ રહે?

પાછી તનુના કાગળની પહેલી પંક્તિનું સ્મરણ થયું અને યાદ આવ્યું, ટેલિફોનમાંની અસ્ફુટ સ્વગતોક્તિ, દુર્ગાપુર!

શું સોમેશ્વર એ બધું અગ્રાહ્ય કરીને કહી નહિ શકે, કે એમાં બ્હીવાનું શું છે અમલા! આપણે તો આપણી તનુને લઈને બહુ દૂર દૂર ક્યાંક જતા રહેશું. પહાડની ગોદમાં કે જંગલની છાયામાં, કે કોઈ અજાણ્યા એકાંત ગામડામાં, જ્યાં આપણને કોઈ ઓળખે નહિ, દીનદુઃખીની જેમ રહી શકીશું. આપણું આ સજાવેલું જીવન, સજાવેલો સંસાર, સગાંવહાલાં, પડોશીઓ એ કંઈ આપણી તનુ કરતાં વધારે સાચાં છે? તનુને આપણે ખોઈ બેઠાં પછી એ બધું શું મિથ્યા ન થઈ ગયું? બોલ, અમલા! શું પૃથ્વીનાં બધા રંગો, બધો સ્વાદ, મિથ્યા થઈ ગયાં નથી? તો પછી? તો પછી આ બધા ઠઠારાની શી જરૂર છે?

જો એ આમ કહી શકે, એ પરાજિત માતૃહૃદય આગળ ઘૂંટણિયે પડીને, તો એ પથ્થરની આંખોમાંથી કરુણાના ફુવારા ફૂટશે? શું બે હાથે બારણાં એ ઉઘાડશે?

એ ભયંકર પ્રશ્નની સામે ઊભા રહેતાં એ પરસેવાથી રેબઝેબ થઈ ગયો.

એ તનુને મૃત્યુના મુખમાંથી બચાવીને લઈ જઈશું એને પાછી મૃત્યુના મુખમાં ધકેલી દેશે?

સાંભળો છો?

કોણ જાણે ક્યાંથી કોણ કોને કહે છે, " શું તમારી તબિયત ખરાબ છે?

કોને કહે છે?

સોમેશ્વરે આંખો ઊંચી કરીને જોયું.

એનો અર્થ એ થયો, કે અત્યાર સુધી એ કશુંક ભારેખમ બંધ આંખો વડે જોઈ રહ્યો હતો?

એ આંખો ખોલીને અવાક્ બની ગયો, એણે પથ્થરની હોય એવી આંખો વડે એ નારીના મુખની સામે જોયું. ઉદ્વિગ્ન એક પુરુષના મોઢામાંથી પ્રશ્ન ઊઠતો હતો.

"તમને શું ઠીક નથી લાગતું?"

સોમેશ્વરે માથું હલાવ્યું, "ના, ના, "

ખૂબ પરસેવો થાય છે. કપાળ પરથી રેલા વહે છે.

"ના.. ના.. કંઈ નથી."

સોમેશ્વર ટટ્ટાર બેઠો, એણે ગજવામાંથી રૂમાલ કાઢીને કપાળ, ગળું, લૂછવા માંડ્યાં. રૂમાલ પૂરો ભીંજાઈ ગયો.

"તમને એકાએક પસીનો છૂટે, તેવું વારેવારે થાય છે?

"ના, ક્યારેક".

એ આશ્ચર્ય હતું, કે પેલો કાગળ રૂમાલની સાથે જ ખિસ્સામાંથી બહાર નીકળી ગયો હતો, ને ભીંજાઈને ડૂચો થઈ ગયો હતો. સોમેશ્વર ઊઠીને ઊભો થયો. ચોપડી ખોળામાંથી પડી ગઈ. હાથની મૂઠીમાં આવેલો પેલો ભૂરો કાગળ ફાડીને ટુકડેટુકડા કરીને બારીની બહાર ફેંકી દીધો.

ફેંક્યા પછી સોમેશ્વર ચમક્યો. શા માટે ફેંક્યો? ફેંકતાંની સાથે જ હૃદયમાંથી હાહાકાર ઊઠ્યો. અને એ હાહાકાર ઊછળીને ગયો બારીની બહાર, આ મેં શું કર્યું? ભયાનક વ્યાકુળતાથી ચાલતી ગાડીની બારીમાંથી ડોકું બહાર કાઢીને એ કાગળના ટુકડા ક્યાં વેરાઈને પડ્યા છે તે જોવાનો એણે પ્રયત્ન કર્યો. પણ એ ફાડેલા કાગળના ટુકડા ક્યાંય દેખાયા નહિ.

ગાડી દુર્ગાપુરની લગોલગ આવી પહોંચી હતી. ઘણીવારથી એ આખો પરિવેશ પાસેથી શિલ્પનગરીની પરિચયલિપિ વહન કરતો હતો. ગાડીની ગતિ ખૂબ ધીરી થઈ ગઈ હતી.

એકદમ એ બારણાં આગળ આવીને, ચાલતી ગાડીએ સોમેશ્વર ઊતર્યો. શરીરને સખત આંચકો લાગ્યો. એણે જેમ તેમ કરીને જાતને સંભાળી લીધી.

સહયાત્રીઓ ગભરાઈ ગયા. એક જણે કહ્યું, "તમારી ચોપડી, બૅગ. બારીમાંથી

ફેંકવા પ્રયત્ન કર્યો, પણ ત્યારે સોમેશ્વર ઝડપથી પેલા કાગળના ટુકડાઓની શોધમાં ચાલી જતો હતો.

એ નવાઈની વાત હતી, કે એ કાગળના ટુકડાઓને ઊંચકી ભેગા કરીને પાછું એ સરનામું મળી જવાનું હોય એમ એ માનતો હતો. એ શું પાગલ થઈ ગયો હતો? ક્યાં હતા એ કાગળના ટુકડા? એનું ક્યાંય નામોનિશાન નહોતું.

એનો અર્થ એ કે તનુ નામની એ છોકરીને એકવાર મળવાની શક્યતા લુપ્ત થઈ ગઈ, ને કર્યું સોમેશ્વરે જાતે જ, શા માટે કર્યું, કેવી રીતે કર્યું?

હવે શું સોમેશ્વર અમલાની પાસે જઈને કહેશે, ''અમલા! તનુએ તને જે કાગળ લખ્યો હતો, તે ક્યાં છે? એની ખૂબ જરૂર છે. એમાં તનુનું સરનામું છે.

પણ તે પછી? જો તનુ અને એના બાપની આશા સફળ કરનારો એ કાગળ અમલાએ ફાડી નાંખ્યો હોય તો?

આ આકસ્મિક પૂછેલા પ્રશ્નનો અમલા શો જવાબ આપે? શું ધરતી ડોલતી ડોલતી સોમેશ્વરના માથા પર નહિ પડે? તનુનો કાગળ એટલે? શી વાત કરો છો?

સોમેશ્વર એનો શો જવાબ આપે? શું એ કહી શકશે, ''એટલે શું અમલા! મેં મારે હાથે જ એ 'એટલે' શબ્દ ભૂંસી નાખ્યો છે.

સોમેશ્વરને લાગ્યું કે જો અમલાને લખેલો પત્ર, અમલાને મળ્યો હોય, અને ટેલિફોનની એ ક્ષીણ સ્વગતોક્તિ પણ જો ફળવાની હોય, તો પરિસ્થિતિ તો એકસરખી જ થવાની. પરાજિત માતૃહૃદયની જેનો કોઈ ઉપાય નથી એવી વેદના. આ એક માર્ગ લઈને, એ કિનારે આવીને આઘાત ફંગોળતાં ફંગોળતાં મુક્તિ પામી શકે.

ધિક્કારની વાણી આકાશમાં ફેલાશે. તમે શું, તનુને પાછી મેળવીને એને મૃત્યુના મુખમાં ધકેલી દીધી? હવે તમે શું દુર્ગાપુર જઈને બારણે બારણે તપાસ કરતાં તનુને પાછી મેળવી શકશો? તનુએ તમને કેટલા દિવસનો સમય આપ્યો હતો? હું તો વિચારી જ શકતી નથી, શી રીતે તમે? શા માટે તમે? સોમેશ્વર શો જવાબ આપશે? અમલા! હું તારી બીકને લીધે.

છિ... છિ... એના કરતાં બીજી હસવા જેવી વાત શી હોઈ શકે? એટલે કે ત્યારે એ વાત હસવા જેવી લાગી નહોતી. ત્યારે તો મનમાં હતું. આ સિવાય બીજું કશું થઈ શકે નહિ. તનુને બચાવવી મારા હાથમાં નથી શું?

સોમેશ્વર જ્યારે ઘેર પાછો ફર્યો, ત્યારે નોકર તો સૂઈ ગયો હતો. અમલાએ જ નીચે આવીને બારણું ઉઘાડ્યું.

પણ આશ્ચર્ય! સોમેશ્વર કાલે આવવાને બદલે આજે જ આવી ગયો, તે માટે અમલાએ કશી જિજ્ઞાસા દર્શાવી નહિ. એના મોઢા પર કશા જ ભાવ નહોતા, ન ઉલ્લાસ, ન વિસ્મય ન ચિંતા.

ફક્ત જાણે એક યંત્રમાંથી અવાજ આવ્યો,

''આજે જ પાછા આવી ગયા?''

જવાબ પણ એ જ પ્રકારનો આપ્યો. "આજે જ કામ પૂરું થયું."

એવો જ બીજો યાંત્રિક સૂર, "કેમ આવા લાગો છો? ખાધું પીધું નથી.?"

આ અવાસ્તવિક પ્રશ્ન હતો, ઑફિસને કામે બહાર જવાનું હોય ખાવાપીવાનો પ્રશ્ન તો ગૌણ બની જાય છે.

સોમેશ્વરે કહ્યું, "વખત ન મળ્યો."

"વખત ન મળ્યો એટલે ખાધું નહિ?"

ગુસ્સે થવાની આ સોનેરી તકનો અમલાએ ઉપયોગ ન કર્યો, પણ વાત ફેરવતાં એણે પૂછ્યું, "આટલી મોડી રાતે નહાશો?"

"નાહ્યા વિના ચેન નહિ પડે".

"બહુ પાણી ન વાપરો તો સારું, જલદી નાહીને આવો. રસોઈ ગરમ કરું છું."

"તું શા માટે? વિજય?"

"ઊંઘી ગયો છે. તમારું આવવાનું તો નક્કી નહોતું."

"ઉઠાડું?"

"ના, એવું તે શું કામ છે?

જાણે પથ્થરની દીવાલની બે બાજુએથી બન્ને એકબીજા સાથે વાત કરતાં હતાં. અમલા એમ પૂછી શકતી નહોતી કે દુર્ગાપુરમાં શા કામે ગયા હતા.

સોમેશ્વર પણ કહી શકતો નહોતો, "જાણે છે આજે દુર્ગાપુરમાં..."

" ના"

સોમેશ્વર સમજી ગયો હતો, કે આ દીવાલ ક્યારેય ખસવાની નથી. કદાચ ઘરમાં પતિપત્ની વચ્ચેનું અંતર વધતું જશે.

બહારનો બધો ઠાઠ છે તેમને તેમ રહેશે. એમનું સજાવેલું જીવન જેમ ચાલે છે, તેમ ચાલ્યા. કરશે ફકત એ પથ્થરની દીવાલના બારણા આગળ બેઠેલી બે વ્યક્તિ પરસ્પરને ઘૃણા અને સંદેહના તીરથી વીંધ્યા કરેશે.

એક જણ હંમેશાં વિચાર્યા કરશે "અમલા! તું આમ ઓહ, હું લાંબા સમયથી કેવી છેતરપિંડી કરતો આવ્યો છું!"

ત્યારે બીજી વ્યક્તિ સતત વિચારતી રહેશે, "મેં તો એ છાતી ફાડી નાંખે એવા કાગળને એ વખતે જ સગડીમાં સળગાવી દીધો હતો. - તો પણ એમની આંખમાં શા માટે આવી ઘૃણાની છાયા છે? શા માટે?"

અર્થાત્ બરાડો પાડીને કહી શકાય એમ નહોતું કે કેમ તમે આખો વખત ઘૃણા અને હતાશાની દૃષ્ટિથી મારી સામે જોયાં કરો છો?

પણ એ સિવાય અમલા બીજું કરી પણ શું શકે? અમલાની જે છોકરી એકલી બહેનપણીઓ જોડે જંગલમાં ફરવા ગઈ હતી અકસ્માતમાં મૃત્યુ પામી, હમણાં ગળામાં ફૂલનો હાર પહેરીને દીવાલ પર ઝૂલી રહી છે, એ છોકરીને અમલા એકદમ લોહીમાંસ

સીંચીને, જીવતી કરીને, ક્યાં સ્થાને આપે? અતલ, વિશાળ માતૃહૃદયને આશરે? સમાજ અને સંસારથી સરકાવીને?

તો શું એ અતલ, વિશાળ શું એટલું વ્યાપવાળું હશે કે જ્યાં સડેલી, જંતુઓથી ખદબદ એક છોકરીને આશ્રય આપી શકે? એવા વિશાળની અમલાને કશી ખબર નહોતી.

અમલા શું કોઈ દિવસ એને કહી શકશે, "તનુ મને એક પ્યાલો પાણી આપ તો... તનુ, મારી પૂજાની ઓરડી જરા સાફ કર તો. તનુ! તું સાથિયા સરસ પૂરે છે. તો દેવ આગળ સાથિયા પૂર તો."

સમાજ આગળથી ભાગીને જઈ શકાય, પણ પોતાની આગળથી ભાગી શકાય?

એટલે કે બાકી જીવન એક જ ઘરમાં પૂરાયેલાં બે પ્રાણી, એકબીજાથી જોજનો દૂર બેઠાં બેઠાં, દિવસો વીતાવશે, એકબીજા તરફ ઘૃણા અને સંદેહની દૃષ્ટિથી જોતાં.

એમાંથી ઊગરવાનો ઉપાય પણ ક્યાં છે? બે જણની વચ્ચે અદૃશ્ય શૂન્ય જે ઝૂલતું રહેશે, તે હશે ઝાંખું દેખાતું, ગળે ફાંસો ખાધેલું એક શબ.

# સ્ટીલનું કબાટ

ખરું છે, સવારના પહોરમાં જ આફત.

લતિકા આકળી બની ગઈ. એને કહેવું હતું ''આફત'' પણ એ બોલી માથાકૂટ.

પછી પરિતોષની પાસે જઈને એણે હોઠ મરડીને કહ્યું, ''સવારના પહોરમાં જ શુભ સમાચાર સાંભળો. નયનપુરથી તમારા અત્યંત વહાલા મોટાભાઈ આવ્યા છે.''

પરિતોષના હાથમાં ચાનો કપ હતો. જેમાંથી એણે એક ઘૂંટડો પીધો હતો. પરિતોષ સમાચારપત્રની રાહ જોતો. બારી બહાર નજર નાંખતો બેઠો હતો.

પહેલે માળે એનું રહેઠાણ હતું. સામેની બારીમાંથી નીચેથી ફેંકાયેલું છાપું ઓરડામાં પડતું.

''મોટાભાઈ નયનપુરથી આવ્યા છે?''

પરિતોષના પ્યાલામાંથી થોડી ચા છલકાઈને નીચે પડી.

એના કાકાના દીકરાની તરફ પરિતોષને ખૂબ મમતા હતી, તે લતિકા જાણતી હતી, તેથી જ તો એ વ્યંગમાં બોલતી હતી.

નયનપુરની વાત નીકળતાં એ ત્યાંના બધા વિષે કડવાશથી બોલતી.

લગ્ન પછી એકવાર નવી વહુ તરીકે ગામને ઘેર થોડા દિવસ લતિકા રહેવા ગઈ હતી. એ સમયે જ એને નયનપુર વિષે સારી એવી જાણકારી પ્રાપ્ત થયેલી. એ જાણકારી મધુર નહોતી. તે લતિકાની એ વિષેની બધી વાતોમાંથી સ્ફુટ થતું હતું.

પણ શું હજીય એ અનુભવ એને સતાવતો હતો? એ શું આખું જીવન એ સમયની કડવાશ ટકી રહેશે?

બીજું કંઈ નહિ, પણ મૂળ કારણ હતું કે પરિતોષ ને એ તુચ્છ ગામ તરફ અને ત્યાંનાં સગાંવહાલાં તરફ અથાગ પ્રેમ હતો. તેમાં વળી લતિકા જ્યારે એ ગામ તરફ અણગમો વર્ષાવતી હતી, ત્યારે જ જેઠ આવી પહોંચ્યાના ખબર મળ્યા. પરિતોષના મોઢા પરની પ્રત્યેક રેખામાં એના નયનપુર માટેના પ્રેમનો અણસાર હતો.

લતિકાના હૃદયમાં ગામ અને ત્યાં વસતાં સાસરિયાં તરફ શોક્યની તરફ હોય એવી ઈર્ષાની આગ હતી.

પરિતોષ શુ એ સમજતો નહોતો? સમજતો હતો તેથી જ તો એ મનમાં રહેલા ગાઢ પ્રેમને હૃદયની ગુફામાં ગોંધીને રાખતાં રાખતાં એના અસ્તિત્વને જ ભૂલી ગયો હતો.

અને તેથી પરિતોષને તમારા અત્યંત વહાલા મોટાભાઈ આવ્યા છે. એમ કહેવાનો કશો અર્થ નહોતો. પરિતોષ એ એના ભવતોષને વર્ષમાં કેટલીવાર યાદ કરતો હતો? કાગળ લખીને ખબરઅંતર પૂછવાનો તો પ્રશ્ન જ ઊઠતો નહોતો. ફક્ત વિજયાદશમીએ પ્રણામ દર્શાવતા પત્રમાં, ''આશા રાખું છું, કે ત્યાં બધા ક્ષેમકુશળ હશે. એટલું ઉમેરતો.

આપણે ત્યાં સુંદર એવી પત્રભાષા પ્રવર્તમાન છે. ''અમે અહીં મઝામાં છીએ. આશા રાખીએ છીએ કે ત્યાં સૌ ખુશી આનંદમાં હશે. આ બધી ભાષા એવી છે કે એમાં ઉત્તરની આશા રાખવાની ન હોય.

મોટાભાઈની જોડે પણ પરિતોષનો આવો જ સબધ હતો.

મોટાભાઈનુ આગમન અનપેક્ષિત હતું.

તેથી જ ચાના પ્યાલામાંથી ચા છલકાઈને નીચે ઢળી.

શુષ્ક અવાજમા એક પ્રશ્ન પુછાયો, ''મોટાભાઈ! નયનપુરથી? ચાનો પ્યાલો નીચે મૂકીને એ મૂઝવણ વ્યક્ત કરતાં બોલ્યો, ''હમણા આવ્યા છે, ક્યારે, કઈ ગાડીમાં?

લતિકાએ હોઠ મરડતા કહ્યુ, ''એની મને કેવી રીતે ખબર પડે?''

તમારા નયનપુરની ગાડીનું ટાઇમટેબલ કઈ મને મોઢે નથી.''

ઝટપટ ચા ગટગટાવી, કપને નીચે મૂકીને પરિતોષે કહ્યુ, ''તને મળ્યા નથી?''

''હુ શા માટે મળવા જાઉં?'' લતિકાએ પાછો હોઠ મરડ્યો. અને કહ્યું, ''મને તો રેખાની માએ આવીને કહ્યું.''

પરિતોષ જે ઓરડામાં બેસીને ચા પીતો હતો, તે ઓરડાને સામાન રાખવાની ઓરડી કહી શકાય. એમાં ખાવાનું ટેબલ તથા ચાનો સરંજામ હતો.

બહારની બાજુ, એક સારો ઓરડો હતો, જેને લતિકાએ સારી રીતે સજાવીને દિવાનખાનું બનાવ્યો હતો. ઘરમાં એક ઓરડો તો એવો હોવો જોઈએ કે જ્યાં સન્માન્ય અતિથિઓને બેસાડી શકાય.

એ ઓરડામાં જ ટેલીવીઝન હતું. ત્યાં જ પુસ્તકોનું કબાટ હતું. તથા જાતજાતની કલાત્મક સજાવટની ચીજો હતી.

એ ઓરડામાં નયનપુરના મહાપુરુષને બેસાડાય નહિ. પણ અક્કલ વગરની રેખાની માએ ભવતોષને પહેલાં ત્યાં બેસાડ્યો. ને પછી એના આવ્યાની ખબર આપવા આવી. બેસાડે નહિ? જ્યારે સાંભળ્યું કે પરિતોષના મોટાભાઈ છે, ત્યારે તો એનો આદર વધી ગયો.

પરિતોષે શુષ્ક અવાજે કહ્યું, ''હમણાં. એકાએક, કોને ખબર શા માટે? કેમ પાછા?''

લતિકાએ પાછું હોઠ ચાવતાં પોતાની રીતે કહ્યું, ''પોતાની કરુણતાની ગાથા

ગાઈ જે કંઈ થોડુંઘણું મળે તે લઈ જવાસ્તો, કહેશે. "ગામમાં હવે રહેવા જેવું રહ્યું નથી. ખેતરમાં અનાજ નહિ, તળાવડીમાં માછલી નહિ. છાપરાં પરનાં નળિયાં તૂટ્યાં છે."

લતિકાની કડવી વાણી પરિતોષને રુચિકર લાગી એવું નહોતું. છતાં પરિતોષે ઉશ્કેરાઇને એનો પ્રતિવાદ કર્યો નહિ.

પરિતોષે ફક્ત એ યાદ કરવા પ્રયત્ન કર્યો, કે ક્યારે મોટાભાઈ પોતાનું દુઃખ રડીને, મદદ માગવા આવ્યા હતા. મોટાભાઈ જેના મોઢા પરથી હાસ્ય સૂકાતું ન હોય તેને વિષે આવી વાત લતિકા શી રીતે કહી શકે?"

તોયે પરિતોષ લતિકાને મોઢામોઢ કહી શક્યો નહિ કે, "ક્યારે, મોટાભાઈએ આપણી પાસે હાથ ધર્યો છે લતિકા? શા માટે ખોટું આળ ચઢાવે છે?"

ના એ કહી શક્યો નહિ.

કોણ જાણે કયા અમોઘ નિયમને કારણે લતાને સાચી વાત સાફ સાફ સંભળાવી શકતો નહોતો? કોઈ પણ બાબતમાં નહિ.

લતિકા જ્યારે રેખા આવીને કહે, "કે મારી મા આજે કામે આવી શકશે નહિ," અને ચાલવા માંડે ત્યારે રેખાને કહે, "કહીને ભાગે છે શાની? વાસણ માંજીને જા."

ત્યારે પરિતોષ કહી શકતો નહિ, "કેવી વાત કરે છે, આટલી નાની છોકરી, આપણી ટૂકુ કરતાં પણ નાની. તે આટલાં બધાં વાસણ શી રીતે માંજી શકે?"

બહુ બહુ તો હિંમત ભેગી કરીને માંડ માંડ કહે, "એ વાસણ માંજશે, તે બરાબર સાફ હશે?"

લતિકા વાતનો મર્મ તરત પકડી શકે એટલી ચાલાક હતી. સાપની ચાલ મદારી બરાબર જાણતો હોય.

તેથી લતિકા જરા તોછડાઈથી કહે, "બરાબર સાફ થાય કે નહિ તે મારે જોવાનું છે. બરાબર સાફ નહિ થાય ત્યાં સુધી હું થોડી એને જવા દઈશ?"

વળી પરિતોષના કોઈ ઓળખીતા, કે મિત્ર મળવા આવ્યા હોય ત્યારે એ સહજ રીતે કહે, "હમણાં ચા નહિ બનાવાય. મીઠાઈના બે એક કટકા ને પાણી આપીને વિદાય કરી દેજો."

ત્યારે પરિતોષ એમ કહેવાનું સાહસ કરી શકતો નહિ કે "ચા તો દિવસમાં કેટલીય વાર ઊકળતી હોય છે. મારો એકાદ મિત્ર આવે ત્યારે જ..."

"ના. પરિતોષ એટલું સાહસ કરી શકતો નહિ."

લતિકા જો સ્વેચ્છાથી કશું કરે તો એ કૃતજ્ઞતાથી ગદ્ગદ્ થઈ જાય ને વારે વારે લતિકાની પરોણાગત તથા કાર્યસૂઝનાં વખાણ કરતાં થાકે નહિ.

તેથી જ તો પરિતોષ ઊઠીને મોટાભાઈનું સ્વાગત કરવા જવાનું સાહસ કરી શક્યો નહિ. "મોટાભાઈ આપણે બારણે ક્યાંથી?"

કોણ જાણે શાથી પરિતોષમાં આવો અનધિકારીપણાનો ભાવ તથા પોતે કયો ગુન્હો કર્યો હોય એવો ભાવ જન્મ્યો હશે?

ખાસ કરીને નયનપુર સંબંધી કશી વાત નીકળે, ત્યારે પરિતોષ જાણે ચોર હોય એવો ભાવ એ અનુભવતો. તોપણ હમણાં તો પરિતોષને સાહસ કરવું પડ્યું. એ સાહસ કરીને એની સમસ્ત સહાનુભૂતિ લતિકાની તરફ વહાવતાં એણે કહ્યું, "તો જ્યારે એ આવી જ પહોંચ્યા છે, ત્યારે તારું કામ તો ઘણું વધી જવાનું. ખવડાવ્યા વિના તો એમને... મેં તો સાંભળ્યું છે, કે તારો ગૅસ ખલાસ થઈ ગયો છે."

લતિકા વિદ્રૂપ હસતાં બોલી. "ગૅસ ખલાસ થાય, કે શ્વાસ ખલાસ થાય, પણ ગામમાં રહેતા તમારા ભાઈ આવ્યા છે, ત્યારે તો અન્નકોટનો નૈવેદ્ય તૈયાર કર્યા વિના કંઈ છૂટકો છે?"

ભવતોષ આવીને બેઠો છે.

પરિતોષ ભાઈ પાસે જવા અધીરો થઈ ગયો હતો. પણ  આ તરફની પરિસ્થિતિ તરફ પણ લક્ષ આપ્યા વિના છૂટકો નહોતો. એ નચિંત થઈને અહીં બેઠો રહે અને લતિકા કદાચ બજારમાંથી કશું મંગાવીને પીરસીને અતિથિ-સત્કાર કરવાની પેરવી કરે તો...

ગામનો માણસ શહેરના બજારના ખાવાનાને ભય અને અવજ્ઞાની દૃષ્ટિથી જોતા હોય છે.

એ જ્યારે આવતા હોય છે, ત્યારે મોટેભાગે બપોરની ગાડીમાં આવી બપોર ગાળી, મોડી સાંજની ગાડીમાં ચાલી જતા.

ત્યારે ક્યારેય મનમાં શક્તિસંચય કરીને કહી શક્યો હતો, કે હવે રાત રોકાઈ જાઓ મોટાભાઈ! સવારની ગાડીમાં જજો. રાતના આપણે નિરાંતે વાતો કરીશું."

ના. પરિતોષ ભટ્ટાચાર્ય નામનો મધ્યમકક્ષાનો સરકારી અમલદાર એટલો શક્તિસંચય કરી શક્યો નહોતો. બસ વાતો મનમાં ને મનમાં ઘોળાયા કરતી.

એટલું જ નહિ મનના ઊંડાણમાં પ્રબળ ઈચ્છા હોવા છતાં લતિકાને પ્રગટ રીતે કહી શક્તો નહોતો કે થોડી પૂરી તથા શાક બનાવી દે. ભાઈને બજારનું માફક નહિ આવે.

ના. એવું બધું એનાથી કહી શકાયું નહિ.

અને ભવતોષ નામની વ્યક્તિ નાસ્તાની રકાબી હાથમાં લઈને કહે, "તારે ત્યાં આ એક ફેશન છે. સારો એવો ખર્ચો કરીને બજારમાંથી મંગાવીને ખવડાવે નહિ ત્યાં સુધી અતિથિસત્કાર ન થાય. એના કરતાં જો તારી વહુ તારા ખાવાનામાંથી છો એક રોટલી ને શાક, ને ચા આપત તો મને સંતોષ થાત. આ સમોસાં, કચોરી તો પેટ બગાડે."

પરિતોષ એમની તરફ જોતો ન હોય તોપણ એમના મોઢા પરના ઘૃણાના ભાવ જોઈ શક્તો.

પરિતોષ વાતાવરણને હળવું બનાવવા કહેતો, "પેટ શાનું બગડે. મોટાભાઈ! તમારામાં લોખંડને હજમ કરવાની શક્તિ છે."

ભવતોષ હા. હા. કરીને હસતો, ને કહેતો, "હતી ભૂતકાળમાં હવે નથી ભાઈ. એક સમયે તો લોઢાના સળિયા બે હાથે પકડીને વાંકા વાળતો. ગંગાને આ કિનારેથી સામે કિનારે તરીને જતો. પણ હવે એ રામ પણ નથી કે એ અયોધ્યા પણ નથી. ગંગામાં જે કચરો ઠલવાય છે તે જોઈ પાણીમાં પડવાનું મન થતું નથી."

એકવાર રામ અને અયોધ્યા બન્ને હતાં.

ભવતોષ મહોલ્લાનો સરદાર હતો. ગામમાં પુસ્તકાલય ખોલાવ્યું હતું, ફૂટબોલની ટીમ ઊભી કરી હતી, અને થાય તેટલાં પરોપકારનાં કામો કરતો હતો, બાલ્યવયનાં એ ચિત્રો પરિતોષના મનમાં તાજાં હતાં. પણ હવે તો ગામની દશા પલટાઈ હતી. એ આનંદના દિવસો લુપ્ત થયા હતા.

પરિતોષ પણ બદલાઈ ગયો હતો. એ મૂલ્યબોધ પણ આજે નથી. તોપણ માણસને જોતાં જ એક પ્રકારની રાહત અનુભવાતી. ચિંતા એ વાતની હતી કે માન જાળવીને ક્યાં સુધી જીવી શકાશે?

તોપણ લતિકા એવી અસભ્ય છોકરી નહોતી, કે મોટેરાંનું માન ન જાળવે, અને તોછડું વર્તન કરે. જેઠે ઘરનું આંગણું ઓળંગ્યું ન હોય ત્યાં સુધી કોઈ દિવસ એણે કહ્યું કે આ તરફનું બજારનું ખાવાનું તો વખણાય છે. બધું કેવું ચટપટ ખાઈ ગયા!

ને હમણાં પણ એ જે કહે છે કે ગૅસ ખાલી થઈ જાય કે શ્વાસ ખાલી થઈ જાય.-તે શું એવા સૂરમાં બોલતી હતી, કે એનો અવાજ બહારના ઓરડા સુધી પહોંચે? પરિતોષ તો હંમેશાં ધીમે અવાજે જ બોલતો, એની વાત દીવાલ ઓળંગીને જતી નહિ. એ જ સૂરમાં કંટાળ્યો હોય એમ એણે કહ્યું, "ઘણી વાનીઓ રાંધવાની શી જરૂર? ઘરમાં જે રંધાય છે તે જ ચાલશે!

"હમણાં તો કહો છો, પણ પછી ધૂરકિયાં કરશો. વેંગણ બાફીને ભરતું કરું તો ચાલશે. મોટાભાઈને વેંગણ બહુ ભાવે છે."

"અરે ના. ના. એ બધું કરવાની જરૂર નથી. ગૅસ નથી એ જણાવી દઈશ, એટલે પત્યું!"

"ઠીક છે. મહેરબાની કરીને હવે બજારમાં ટાટકા માછલી લેવા જશો નહિ. ગઈ વખતે તો ફ્રિજમાં રાખેલી માછલી જોઈને, તો તમારા મોટાભાઈએ નાક મચકોડ્યું, "પૈસા ખર્ચ કરીને વાસી માછલી ખાવાને આને ખરીદી? જાણું છું શહેરમાં રહ્યા એટલે શહેરની રીતે જ જીવવું પડે. પાંચ જણની આગળ મોઢું બતાવવાનું ભારે પડી જાય." એમ કહીને એ હસેલા.

મોટાભાઈની મજાક ગમતી ન હોવા છતાં એમની વાત વિરોધ કર્યા વિના પચાવવાની પરિતોષને ટેવ પડી ગઈ હતી. એ થોડો અસંતોષ વ્યક્ત કરતાં કહે,

"હું જાઉં છું." એ વખતે રેખાની મા ત્યાં આવીને ઊભી રહી. એણે કહ્યું, "તમને લોકોને થયું છે શું? એ મને કહે છે કેમ ઘરમા ખબર ન આપી? ખબર આપવા જેવું છે શું? હું તો ઘરનો માણસ છું. હું ત્યાં જાઉં છું." પછી રેખાની મા, ગળામાં થૂક ઉતારતા બોલી, "કદાચ અંદર ઘૂસી આવે." તેથી મે કહ્યું, " ખબર તો આપી છે. પણ માસાજી બાથરૂમમા છે, અને માસી પૂજામા બેઠાં છે." પૂજામાં?

લતિકા, હી, હી, કરતા હસતી હસતી બોલી, "લોકોને બનાવતાં તને સારું આવડે છે. એટલું સારું છે કે તેં એમ ન કહ્યું કે માસી ધ્યાનમાં બેઠા છે. જવા દે. પણ એમ કહીને તે બહુ સારું કર્યું છે."

પણ રેખાની મા ખુશ ન થતાં અણગમો દર્શાવતા બોલી "બનાવટ ન કરું તો બીજુ થાય શું? ગામડેગામથી આવેલો માણસ હતાશ થઈને બેસી રહે, ને તમે લોકો દેખાઓ જ નહિ."

તત્ક્ષણ રેખાની માની ચાલાકીથી પ્રસન્ન થયેલી લતિકાનું મોઢું ક્રોધ નીતરવા લાગ્યું, "આ હલકો નોકરવર્ગ પણ હવે ફાટ્યો છે." એણે કહ્યું, "ઠીક છે. જા કહે કે આવે છે!"

પરિતોષે તરત જ કહ્યું, "હું જાઉં છું."

લતિકાએ એનો અવાજ ધીમો કરીને કહ્યું, "શરૂઆતથી જ જરા કડક થજો. ઓરડામા ટી.વી. જોઈને એ દાઝે બળશે. વિચારશે, કે ભાઈ બહુ મોટો માણસ થઈ ગયો છે. કલકત્તાના બજારના ભાવ વિષે વાતો કરજો. ને ટી.વી.ના પૈસા તો હપતાથી ભરવાના છે, તે પણ જણાવજો. તમને તો આરામથી અને સુખચેનથી રહેવામાં પણ અપરાધ કરતા હો એવું લાગે છે. જાણે ચોરી કરતાં પકડાયા હો એવું લાગે છે. તમારું મોઢું જાણે કેવું લેવાઈ ગયું છે!"

પરિતોષે મનોમન કહ્યું, "મને તો બધી બાજુથી હું અપરાધી હોઉં એવું લાગે છે."

લતિકાએ તો એ જ ક્ષણે વાત પૂરી કરતા કહ્યું, "ગામની જમીનજાગીર, બગીચા, તળાવડી, બધામા તમારો ભાગ છે. એ ઉપરાંત પણ બીજું છે. બધું તો એ લોકો...."

"ઠીક છે." કહીને લતિકાનું ભાષણ આગળ ન ચાલે એ રીતે પરિતોષ આગળ વધ્યો.

ઓરડામાં પેસતા જ જોયું તો ભવતોષ બારી આગળ ઊભો ઊભો રસ્તા તરફ જોઈ રહ્યો છે.

એણે જરા સ્વસ્થતા અનુભવી.

પહેલાં તો અત્યાર સુધી વાટ જોનારની સામે ઊભા ન રહેવું પડ્યું.

એણે પાછળથી કહ્યું, "કેમ મોટાભાઈ ! હમણાં? કઈ ગાડીમાં? ભવતોષે મોઢું ફેરવ્યું.

એણે સહજ ભાવે કહ્યું, "તને નવાઈ લાગી? નયનપુરથી બહુ સગવડ પડે

એવી નવી બસસર્વિસ શરૂ થઈ છે. આમ તો બજારગાડી છે. તોપણ ઓળખીતા ત્રણચાર જણને બેસાડે. સવારે પાંચ વાગે ઊપડે. અને સાડા છ વાગે તો એસ્પ્લેનેડ (ખુલ્લી સપાટ જગ્યા) આવી જાય."

એટલામાં પરિતોષે નીચા વળીને ભવતોષની ચરણરજ લીધી, અને ભવતોષ 'હવે રહેવા દે' કહીને એને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા.

પહેલાંની સ્વાસ્થ્ય કે શક્તિ ન હોવા છતાં શરીર તો હૃષ્ટપુષ્ટ હતું. તે પછી ભવતોષે વાત પૂરી કરતાં કહ્યું, "બસનું નક્કી થતાં પહેલાં નક્કી કર્યું હતું કે એક રવિવારે તને મળી આવું. બસનું નક્કી થતાં વહેલી સવારે ચાલ્યો આવ્યો. કાગળ ન લખવાના તો તેં સમ ખાધા છે, તું એવો ને એવો જ રહ્યો... ધૂની બોલ. ઑફિસ કેમ ચાલે છે? કેટલે સમયે મળ્યો."

પરિતોષે કહ્યું, "ચાલ્યાં કરે છે. તમે બધાં મઝામાં છો? કલકત્તાની દુર્દશા..."

"અમે ઠીક છીએ."

ભવતોષ હા..હા.. કરતો હસ્યો. એણે કહ્યું, "તું કહે છે અમે ઠીક છીએ. પેલી કવિતામાં કહ્યું છે, "નદીનો આ કિનારો કહે છે નિસાસો નાંખીને.. તું પણ જાણે નિસાસો નાંખતો હોય એમ કહે છે ઠીક છીએ."

ભવતોષ, પરિતોષના સારી રીતે સજાવેલા ઓરડા કે ટી. વી. તરફ નજર કરતાં જ વાત કરતો હતો.

એણે કહ્યું, "તારા બાળપણમાં તેં જોયેલું તે નયનપુર હવે નથી રહ્યું. નયનપુર, કામેટપુર, બાદુ, હવે ખંડિયેર બની ગયાં છે. રાજકારણે ઘૂસીને ગામડાંઓને ખતમ કર્યાં છે. માણસોને જનાવર જેવાં બનાવી દીધાં છે. રાજકારણ ધંધો બની ગયું છે.. એક તરફ પચાયત ધક્કા મારે છે, તો બીજી તરફ અસામાજિક તત્ત્વોને છૂટો દોર મળી ગયો છે, તેમાં પાછો રાજકીય પક્ષોના ઝઘડા-શાંતિ જેવું કશું રહ્યું નથી. ગુંડાઓ ત્રાસ વર્તાવે. પોલીસ ને તેમની એક ગાંઠ. આપણા જેવા સાધારણ માણસોનો મરો છે. પેલો દીનુ કીર્તનકાર ગાતો હતો યાદ છે? 'રાજાની નંદિની પ્યારી, જે કરે તેની શોભા ન્યારી' બસ એવું જ થઈ રહ્યું છે."

પરિતોષ એનો શો જવાબ આપે? એથી એણે વાતનો વિષય બદલ્યો. એણે પૂછ્યું, "તમારી નિશાળની શી ખબર છે?"

"નિશાળ! હાય રે નસીબ. તને ખબર નથી લાગતી. છ મહિના થયા. સાઠ વર્ષ થયાં એ બહાને મને રિટાયર્ડ કરી દીધો. અત્યારના કાયદાકાનૂન કેવા છે, તે તું જાણે છે? "કંઈ સારું કરતાં આવડતું નથી. ખરાબ કરતાં આવડે છે. આ તરફ નિશાળની ઓસરી ભાંગી ગઈ છે, વરસાદમાં છાપરાંમાંથી પાણી પડે છે. કેળવણી ખાતાના અધિકારીઓને કહી કહીને જીભ સૂકાઈ ગઈ. પણ એ જાણે સાંભળતા જ નથી. કાનૂન ઘડાઈ ચૂક્યો કે ઘરડા માસ્તરને હવે નોકરીમાંથી છૂટા કરવાના છે. એમને ખદેડી મૂકો. શું સાઠ વર્ષે માણસની બુદ્ધિ ઠીંગરાઈ જાય છે? તને યાદ છે

આપણા શ્યામબાબુ? સિત્તેર વર્ષો સુધી એમણે ભણાવ્યું. કેવું સરસ ભણાવતા? હજુયે એનો વિચાર કરતાં મન આનંદવિભોર બની જાય છે. નયનપુરની હાઈસ્કૂલમાં શાળાની શરૂઆતથી ભણાવતા હતા. ત્યારે કંઈ આવા કાનૂન નહોતા.

બોલતાં બોલતાં ભવતોષ ઉત્તેજિત થઈ ગયો. એ બોલતો જ ગયો. "અરે ભાઈ! જો મતદાતાઓ એકાએક એવો કાયદો ઘડે કે બુઢ્ઢાઓને મંત્રી બનાવી શકાશે નહિ. તો શું થાય? કેટલા મંત્રીઓ ટકે? જેટલા ઘરડાખખ લોકો છે. તે બધા ગાદી પચાવીને બેઠા છે. એ લોકો જરા જરામાં હાંફી જાય, તોયે ચૂંટણીમાં ઊભા રહે. જાણે એમની ઉંમર વધતાં બુદ્ધિ એકસરખી તીવ્ર રહેતી હોય! એ બધાં જાણે ભગવાનના લાડકા. મૂળ વાત તો એ છે, કે આ બધા કાનૂન બનાવવાનો અર્થ એ છે કે, પોતાના લાગતાવળગતા માટે જગ્યા ખાલી કરાવવી. મરવા દો. દિવસે દિવસે વાતાવરણ એવું ગંદું થઈ ગયું છે, કે માનમર્યાદા જળવાઈ રહે એવી રીતે કામ કરવું અશક્ય બની ગયું છે. નયનપુર હાઈસ્કૂલના બાર વાગી ગયા છે. અરે ભાઈ! જો બાળકોને શિક્ષકો દ્વારા અપાતી વિદ્યા ભણાવવાને બદલે પક્ષીય રાજકારણની જ તાલીમ આપોને."

ભવતોષ માસ્તરની બોલવાની રીત આવી જ હતી. જો કોઈ પ્રસંગે ઉશ્કેરાઈ જાય, ત્યારે એવી રીતે વાત કરે કે સામો પક્ષ એમની સામે જ ઊભો હોય.

પણ સાચેસાચ જે સામે ઊભો હતો તેના કાનમાં શું આ બધું જોરદાર વક્તવ્ય ઘૂસતું હતું ખરું?

ના. એના કાનમાં પેસતું નહોતું. એના કાન થોડી વાર પહેલાં સાંભળેલા સમાચાર જાણે છાતીમાં ખીલા ઠોકતા હતા. ને કાન કશું જ સાંભળતા નહોતા. એ હથોડાના શબ્દો મનને બહેરું કરી દેતા હતા. "છ મહિના પહેલાં મને રિટાયર્ડ કરી દીધો છે."

એના મનમાં થતું હતું કે લતિકાનું અનુમાન જ સાચું છે. જો એમ હોય તો? શી રીતે એ આફતમાંથી પોતાની જાતને બચાવી શકાય?

એ સમયે લતિકાએ ઓરડામાં પ્રવેશ કર્યો. એના એક હાથમાં ચાનો પ્યાલો હતો. અને બીજા હાથની રકાબીમાં બે રસગુલ્લાં અને બે બિસ્કુટ.

વચલા ટેબલ પર સંભાળીને મૂકી એણે નીચા વળીને પ્રણામ કરીને કહ્યું, "મોટાભાઈ! મઝામાં છો ને?"

પ્રભાતના સૂર્ય જેવું મોઢું હતું.

પરિતોષ હાં કરીને એ મોઢાની સામે જોઈ રહ્યો.

લતિકાએ કહ્યું, "રસોડામાં ગૅસ ખલાસ થઈ ગયો છે. તેથી તો લાવતાં આટલું મોડું થયું. તમને બજારનું ખાવાનું ગમતું નથી, તેથી ફક્ત ચા લઈ આવી. જનતા સ્ટવ પર ગમે એમ કરીને ચા બનાવી. હવે સગડી સળગાવીશ પછી રસોઈ કરીશ."

ભવતોષે જરા અકળાઈને કહ્યું, "ઠીક છે. ઠીક છે. આ તો ઘણું છે."

સગડી સળગાવવી એ ઘણું મુશ્કેલ કામ હોય એવો લતિકાનો કહેવાનો ભાવ હતો, તે વિષે એ કશું બોલ્યો નહિ.

લતિકાએ એક બીજું જાદુ દેખાડ્યું. પરિતોષની તરફ તાકીને પ્રેમળભાવે કહ્યું, ''આજે રજા છે ને? જરા બજારમાં આંટો મારો ને સારી તાજી માછલી મળે તો લઈ આવો. મોટાભાઈને તો ફ્રિજની માછલી પસંદ નથી. ઈલિશ માછલી મળે તો એના જેવું ઉત્તમ નહિ. હા, સાઠ રૂપિયે કિલો કરતાં ઓછો ભાવ નહિ હોય. ભલે ન હોય, નયનપુરમાં કંઈ એ માછલી મળે નહિ. પણ મોટાભાઈને નિમિત્તે આપણે પણ ખાઈશું.''

ભવતોષે ખૂબ વ્યગ્રતાથી કહ્યું,'' ના. ના. મારે માટે એ બધું કરવાની જરૂર નથી, હું તો....

લતિકાએ કહ્યું, ''ના. ના. કેટલા વખત પછી તમે આવ્યા.''

પરિતોષ શું સ્વપ્ન જોતો હતો?

હાસ્તો નહિ તો હજીય એ સાંભળતો હતો. ''ઈલિશની સાથે પૂરી રાઈતું, ચચડી (ઘણાં બધાં શાકોનું મિશ્રણ) કેટલાય દિવસથી એ ખાધું નથી. મોટાભાઈ તમને તો એ બધું બહુ ભાવે છે ને?''

''અરે! ભાવે તો છે. પણ મળે છે ક્યાં? શાકભાજી તો મળે, પણ ઈલિશ ક્યાં મળે છે? એ નામ જ ભૂલી ગયો છું. નયનપુરની આજે દશા થઈ છે તે જોઈ હોય તો. પરિતોષ તારે ત્યાં તો બધું મળે છે. લતિકાને તો ભાવે છે.''

લતિકાએ ઉલ્લાસથી કહ્યું, ''કહોને તમારા ભાઈને. એ રોજ રોજ એટલા કંજૂસ થતા જાય છે.''

પરિતોષે નિસાસો નાંખ્યો. કંજૂસ થવું જ સારું. બજારમાં રોજ રોજ ભાવ કેટલા વધતા જાય છે. તેની એને ખબર નથી?'' શું કહું મોટાભાઈ! શી રીતે સંસાર ચલાવું છું. તે ભગવાન જ જાણે છે. આની ઈચ્છા પૂરી પાડતાં આ ટી.વી. લઈ આવ્યો. એના હપતા ભરવા પડે છે. બધા ખર્ચામાં કાપકૂપ કરવી પડે છે. તે ઉપરાંત બન્ને છોકરાઓની એકસાથે પરીક્ષાની ફી આપવાનો સમય થઈ ગયો છે. એ બધું વિચારતાં કંઈ કિનારો જડતો નથી.''

બોલતાં બોલતાં પરિતોષ પોતાની જાતને થાબડતો હતો. લતિકા પાછળથી એમ નહિ કહી શકે, કે તમે સખત ન થયા.

છોકરાંઓ વિષે સાંભળતા ભવતોષને આશ્ચર્ય થયું. એણે કહ્યું. ''તેથી જ તો. ક્યાં છે છોકરાં? ત્રણમાંથી કોઈ દેખાતા નથી?'' પરિતોષ આમતેમ જોઈને બોલ્યો, ''લાગે છે, કે હજી ઊઠ્યા નથી.''

''હા હજી ઊઠ્યા નથી? બહુ મોડું થઈ ગયું છે. આ સારું ન કહેવાય. આ કંઈ સારી ટેવ નથી.''

પરિતોષે પરિસ્થિતિ સંભાળી લીધી. એણે કહ્યું, ''આજે રવિવાર છે. એ લોકો રાતના મોડે સુધી વાંચતા હોય છે.''

ભવતોષે ઊંચે સાદે કહ્યું, "તોપણ હવે એ લોકોને ઉઠાડો. પિતાજી કહેતા હતા, "તડકો ચઢ્યાં પછી ઊઠવાથી આવરદા ઘટે છે." તો એ લોકો કઈ પરીક્ષા આપવાના છે?"

"શુભો અને ધ્રુવ બન્ને એકસાથે માધ્યમિક શુભો એકવખત નાપાસ થવાને લીધે...

લતિકાએ વચ્ચેથી જ એને અટકાવતાં કહ્યું, "એ કાંઈ ભણવામાં કાચો છે તેથી થોડો નપાસ થયો? એની માંદગી લાંબી તેથી. ટૂકાઈને તો રોજ જ પરીક્ષા હોય છે."

"ઓ છોકરાંઓ એટલાં મોટાં થઈ ગયાં છે? ક્યાં છે. એમને બોલાવો. મળું તો ખરો. વળી મારે આજે ઉતાવળ છે."

"ઉતાવળ છે?"

કેવી સ્વર્ગીય ભાષા!

આમ લતિકાએ તો વિચાર્યું અને સાથે પરિતોષે પણ વિચાર્યું આખા દિવસની કડાકૂટ તથા ધમાલમાંથી ઊગર્યા એટલે. દિવ્યચક્ષુ હોય તો જોઈ શકાય. લતિકાના મુખ પર તિરસ્કારનો ભાવ, છોકરા છોકરીના મોઢા પર વિદ્રૂપ હાસ્ય, અને કંટાળો.

લતિકા હમણાં શા માટે ભક્તિગદ્ગદ્ થઈ છે. તથા આગ્રહ કરે છે, તે પણ એક રહસ્ય છે. જાણે એ ચાલી જાય તો છુટકારો થાય.

આ કંઈ લતિકાનો સૈન્યમાં અમલદારની નોકરી કરતો ભાઈ નથી, જે ક્યારેક આવી ચઢે ઘરમાં દેકારો મચી જાય. લતિકા કૃતાર્થતા અનુભવે, છોકરાંઓ મામાના મહિમાની વાતો સાંભળતાં સાંભળતાં વિગલિત બની જાય, અને રસોડામા અન્નકૂટની તૈયારી થાય. આ તો પરિતોષના ગામડિયા ભાઈ હતા.

તોપણ પરિતોષે ક્ષીણ અવાજે કહ્યું, " ઉતાવળ છે એટલે? જમ્યા વગર જ જતા રહેશો?"

ભવતોષે જાણે મૂંઝવણમાં પડ્યા હોય તેવે અવાજે કહ્યું, "તારી ભાભીની બહેનપણી જે વારેવારે કાગળ લખીને ફરિયાદ કર્યા કરે છે કે હું ક્યારેય ત્યાં જતો નથી. આ વખતે એણે વચન લીધું છે કે, કલકત્તા આવું ત્યારે એને ત્યાં ઊતરું ને ત્યાં જ જમું, "જો હું વચન ન પાળું તો તારી ભાભી ગુસ્સે થશે. તે ઉપરાંત એ બહેનને ત્યાં જવાનું એક સબળ કારણ પણ છે. તારી ભાભીનો એક હુકમ - શું? ઓ, આટલે વખતે જમીનદારબાબુની ઊંઘ ઊડી? અરે ભાઈ! રાતના જાગવા કરતાં સવારના પહોરમાં ઊઠવું સારૂં. સવારે મગજ સાફ હોય છે. હું હમણાં જ કહેતો હતો, કે બાપાજી કહેતા હતા, કે તડકો ચઢ્યાં પછી ઊઠીએ તો આવરદા ઘટે છે. ઓ- દીકરી-આવ આવ. કેટલી ઊંચી થઈ ગઈ છે?"

પરિતોષનાં બન્ને છોકરા અને છોકરી બગાસાં ખાતાં ખાતાં, ને આંખ ચોળતાં ચોળતાં આવ્યાં ને ઊભા રહ્યાં.

પરિતોષે આશા રાખી હતી કે, લતિકા ઈશારો કરીને એમને પ્રણામ કરવાનું કહેશે. પણ એ આશા ફળી નહિ. એણે જોયું, કે લતિકા પણ બગાસું ખાતી હતી. લાગતું હતું કે હાશનું બગાસું.

છોકરાં થોડી ક્ષણ ઠંડાં થઈને ઊભા રહ્યાં ને પાછા ફરીને જે બારણામાથી અંદર આવ્યાં હતાં, તે બારણામાંથી ચાલ્યાં ગયાં.

પાયજામાની લંબાઈ અને ઝૂલતા નાડાં જોઈને છોકરા ઠોકર ખાઈને પડી નથી જતાં એની નવાઈ લાગે.

લતિકા ઊઠીને ઊભી થઈ અને જાણે દુઃખી થતી હોય તેમ તેણે કહ્યું "મોટાભાઈ! રહેશો નહિ? મને તો આશા હતી, કે તમારા માનમાં એક દિવસ સરસ રસોઈ કરીશ. અને ભેગા બેસીને જમીશું. પણ એ ભાગ્યમાં નથી. બીજી થોડી ચા પીશો? ભવતોષે કહ્યું, "ના. ના. વારેવારે ચા પીવાથી તબિયત બગડે."

લતિકા છાતી પરથી પથરો ઊંચકાયાનો અનુભવ કરતી અંદર ચાલી ગઈ. હજુ પણ શું ભાઈની પાસે એકાંતમાં એ કશું માગશે?

પણ લતિકાના હિસાબમાં ભૂલ હતી. ભવતોષ માસ્તરે માગણી કરી જ, ભાઈનો હાથ પકડીને દબાયેલ અવાજે એણે કહ્યું, "મારી એક વાત માનવી પડશે પરિ."

પહોળી કફનીના અંદરના ગજવામાંથી એક નોટનો થોકડો બહાર કાઢીને એને આજીજી કરતાં કહ્યું, " આ રાખ." થોકડામાં આઠ સો સો રૂપિયાની નોટ હતી.

એણે જોરથી પરિતોષના હાથમાં મૂકી અને એની મુઠ્ઠી બંધ કરી.

હેબતાઈ ગયેલા પરિતોષે કહ્યું, "રાખ એટલે?"

અત્યાર સુધી આવેગને રૂંધી દીધેલો, ભવતોષ હવે એના અસલ રૂપમા આવી ગયો હતો. "રાખ એટલે રાખ. એનો બીજો શો અર્થ હોય?"

તોપણ પરિતોષે મૂંઝવણ વ્યક્ત કરતાં કહ્યું, "રાખું, તે પછી શું?"

હા. હા. હા.

"તે પછી શું ખરચજે."

"તમે રાખવા આપેલા રૂપિયા હું ખર્ચું?"

"નવાઈની વાત છે, મારા રૂપિયા, તારા રૂપિયા એ વળી શું?"

જરૂર પડે, ત્યારે ખરચવાને તો પૈસા છે."

હવે પરિતોષ પણ એના મૂળ રૂપમાં આવ્યો, "તમે મને આપવાને આ પૈસા લઈ આવ્યા?"

"કેવી મુસીબત! મેં ક્યાં એવું કહ્યું? આવ્યો હતો, એક ફાલતુ કામે. કંઈ ખાસ નથી. તું લઈ લેને." ઝટપટ લઈ લે. માનીબાબુને આંખે ચઢશે, તો એમનો માનભંગ થશે. આજકાલના છોકરાંને તો તું જાણે છે." ભવતોષ માસ્તર એક ફાલતુ કામ માટે આઠસો રૂપિયા લઈને કલકત્તાની સફરે આવ્યા હતા? એ મનાય એવું હતું ખરું?

પરિતોષે ટાઢાશથી કહ્યું, ''એ ફાલતુ કામ શું હતું તે કહેશો?''

''અરે ભાઈ! કહેવું જ પડશે? તારી ભાભીની બહેનપણીનો મોટો છોકરો, એને નોકરી ન મળતાં. એણે સ્ટીલના ફરનિચરની દુકાન ખોલી છે, જ્યારે તારી ભાભીને એ વાતની ખબર પડી, ત્યારે એને યાદ આવ્યું, કે એક લોકરવાળું સ્ટીલનું કબાટ ખરીદવાની એની પ્રબળ ઇચ્છા હતી. જીવનભર. જુઓ તો ખરા! આ તો રણશીંગાનો સાંભળ્યો સાદ ને નીકળી પડ્યા લડવા જેવું થયુ. આખું જીવન એને યાદ આવ્યું નહિ, પણ જ્યારે ભાણેજે દુકાન ખોલી એટલે–મૂળ તો એને એમ કે પડતર કિંમતે આપશે ને સારામાં સારો માલ આપશે. સાંભળ્યું? પણ ભલું હશે, તો એ છોકરો માસીને જ ફાંસીને માંચડે લટકાવશે. બસ. જાણવું હતું તે જાણ્યું ને? મને થયું, એની ગમે તેવી ઇચ્છા શા માટે હું પૂરી કરું? રિટાયર્ડ થયો. ત્યારે થોડી રકમ મળી હતી.''

પરિતોષે ગંભીરતાથી કહ્યું, ''મને માફ કરો મોટાભાઈ.''

''તને માફ કરુ?''

ભવતોષ જાણે ઘવાયો હોય એમ બોલ્યો, ''એનો અર્થ કે તું મને પારકો ગણે છે?''

''ના. ના.''

પરિતોષનું ગળું ભરાઈ આવ્યું. ''ભાભીની જીવનભરની ઇચ્છા''. ''છોડ એ વાત. બૈરાના અભરખાની વાત જવા દે. એ ઇચ્છા કઈ ઘડમાથું હોય તો ને? નિશાળના શિક્ષકનું જૂનુ પુરાણુ ઘર, ફક્ત બે જણ ડોસાડોસીનો સસાર, એવુ તે શું રાજઐશ્વર્ય હોય કે લૉકરવાળું લોખંડનુ કબાટ ન હોય તો ન ચાલે? મારી જે કંઈ મૂડી હોય તે આ કબાટમાં સાચવેલી છે. પરિ સમજજે.''

કહીને એમણે એમની છાતીમા એક થાપટ મારી.

''મોટાભાઈ!''

''પાછું બચપણની જેમ મોટાભાઈ મોટાભાઈ? હુ કહું તારે ચારે તરફ ભીડ છે, છોકરાઓની પરીક્ષાની ફી આપવાની ચિંતામાં ને ચિંતામાં હાડકાં ગળે છે તો એના કરતાં તારી ભાભીનુ સ્ટીલનું કબાટ વધારે જરૂરી છે?''

# હથિયાર

ચાલો આટલા દિવસની લડાઈ પૂરી થઈ.

હાઈકોર્ટનો ચુકાદો આવી ગયો.

બંધ થઈ વકીલ સોલિસિટરની કચકચ. એ કચકચ કંઈ થોડા દિવસ ચાલી નહોતી. દશ વર્ષો સુધી લગાતાર ચાલતી રહી. કેટકેટલા રૂપિયા એ લોકોએ હજમ કર્યા.

બન્ને પક્ષના વકીલોએ પોતાના અસીલોને ઉશ્કેરી ઉશ્કેરીને, તથા જીતવાની ખાતરી આપી આપીને મામૂલી રહેણીના ઘરના મામલામાં, મુનસફની કોર્ટમાંથી હાઈકોર્ટ સુધી ઘસડ્યા હતા.

એ જ તો એના ધંધાનું પવિત્રમાં પવિત્ર કર્તવ્ય હતું. અસીલના જીદની આગને બળતી રાખવી, ખાસ કરીને માલમિલકતના ભાગના મુકદમામાં, પછી એ મિલકત થોડી હોય કે ઘણી હોય. સંપત્તિ ગૌણ બની જાય, વિષય જ મુખ્ય બની જાય, એટલે કે જીદ.

કદાચ ભાગીદારીના ઘરમાં દીવાલમાં ક્યાંક ગેરકાયદેસર બારી મૂકાવી હોય તે અંગે, ભાઈભાઈ, દિયર-ભોજાઈ, કાકાસસરા અને ભત્રીજાવહુએ એકબીજા પર માંડેલા દાવા, દશવીશ વર્ષ ચાલ્યા હોય એવાં દૃષ્ટાંતો પણ સારા પ્રમાણમાં મળે છે.

જો અસીલ વિચારે, 'આ ત્રાસમાંથી છુટકારો થાય તો સારું' તો વકીલો મનોમન વિચારે, 'છોડીએ શું કરવા? તમારા ખિસ્સામાં જ્યાં સુધી પૈસા હોય ત્યાં સુધી શા માટે છોડીએ?'

બેઠકખાના રોડ પર ઘોષ ચૌધરીના ઘરની રાજેશ્વરી ઘોષ ચૌધરી વિરુદ્ધ ઇન્દ્રનાથ ઘોષ ચૌધરીના રહેઠાણના ભાગલા બાબતનો મુકદમો આ રીતે દશ વર્ષથી ચાલતો હતો.

લડાઈની શરૂઆતમાં બન્ને પક્ષનાં સગાંવહાલાં તથા ઓળખીતા કૌતૂહલથી ઊંચી ડોક કરીને જોતાં હતાં કે કોણ હારે છે અને કોણ જીતે છે? પણ લડાઈના વિલંબિત લયને કારણે એ કૌતૂહલ ક્રમશઃ ઓસરતું ગયું. ધીમેધીમે લોકો ભૂલવા લાગ્યા હતા, કે કયાં કયાં રણાંગણમાં યુદ્ધ ખેલાય છે.

રોજબરોજના જીવનમાં, લડાઈમાં સંડોવાયલા પક્ષોના સંબંધમાં કશી ત્રુટિ વરતાતી નહોતી. વિધવા રાજેશ્વરી ઘોષ ચૌધરી સવારે ગાડી બહાર કાઢીને રેશમી સાડી પહેરીને રોજ ગંગાસ્નાન માટે જતી. કાલીઘાટમાં ઠાઠમાઠથી કાલીની પૂજા કરતી અને પરણાવેલી એકમાત્ર છોકરીને વર્ષમાં સાત મહિના સાસરેથી બોલાવીને દીકરીજમાઈને ખૂબ લાડપ્રેમથી રાખતી, કુંવારો ઇન્દ્રનાથ ઘોષ ચૌધરી સવારે ગાડી બહાર કાઢીને બાપદાદાના વખતના છાપખાનાના કામ પર દેખરેખ રાખે, વકીલો જોડે વાટાઘાટ કરે અને સાંજે મિત્રો સાથે ગાયનવાદનની બેઠક જમાવે એ એનો નશો હતો.

બાપ યોગીન ઘોષ મરતાં પૂર્વે આ પ્રમાણેની વ્યવસ્થા કરી ગયા હતા.

ત્રણ પેઢીના છાપખાનાની માલિકી એમના બીજીવારના લગ્નથી થયેલા પુત્ર ઇન્દ્રનાથ ઘોષ ચૌધરીની અને એ વિષેના વળતરના નગદ રૂપિયા એમની પહેલીવારના લગ્નથી થયેલા પુત્રની પત્ની રાજેશ્વરી ઘોષ ચૌધરીને ફાળે. રાજેશ્વરીનું નભતું વ્યાજના પૈસાથી, અને ઇન્દ્રનાથના છાપખાનાની આવકમાંથી.

કિશોરવયમાં ફૂટબૉલ રમતાં પગ ઘવાયો હોવાથી ઇન્દ્રનાથ લગ્ન કરવા ઇચ્છતો નહોતો. એ કહેતો, આપણા સમાજમાં લંગડા જોડે લગ્ન કરવા ઘણી છોકરીઓ તૈયાર થાય, તોયે હું ખોડંગાતો ખોડંગાતો મંડપમાં જઈને ઊભો રહેવા માગતો નથી. એ કારણે એ એકાકી જીવન જીવતો હતો. એના સુખમાં જરીય ઓછપ નહોતી.

જાજરમાન યોગીન ઘોષ ચૌધરી આગળ વિધવા રાજેશ્વરી નમ્ર, નતનયના, સદા બ્હીતી રહેતી પુત્રવધૂ હતી. જોકે, એ વખતે એની છોકરીનાં લગ્ન થઈ ગયાં હતાં. યોગીન ઘોષ ચૌધરીની પ્રબળ ઇચ્છાને પરિણામે જલદી જલદી લગ્ન કરવામાં આવ્યાં હતાં.

અને ઇન્દ્રનાથ? એ બીજા લગ્નનું સંતાન હતો તેથી શું? એ તો બાળપણથી જ મા વિનાનો હતો. એ બાપની જોડે કશી ચર્ચા કરતો નહિ. બાપની અદબ રાખતો નહિ. જે કંઈ કહેવાનું હોય તે સાવકી ભાભીને કહેતો. બન્ને વચ્ચે આત્મીયતાનો સંબંધ હતો.

વડા યોગીન ઘોષ ચૌધરીના જાતજાતના સ્વભાવદોષો હતા. કૃપણતા, રૂઢિચુસ્તતા જે બધા વિષે દિયર-ભોજાઈ મજાક-મશ્કરી કરતા.

પણ યોગીન ઘોષ ચૌધરી મરતાંવેંત પટભૂમિમાં આશ્ચર્યજનક પરિવર્તન થયું. આટલા દિનોની મૈત્રીમાં પૂળો મુકાયો, ને એને ભસ્મીભૂત કરી દેવાઈ અને બન્ને વચ્ચે સાપ-નોળિયાની વેરભાવના જન્મી.

જોકે પહેલી આગ ચાંપી રાજેશ્વરીએ. એણે કહ્યું, ''માથા પરનું છત્ર ચાલી ગયું છે. હવે ઘરમાં ભાઈબંધ દોસ્તદારોને લઈને ગાયનવાદનનો અડ્ડો જમાવો છો. તે હવે સમેટવો પડશે.''

આ સાંભળી ઇન્દ્રનાથનું માથું ફરી ગયું. એણે કહ્યું, ''માથા પરનું છત્ર કોઈનું હંમેશને માટે ટકી રહેતું નથી. માની લે કે હવે હું જ છત્ર છું. કશું સમેટાશે નહિ.''

ભાભીએ કહ્યું, "બધું સમેટવું જ પડશે. મને અગવડ પડે છે."

દિયરે કહ્યું, "સંગીતની તમને જો સૂગ હોય તો કાનમાં પૂમડાં ખોસોને?"

"ફક્ત પૂમડાં ખોસવાથી નહિ ચાલે. ઘરમાંથી બહાર નીકળતાં અને બહાર જતાં મને મૂંઝવણ થાય છે. હંમેશાં તમારા દીવાનખાનામાં લોકો બેઠા જ હોય. તો તમે ઘરના પાછળના ભાગમાં અડ્ડો જમાવોને. "આગલા ભાગમાં હું રહીશ. આંખમાં શૂળ ભોંકાય એવું દશ્ય મારે જોવું ન પડે."

આ પ્રમાણે વાગ્યુદ્ધ ચાલ્યા કર્યું.

ઈન્દ્રનાથે કહ્યું, "મામા બૈરાંછોકરાં જોડે આગળના ભાગમાં રહે અને હું મરદ માણસ અંદર? મારા બાપદાદાનું ઘર છે. આ ઘર પર ખરો અધિકાર તો મારો છે. મામા આવી ભરાયા ને પાછી દાદાગીરી? વળી બૈરાં માણસને વારે ઘડીએ, બહાર શાનું જવાનું?"

બહાર નહિ જાઉં તો શું ઘરમાં ગોંધાઈ રહું? તમે તૈયાર તગારા પર બેસીને ડંફાસ મારો છો? એ જીવતા હતા ત્યાં સુધી સૌજન્ય મેં જાળવ્યું. હવે હું એ તમારી દાદાગીરી શા માટે ચલાવી લઉં? બધાને ખબર છે કે જે મોટું હોય તેનો ભાગ વધારે તેથી બહારનો ભાગ મને ખાલી કરીને આપી દેવો પડશે.

"એમ ખુશ થવાની જરૂર નથી. હું જ્યાં છું ત્યાં જ રહીશ."

"હું એકલી વિધવા. મારી સારસંભાળ રાખવા માટે દીકરીજમાઈને હું સાથે રાખવા માગું છું. ડૉક્ટર જમાઈ, એને એક ચેમ્બર ખોલી આપવાની જરૂર છે અને તેથી મારે આગલો ભાગ જોઈએ છે."

"જમાઈ આવીને તમારી સારસંભાળ રાખશે? ભ્રમમાં ન રહેશો, કહ્યું છે કે જમ ને જમાઈ સરખા. મિત્ર કુટુંબનો માણસ ઘોષ ચૌધરીના ઘરનો માલિક બનશે. એ હું નહિ ચલાવી લઉં."

"તમે કોણ ચલાવી લેવાવાળા. ઘર પર શું મારો હક નથી?"

"છે, તમારા આ રસોડાં, સામાન રાખવાનો ઓરડો એ બધી જગ્યાએ જમાઈને ચેમ્બર ખોલવા દો. ઘરનો આગલો ભાગ તમે નહિ વાપરી શકો."

રાજેશ્વરીએ કહ્યું, "હું પણ જોઈ લઈશ, આગલો ભાગ કબજે કરીને જ જંપીશ."

રાજેશ્વરીએ દાવો માંડ્યો, એની મુખ્ય ફરિયાદ હતી.

ઘરમાં હંમેશાં ઈન્દ્રનાથના લફંગા માણસો પડ્યાપાથર્યા રહે છે. વિધવા સ્ત્રીને ગંગાસ્નાન માટે, મંદિર જવા માટે, સાંજે કથા સાંભળવા જવા માટે ઘરના આગલા ભાગમાં થઈને જવું પડે એ જગ્યામાં આવા લફંગા માણસો બેઠા હોય તેથી ઘણો સંકોચ થાય છે અને એકાકી સ્ત્રી, એક જણ સંભાળ રાખનારું સાથે હોય તે જરૂરી છે. છોકરી અને જમાઈ સંભાળ રાખશે જમાઈ ડૉક્ટર છે. તેથી એ હંમેશાં સાથે હોય તો સગવડ રહે, વગેરે.

ફરિયાદ નોંધાવી એટલે પછી દાવાની સુનાવણી શરૂ થઈ. ઈન્દ્રનાથ ઘોષ ચૌધરી

કંઈ ગુપચુપ ઘરનો આગલો ભાગ થોડો ખાલી કરે?

એને તો આ દાવાની નોંધણી આંખમા ઝેર જેવી લાગી. એકવાર વકીલના હાથમાં સપડાયા તો એમને માટે તે એ ઝેર અમૃત બની જાય. એ લોકો તો અસીલને ડુબાડતા ડુબાડતા પાતાળ સુધી લઈ જવાના.

શરૂઆતમાં તો રાજેશ્વરીના ત્રણ પેઢીનાં સગાંવહાલાંઓએ તો રાજેશ્વરીનું જ સમર્થન કર્યું. કહેવા લાગ્યાં "ખરેખર એ બિચારી માટે તો માથા દુ:ખણું છે. ઘરમાં આખો વખત બહારના લોકો ધાંધલધમાલ મચાવતા હોય તો રહેવાનું અસહ્ય થઈ પડે. લંગડા ઇન્દ્રનાથથી બહાર હરવાફરવાનું તો બને નહિ, એટલે ઘરમાં જ મિત્રોનો અડ્ડો જમાવે, તો રહે જઈને ઘરના પાછળના ભાગમાં, ઉનાળાના દિવસોમાં રસ્તા પર પડતા છજામાં દોસ્તદારોની મજલિસ જામી હોય, ત્યારે રાજેશ્વરીને લોકોની વચ્ચે થઈને અંદર જવું પડે એ તો હડહડતો અન્યાય છે.

તો ઇન્દ્રનાથના બન્ને કુળનાં સગાં, રાજેશ્વરીની નિંદા કરતા થાકતાં નહોતાં...ને ઇન્દનાથની પીઠ થાબડતા. પણ પારકી પંચાતમાં ક્યાં સુધી રસ ટકી રહે? ઇન્દ્રનાથને તો ફક્ત બે જ કુળો હતાં, ને અસલ કુળમાં તો મીંડું હતું. પુરુષનું સાસરાનું કુળ જ અસલ કુળ જે એની સ્વાર્થરક્ષા માટે સતત પ્રયત્નશીલ હોય. પણ બધી તો જૂની વાત થઈ.

જુદું રસોડું? એ પણ જૂની વાત.

દાવો માંડતાંની સાથે જ ઇન્દ્રનાથના હિતચિંતકો (મોટેભાગે પાડોશીઓ ત્રણ પેઢીથી પડખે રહેતા પડોશીઓ જ ન્યાતીલા) જોરશોરથી કહેવા લાગ્યા. "હજુ સહિયારું રસોડું છે, તેથી આશ્ચર્ય થાય છે, ને રસોડું ચલાવે છે રાજેશ્વરી! વેરની મારી કોણ જાણે ખાવાનામાં શુંયે નાંખી દે."

ઇન્દ્રનાથ અવાક્ થઈને કહેતો, "એટલે?"

"એનો અર્થ શું તે સમજાવવાનું હોય? સ્ત્રીઓની જાત હોય છે કાળી નાગણની. વેરને લીધે ખોરાકમાં ઝેર ભેળવે તો?"

"શું? ઝેર?" ઇન્દ્રનાથ હો... હો... કરતો હસ્યો, એણે કહ્યું "ગાંડાની જેમ વાત ન કરો. રસોઈ પણ સહિયારી ક્યાં થાય છે? એનું તો કેટલાય વખતથી જુદું રસોડું છે. એક વાર દાળભાત રંધાતાં જોઉં છું."

"કહું છું, તમારી રસોઈની વ્યવસ્થા તો એના હાથમાં છે."

"તો કોના હાથમાં હોય, કહો તો, મારા હાથમાં?"

"એને સમજવું જ નથી, તેને શી રીતે સમજાવું?"

હિતચિંતકો કંટાળીને ચાલ્યા ગયા. પણ ગુનેગારે જ જાતે આવીને કહ્યું, "સમજ્યા દિયરજી! કાલથી આપણાં રસોડાં જુદાં."

"તમને આ સલાહ આપવા કોણ આવ્યું?"

"સલાહ આપનારાઓનો કંઈ તોટો છે? ઠેકઠેકાણે તમારા શુભેચ્છકો નથી?

એ લોકોને શંકા નથી કે શત્રુનો સહેલાઈથી નિકાલ કરવા ખાવાનામાં ઝેર ભેળવાય?" ઈન્દ્રનાથે કહ્યું, "ઝેર ન ખાઈને રોજ રોજ મરવા કરતાં, એક દિવસ સામટું ઝેર ખાઈને મરવું સારું. એ વિચાર છોડી દો."

"એમ છોડી દો કહેવાથી થોડું છૂટે છે?"

બન્ને પક્ષના સમર્થકોની આંખો કપાળે ચઢી ગઈ, એમણે ગાલે હાથ મૂક્યા. રાજેશ્વરી હજુ પણ દિયરને રોજ રોજ ફરતે ફરતે જાતજાતની સારી સારી વાનગીઓ ખવડાવે છે. એ બધું શું? મૂર્ખામી? ઢોંગ? કે એની પાછળ કોઈ ચાલ છે? ઈન્દ્રનાથનાં સગાંઓમાં બાપના પક્ષે એક ફોઈ, અને માના પક્ષમાં બે માસીઓ. એ બધાં મોટીવહુનું આચરણ જોઈને કંપી ઊઠ્યા. એમણે કહ્યું, "ઇન્દ્ર ! સાવધ રહેજે."

પાછા સામે પક્ષે પણ જઈને કહી આવ્યા. "હજી ઈન્દ્રને જમાડવાની જવાબદારી તમારે માથે શા માટે લીધી છે? તમારી અક્કલ તો ઠેકાણે છે ને?"

પરિણામે જૂના નોકર, ચાકર, રસોઈયો, રસોડું તથા સામાનની ઓરડી એ બધું ઈન્દ્રનાથના ભાગમાં રહ્યું, રાજેશ્વરીએ બીજે માળે પૂજાના ખંડની પાસેની ઓસરીમાં પોતાની વ્યવસ્થા કરી. છોકરી-જમાઈ આવે ત્યારે?

રાજેશ્વરી કહે, "મારે તો માંસમાછલી કશું ખપે નહિ. એમને શાકાહારી ભોજન ન ખપે, તો કાં તો કાકાને ત્યાં, જમે અથવા હોટલમાંથી મંગાવી લે."

છોકરી કાકાની તરફ ચીઢ હતી. આ બધું જોયા, પછી એને અકળામણ થતી. તોપણ ભવિષ્યનાં રંગીન સ્વપ્નાં ફળે એવી આશાથી, કાકા જોડે સારુ રાખતી. વરને માટે સારો એવો ચેમ્બર, અને પોતાના ભાગના ઘરની માલિકી એની જ હોવાની.

છોકરીએ જવાબ આપ્યો, "કાકાને ત્યાં કયે મોઢે ખાવા જાઉં?"

"શરમ આવતી હોય તો ના જતી."

પણ ઈન્દ્રનાથ ઘોષ ચૌધરી નામના માણસને કશી શરમ નહોતી. એ જુએ કે ભત્રીજી આવી છે, તો સવારના પહોરમાં જ બૂમ પાડે."બેબી ચા તૈયાર છે. પીવા આવી જા. તારી પુણ્યવતી માને ત્યાં તો ચાની જોડે આમલેટ, ફ્રેન્ચ ટોસ્ટ કશું નહિ મળે."

ઘરના જ્યાં સુધી ભાગલા ન પડે, ત્યાં સુધી બધું એક જ હતું. એક જ હતું જૂનું ભોજનગૃહ, તેમાં યોગીન ઘોષ ચૌધરીનું આરસનું ડાઈનિંગ ટેબલ, માંસાહાર એ જગ્યા સિવાય બીજે ક્યાં થઈ શકે?

જૂનો રસોઈયો રામલાલ કહે, "છોકરી-જમાઈને માટે સારી માછલી અને સારું માંસ લઈ આવું. પૈસા આપો તો ભાભી ! સારી રસોઈ બનાવું."

રાજેશ્વરી પૈસા આપે.

ઈન્દ્રનાથ કહે, "એ રામલાલ! ભાભીના પૈસામાંથી જો બેબી માટે માંસમચ્છી લાવ્યો તો તારા હાડકાં ભાંગી નાંખીશ. લઈ જા પૈસા મારી પાસેથી."

રામલાલ રાજી થઈને બન્ને પાસેથી પૈસા પડાવે. પછી રસોઈ થાય. એમના

ઓરડા આગળ જઈને બૂમ પાડે "એ બેબી, જમાઈબાબુને લઈને આવી જા. ઇન્દ્રબાબુ તમારા વગર જમવા નહિ બેસે."

બધા દિવસ જમાઈબાબુ નહિ આવતા. છોકરી એકલી પણ જતી. સાથે બે વર્ષની દીકરીને પણ લઈ જતી.

જોકે દાવો જોરશોરમાં ચાલતો હતો. ઘરના ભાગલા ન પડે ત્યાં સુધી આ પરિસ્થિતિમાં કશું પરિવર્તન થાય એમ નહોતું.

તોપણ રાજેશ્વરીને બે આંખની શરમ જેવું નહોતું. એ સહજ રીતે ઊંચે અવાજે કહેતી, "બેબી, ખાતાં પહેલાં થોડું તારા કાકાના લાડકા કૂતરાને ખવડાવજે."

સાંભળી બેબી ટેબલ પર માથું ઢાળી દેતી.

ઇન્દ્રનાથ કહે, "બેબી સાંભળે છે કે? આજકાલ તારી મા કેવી શિષ્ટ ભાષાનો પ્રયોગ કરે છે તે જો"

બેબી નીચે મોઢે કહેતી, "તમે લોકો આમ આડું આડું કેમ બોલો છો?"

"અમે લોકો? અમે શાના? કહેને તારી સાધ્વી માને."

"ઝઘડો તમે બન્ને કરો છો. તેથી તો બન્નેને કહો છો."

"તો શું ભાભી જે હુકમ કરે તે હું માથે ચઢાવું? લે લે આજે બહુ સરસ બનાવી છે. જમાઈ હમણાં આવશે કે?"

"કહેતા તો હતા.

ઇન્દ્રનાથે બૂમ પાડીને કહ્યું, "અત્યારનું બધું ખાવાનું જમાઈબાબુ માટે ફ્રિજમાં મૂકી દે, રામલાલ."

"એ તો મેં પહેલેથી જ મૂકી દીધું છે."

પણ આ બધી વાતો તો જૂની થઈ ગઈ છે. પછી તો કેટલાંય વર્ષોનાં વહાણાં વાયાં. દશ વર્ષનો સમય કંઈ ઓછો કહેવાય?

રાજેશ્વરીના વાળ સફેદ થયા. ઇન્દ્રનાથને પણ તાલ પડવા માંડી. બેબી બીજાં એક છોકરો તથા છોકરીની માતા થઈ હતી. જમાઈએ સાસુને ભરોસે મહોલ્લામાં એક નાનો સરખો ચેમ્બર ખોલ્યો હતો.

રાજેશ્વરીએ માંડેલા દાવામાં એ હારી ગઈ હતી.

એ સમાચાર મળતાં ઇન્દ્રનાથે ગ્રામોફોન પર બિસ્મિલ્લાહની શરણાઈની રેકર્ડ વગાડી હતી. લોકોને બોલાવી ભોજન કરાવ્યું હતું. બેબી અને એના વરને નોતર્યાં હતાં, પણ એ લોકો આવ્યા નહિ.

બેબીએ માને ધમકાવતાં કહ્યું, "લોકોમાં હસવા જેવું કર્યું. કાકા જ સાચા હકદાર હતા. કાકા પુરુષ છે."

"પુરુષ એટલે એ શું માથે ચઢી બેસે? મોટાનો ભાગ વધારે હોય જ. એ શું અન્યાયી માગણી છે?"

"હારી તો ગઈ."

મા હારી તેથી વર આગળ પણ એને નીચાજોણું થયું. હવે કાકા પાસે પણ પહેલાંની જેમ મુક્ત મને જવાશે નહિ. માએ જરા પણ નિરાશ થયા વિના કહ્યું, "હારી ગઈ તેથી હું થોડી છોડી દેવાની છું? તારા મોટાભાઈના પણ મોટાભાઈ છે. નીચલી કોર્ટમાંથી હાઈકોર્ટ."

એ મોટાભાઈના પણ મોટાભાઈની છત્રછાયામાં આટલા દિવસ લડાઈ ચાલી. બન્ને કોર્ટ મળીને દશ વર્ષ.

હાઈકોર્ટનો ચુકાદો આવ્યો.

રાજેશ્વરી ઘોષ ચૌધરી વિરુદ્ધ ઇન્દ્રનાથ ઘોષ ચૌધરીના ઘરની વહેંચણીના દાવામાં રાજેશ્વરી ઘોષ ચૌધરીની જીત.

આટલા સમય પછી લોકોનું ઝોકાં ખાતું કૌતૂહલ પાછું જાગી ઊઠ્યું. આજે બધાની ચકિત દૃષ્ટિ એ ઘર તરફ હતી.

"તો આખરે રાજેશ્વરી જ જીતી?"

"એ તો દીવા જેવું ચોખ્ખું છે. જોતા નથી વાજતેગાજતે કાલીમાતાની પૂજા કરવા જાય છે તે."

કેટલાય લોકો વ્યંગ્યમાં કહેતા, "હજી લડાઈ પૂરી થઈ નથી. સુપ્રીમ કોર્ટમાં અપીલ થવાની."

ઇન્દ્રનાથમાં એ શક્તિ હોત તો એ સુપ્રીમ કોર્ટમાં જાત.

ગમે એમ કહો, પણ બાઈ બહુ જબરી. જ્યાં સુધી સસરા જીવતા હતા ત્યારે ગભરુ ગાય જેવી. સસરા મરતાં જ એને પાંખો ફૂટી. ને પાઠ કીર્તન, કથા, રોજ ગંગાસ્નાન બધું શરૂ કરી દીધું.

બહુ જૂનો મહોલ્લો હતો. ત્રણ પેઢીથી એ લોકો અહીં રહેતા હતા. અંદરથી તો ઘણા લોકોની સહાનુભૂતિ ઇન્દ્રનાથની તરફ હતી. ગમે તે હોય, એના બાપદાદાની બધી સંપત્તિ. એનો જ હક વધારે. મહોલ્લાના ઘણા લોકો એના રમતગમતના સાથી હતા.

એ વાત સાચી હતી, કે ઇન્દ્રનાથનો મોટોભાઈ ચન્દ્રનાથ જ્યારે પરણીને વહુ લઈને આવ્યો હતો, તો સામેનો મકાનનો ભાગ ચન્દ્રનાથને માટે સજાવાયો હતો.

યોગીન ઘોષ ચૌધરીએ મોટા રસ્તા પર ફૂટપાથની અડોઅડ લોખંડની થાંભલીઓને ટેકે, આરસમઢ્યો ઓરડો જે બંધાવ્યો હતો, તેમાં જ તો ચન્દ્રનાથ મોડી રાતે એની ચન્દ્રમુખી પત્નીને લઈ આવ્યો હતો.

બાપ યોગીન ઘોષ ચૌધરી ત્યારે એમની બીજી વારની પત્ની અને બાળકો ઇન્દ્રનાથને લઈને મકાનના પાછલા ભાગમાં જઈને રહ્યા હતા. એ ભાગ પણ સુખચેનથી રહી શકાય એવો હતો. મોટી બારીઓ હતી. મોટા ઓરડા હતા. હવાઉજાસ સારાં હતાં. સરસ સજાવટ કરી હતી. પાછળ પણ ઝરૂખો હતો. પણ એ ઝરૂખામાં ઊભા રહીએ, તો નીચે કામવાળી વાસણ માંજતી હોય તે દૃશ્ય જોવા મળે.

પણ થોડા દિવસમાં જ બધું પલટાઈ ગયું.

બેબીના જન્મ પહેલાં જ યોગીન ઘોષ ચૌધરીની બીજી વારની પત્ની પણ અખંડ ચાંદલેચોટલે ચાલી ગઈ, અને બેબીના જન્મ પછી થોડા દિવસ પછી ચન્દ્રનાથનું પણ મૃત્યુ થયું બે દિવસના તાવમાં.

યોગીન ઘોષ ચૌધરીએ એક દિવસ ઘરની સામે જ ગાડીમાંથી ઊતરતાં જોયું કે વિધવા પુત્રવધૂ ઝરૂખામાં રસ્તા તરફ જોતી મોઢું પહોળું કરીને ઊભી છે.

બીજે દિવસે જ ઓરડો બદલ્યો. જગ્યા પણ બદલી. પિતા પુત્ર સામેની બાજુની જગ્યામાં ગયા. વિધવા, શિશુકન્યા અને દાસીને લઈને અંદરની બાજુ રહેવા ગઈ. બેબીના લગ્ન સુધી એ ત્યાં જ રહ્યા. ત્યારથી ઇન્દ્રનાથ સાંજને સમયે ગાયનવાદનનો અડ્ડો જમાવતો અને સવારે તથા બપોરે મસમોટા ઓરડામાં બેસી પાનાં રમતો.

લંગડો મનુષ્ય બીજું કરે પણ શું?

પગ સાજાસમા હોત તો શું એ મેદાન છોડીને ઘરમાં બેસી રહેત? ફૂટબૉલનો તો એ રસિયો હતો. પણ રાજેશ્વરી એવી નિર્લજ્જ હતી, કે સસરા મરતાં જ સમવયસી દિયર જોડે ઝઘડો શરૂ કર્યો. એની જૂની માગણી શરૂ કરી, કે મોટાનો વધારે ભાગ. એક સમયે તો એનો હક હતો જ. બન્ને વચ્ચે એટલો પ્રેમ હતો, કે સસરાથી છાનામાનાં કૂલફી ખાતાં, બન્ને જાસૂસી વાર્તાઓ સાથે વાંચતા તથા દાળમૂઠ, મકાઈ ડોડા અખાદ્ય ગણવા જોઈએ કે તેની ચર્ચા કરતા. એ બધુ રેલના પાણીમાં તણાઈ ગયું.

બધા તો એ બે વચ્ચે સાપ-નોળિયાનો સંબંધ જેવા લાગ્યા. બધાને ખૂબ નવાઈ લાગી.

અને આટલો લાંબો સમય ચુકાદાની રાહ જોતાં જોતાં એ વાત ભૂલી જ ગયા હતા.

આજે સવારે કાલીમંદિર આગળ ઢોલનગારાંનો અવાજ. મહોલ્લાના લોકો જરાય ખુશ નહોતા. શા માટે હોય? એક જબરી સ્ત્રીનો વિજય કોણ સાંખી શકે? સ્રીઓને પણ એ પસંદ ન પડે. તોપણ બેબી અને એનો વર રાજી થયાં. આટલા વખત પછી વરની આગળ મોઢું ઊંચું રાખી શકી.

બેબી કીમતી રેશમી સાડી પહેરી, વર અને છોકરા તથા છોકરીને લઈને માની સાથે પૂજા કરવા નીકળી.

જમાઈએ કહ્યું, ''અહીંના કોઈ ગોરમહારાજને બતાવીને શુભ મુહૂર્ત કઢાવી રાખ્યું હોત તો.''

મા તો જાણે આકાશમાંથી પડી. શાને માટે શુભ મૂહૂર્ત તમારાં છોકરાને નિશાળે મૂકવા માટેનું?''

છોકરીએ કહ્યું, ''મા! શું ફાવે એમ બોલે છે? પિંટુ તો કેટલાય વખતથી નિશાળે જાય છે. એમના ચેમ્બરની વાત એ કરતા હતા.''

''ઓ મા! એમ વાત છે?''

રાજેશ્વરીએ કહ્યું, "કોને માટે શું, તે મને કશું યાદ નથી., એવી શી ઉતાવળ છે? શુભ દિવસ એ શુભ મુહૂર્ત કંઈ થોડાં ભાગી જવાના છે?

પૂજા કરીને બન્ને હાથમાં નિર્માણ અને પ્રસાદ લઈને રાજેશ્વરી ગાડીમાથી ઊતરી. એની રેશમી સાડી પરસેવાથી ભીંજાઈ ગઈ હતી. એના રુક્ષ વાળ ખભો અને પીઠ ઢાંકતા હતા. બેબીની પણ એવી જ દશા હતી. વધારેમાં એના કપાળમાં ચાંદલો હતો અને કપાળ પર કંકુ લીપ્યું હતું.

ગાડીમાંથી ઊતરીને એણે ઉપર નજર કરી.

ના, ઝરૂખામાં કોઈ નથી.

જૂના જમાનાનું ઘર હતું.

ચોકની વચમાં જ દાદરો હતો. ઉપર ચઢીએ તો જમણી તરફ બહારની તરફ જવાય, ડાબી તરફ અંદર.

રાજેશ્વરી બન્ને હાથમાં પ્રસાદ લઈને ડાબી તરફ ચાલી. બેબીએ પૂછ્યું, "હમણાં એ તરફ ક્યાં ચાલી મા?" માએ કહ્યુ, "શું તારા કાકાને કાલીમાતાનો પ્રસાદ આપવા ન જાઉં?"

"કાકાને પ્રસાદ આપવા જશે?"

બેબી ગુસ્સાથી લાલચોળ થઈ ગઈ. નિષ્ઠુરતાની પણ હદ હોય.

એણે કહ્યું, "કાકાને પૂજાનો પ્રસાદ આપવા જવાની શી જરૂર છે?" માએ કહ્યું, "પ્રસાદમાં વળી એ આ પૂજાનો છે, કે પેલી પૂજાનો એવો ભેદ શા માટે? તે સિવાય મારી માનતાનો પૂજાનો પહેલો પ્રસાદ કોને આપુ કહે? સસરાના કુળમાં બીજું છે કોણ?" "જા લઈ જા એ જમીન પર પટકશે તે ખૂબ સારું લાગશે નહિ?"

"જમીન પર પટકશે?" આવ ને જો એ શું કરે છે"

રાજેશ્વરી ઓરડામાં આવી. એણે જોયું કે ઇન્દ્રનાથ બધાં વાદ્યો એક ઠેકાણે એકઠાં કરે છે.

રાજેશ્વરીએ કહ્યું, "ઓ મા ! તમે હાથ મેલા કરી આ ધૂળ શા માટે ઝાટકો છો. લો, આ કાલીમાતાનો પ્રસાદ હવે તો તમે નિર્ભયતાથી ખાઈ શકશો. હવે કંઈ ઝેર ભેળવ્યાનો ડર નથી. મરેલાને મારીને ખૂનનો આરોપ શા માટે વહોરી લઉં?"

ઇન્દ્રનાથે કશો જવાબ આપ્યો નહિ.

રાજેશ્વરીએ કહ્યું, "ઓરડામાં કેમ બધું વેરણછેરણ પડ્યું છે?" ઇન્દ્રનાથે કહ્યું, 'જેટલું જલદી ઘર ખાલી કરી શકાય તેટલું જલદી ખાલી કરવાનો પ્રયત્ન કરું છું."

"આ બધું લઈ જઈને રાખશો ક્યાં?"

"જે જગ્યા મારે માટે નક્કી થઈ છે ત્યાં."

"ઓ મા એ ઘર, ઝટપટ ખાલી કરું?"

"ક્યારે કરશો તે કહો."

રાજેશ્વરી સામે આવીને ઊભી રહી, ને ઇન્દ્રનાથની સામે એણે જોયા કર્યું,

પછી કહ્યુ, ''મે તમને ઉઘાડે શરીરે તો જોયા નથી. જુઓને ચહેરો કેવો ઝાંખો પડી ગયો છે? લાગે છે, કે રામલાલ એના ગામમા ખેતી કરવા અને બાગ બનાવવા ગયો છે.''

''રામલાલની વાત છોડો, તમારી વાત કરો, તમારી તરફની જગ્યા ક્યારે ખાલી થશે?''

રાજેશ્વરીએ ગભીરતાથી કહ્યુ, '' જો એમ કહુ કે ક્યારેય નહિ તો?'' ઇન્દ્રનાથે કહ્યુ,''તો શુ હાઈકોર્ટે આખુ ઘર તમને સોપવાનો ચુકાદો આપ્યો છે?'' એના મોઢા પર ભયની છાયા હતી.

રાજેશ્વરી નાહીને પૂજા કરીને આવી હતી. તે ભૂલીને ઇન્દ્રનાથના પલંગ પર બેસી ગઈ, ને બોલી, ''હાય! હાય! શુ એવી બુદ્ધિ અને એવી ઇચ્છાથી મે 'લડકે લેગે' એવુ કહ્યુ હતુ?''

ઇન્દ્રનાથે ધીરેથી કહ્યુ, '' દાવો કઈ મે માડ્યો નહોતો, માડ્યો હતો તમે.''

''શા માટે માડ્યો હતો કહો જોઉં?'' રાજેશ્વરીના મોઢા પર કૌતૂહલનુ હાસ્ય હતુ

ઇન્દ્રનાથે એની અવજ્ઞા કરતો હોય એવા ભાવથી કહ્યુ, ''અહકાર. એ જ તો છે લાબા વખતથી કૂદકે ને ભૂસકે વધતા જ જાય છે.''

''હા, ભાઈ, હા, અહકાર! કહુ છુ કે માણસ પાસે કશી તો મૂડી હોવી જોઈએ જેની પાસે બીજુ કશુ નથી. તેની અહકાર તો મૂડી છે. એ વડે તો, એકવાર પાછા આત્મગૌરવ મેળવવાનો પ્રયત્ન છે. હુ કહુ છુ, કે એક વિધવા સ્રીને માથું ઊંચકીને ઊભા રહેવા માટે પગની નીચે સખત માટીની જરૂર ખરી કે નહિ? આ દાવો જ હતો રાજેશ્વરી ઘોષ ચૌધરીને માટે પગની નીચેની માટીએ માટી. પગ તળે ન હોય તો તમારા આ હૃદયહીન સસારમા, આખો દિવસ પૂજા પાઠમા જ રચીપચી રહુ, કોઈ મને સન્માન્ય ગણત, અને અસામાન્ય માનત? એ તમે નહિ સમજી શકો, તોપણ તમને એ સાફસાફ કહી દઉં છુ, કે એ જગ્યા બદલાવવાનું મને નહિ પોષાય. લાબા સમયથી જ્યાથી મૂળિયા ઊખેડી બીજે મૂળિયા નાખવાની મારી શક્તિ નથી, હુ જ્યા છુ ત્યા જ રહેવાની છું, બસ.''

ઇન્દ્રનાથ ઊભો થઈને ઊચે સાદે બોલ્યો, ''જો હુ એ વાત ન માનુ તો?

રાજેશ્વરીએ રાજરાણીની છટાથી કહ્યુ, ''તો તમે ગેરકાયદેસર જગ્યાનો કબજો લેવા માટે રાજેશ્વરી ઘોષ ચૌધરીની સામે દાવો ઠોકોને એમા બીજાં પાંચ વર્ષ વીતી જશે.''

ઇન્દ્રનાથ પાછો બેસી ગયો, અને ગંભીરતાથી એણે કહ્યું, !'તો એનો અર્થ કે આટલાં વર્ષોના ધમપછાડા બધું ફોગટ ગયું?''

''ફોગટ શા માટે? જીતનું કશું મૂલ્ય નહિ? લડાઈની મઝાની કંઈ કિંમત નહિ?''

''ને તમારા જમાઈનો ચેમ્બર?''

"જમાઈનો ચેમ્બર! એ કંઈ સાચું થોડું હતું? એ તો દાવાનુ એક હથિયાર હતો. ઘંટીમાં ઓરવા કંઈ જોઈએને?

ને જોરથી હસી.

"જમાઈને લાવીને ઘરમાં એની પ્રતિષ્ઠા કરું, એટલી અક્કલવિનાની મને માનો છો? એમ કરું તો મારી સ્વતંત્રતા જેવું કશું રહે ખરુ?"

# ભય

દ્રવમયીનાં પૌત્રો, પૌત્રીઓ સાંભળીને કદાચ હસવામાં કાઢી નાંખે. કોઈ વખત દ્રવમયીની પણ અઢાર વર્ષની ઉંમર હતી, પણ એવી માન્યામાં ન આવે એવી ઘટનાઓ બની હતી. જેનો અસ્વીકાર કરીને ઉડાવી ન દેવાય. એ વર્ષ યાદગાર હતું.

એ વખતના મોટા ધરતીકંપમાં કાકાસસરાના વખતનું ઘર તૂટી પડ્યું, અને એક દિવસના તાવમાં દ્રવમયીનો પહેલો છોકરો કાર્તિક મૃત્યુ પામ્યો. ત્રણ વર્ષનો છોકરો-ચન્દ્ર જેવું મોઢું-આગલે દિવસે પૉલિશ કરેલા એક બાજઠ પર બેસીને મધ અને કાગડાની વાત સાંભળતો સાંભળતો ભાત ખાતો હતો. ''બીજે દિવસે પૃથ્વીમાં એનું નામોનિશાન ન રહ્યું.''

કોઈએ કહ્યું, 'ડાકણની નજર લાગી. કોઈએ કહ્યું,' 'ઋતુ બદલાઈ,' કોઈકે કહ્યું, 'દૈવકોપ' કારણ વિષે ઘણી ચર્ચા થઈ. જો વખતસર ચિકિત્સા થઈ હોત, તો કયા કયા ઇલાજ કરી શકાત અને આ બધી વ્યાધિઓમાં કયાં કયાં માદળિયાં, તાવીજ મળે જે અચૂક ફળદાયી નીવડે, એ બધી ટીકાટિપ્પણ કેટલાય દિવસો ચાલ્યાં, અને આખરે ઈશ્વરની મરજી કરીને નિશ્ચિંત બની ગયા. ફક્ત દ્રવમયીને કળ વળી નહિ. રાતદિવસ એ ચિંતામાં દ્રવમયી ગાંડી થઈ ગઈ.

લાલ રંગનો બાજઠ જે ભીંત આગળ ઊંધો પાડી મૂકેલો, તે પાછો ચત્તો મૂકાશે. એ વાત દ્રવમયીને સમજાવવી મુશ્કેલ હતી. એ રડતી નહિ. બરાડા પાડતી નહિ. પણ મૂર્ખની જેમ છોકરાને ખોળ્યા કરે. જૂના જમાનાના વિશાળ ઘરમાં આખો દિવસ આંટા માર્યા કરે ને થાકી જાય.... સવારના પહોરમાં ખમીસ, ટૂંકું પાટલૂન અને જોડાં તથા ટોપી હાથમાં લઈને કોઢાળા સુધી આવીને હાજર થાય. અને જે કોઈ સામું મળે તેને બોલાવી બોલાવીને માથું ઊંચું કરીને પૂછે, ''કાતૂને જોયો? જરા બહાર જઈને જુઓને. વાછરડાની જોડે રમતો રમતો કઈ તરફ ચાલ્યો ગયો? સાંજ પડતાં જ રસોડાની સામે આવીને જાણે ઘણી કામમાં હોય તેમ રસોઇયણને કહે'' ''હજી ભાત ઉતાર્યો નથી? કાતૂ સૂઈ જશે. રાત્રે નારણ સૂતાં પહેલાં ઓરડાને આગળો લગાવવા જાય. દ્રવમયી આવાક્ થઈને બોલે,'' આ શું? આગળો મારો છો? કાતૂ પેલો ઓરડામાં સૂતો છે, તો ફોઈબા એને આપી જાય, ત્યાં સુધી રાહ જુઓ.''

સાસુ તથા કાકીસાસુ શરૂઆતમાં આહા કરતાં, પછી કહેવા લાગી'' નાની ઉંમરમાં, બાળકનો શોક જેને સહન ન કરવો પડે એવી વ્યક્તિ વિરલ હોય.''

પણ દ્રવમયીની જેમ આવું ગાંડાની જેમ વર્તન કોઈએ ક્યારેય કર્યું નહોતું.

સસરા તથા બીજા સંબંધીઓએ વ્યાકુળ થઈને વૈદને બોલાવ્યા. પણ દ્રવમયીને દવા લેવા રાજી કરી શકાઈ નહિ... માંદો છે કાતૂ ને દવા લે દ્રવમયી ! એ કેવી ઊંધી વાત છે? દ્રવમયી પહેલાં તો હસી. પછી રડમસ અવાજે બધાને વિનંતી કરવા લાગી, ''વૈદજીને કહોને કે કાતૂને સરસ દવા આપે. છોકરો આજે કેટલાય દિવસથી માંદો છે. ઉપવાસ કરી કરીને કેવો સૂકાઈ ગયો છે?''

દુ:ખિયો નારણ જ્યારે પોતાની મનોવેદના ભૂલીને પત્નીને સાંત્વના આપવાના ઉપાય વિષે વિચાર કરતાં કરતાં મૂંઝાઈ ગયો હતો, અર્થાત્ અનેક મોટેરાંઓની વચમાં, એ કંઈ કરી શકતો નહોતો, ત્યારે એકાએક દ્રવમયી એવું કંઈ કરી બેઠી જેની સ્વપ્નામાં પણ આશંકા ન હોય.

રાત્રે બધા સૂઈ ગયાં પછી જેની પાળ ભાંગી ગઈ હતી, તેવી ખુલ્લી અગાશીમાં, એ છોકરાને શોધવાને જશે એવો વિચાર ક્યારેય કોઈનેય આવ્યો નહોતો.

એ એક આશ્ચર્યજનક ઘટના હતી, કે અગાશીમાંથી બાગમાં પડી ગઈ હોવા છતાં મરી ગઈ નહિ. ફક્ત બેભાન જ થઈ ગઈ. આખે શરીરે પછડાયાના ડાઘ ગોરી ચામડી પર પડી ગયા હતા, કપાળમાં ઘા પડ્યો, તેમાંથી લોહી ઝરતું હતું, જે સૂકાઈને વાળને બાઝી ગયું હતું. એનું મોઢું જોવું ન ગમે એવું થઈ ગયું હતું.

ઘા રુઝાતાં એકાદ મહિનો વીતી ગયો અને સાજા થયા પછી એ સ્વાભાવિક, પૂર્વવત્ બની ગઈ.

એ શિયાળા પછી બીજા કેટલાય શિયાળા અને કેટલીય વસંતઋતુ વીત્યાં, અને કાતૂ વિસ્મરણને તળિયે જઈને બેઠો. પછી બીજા બે છોકરા, અને ત્યાર પછી છોકરી, શેલિની એ મા બની.

શૈલબાળા-ત્રણ છોકરા પછી છોકરી જન્મતાં, જે નામ રાખ્યા વિના છૂટકો નહોતો, પણ એ છોકરી પણ કંઈ ટકી થોડી? ચાર વર્ષની વયે, જ્યારે દ્રવમયીએ પોતાના હાથની પહોંચી મંગાવીને, છોકરી માટે નવી ફેશનની માળા કરાવી, તથા લાલ રેશમી ચણિયો ઓઢણી સિવડાવ્યાં, એ જ સમયે માના અનુગ્રહનો ભાર સહન ન થતાં, છોકરી મરી ગઈ.

આ વખતે દ્રવમયી ગાંડી થઈ નહિ, ફક્ત રડી રડીને એ આંખોના રોગની ભોગ બની, છોકરીનાં ઘાઘરી પોલકાં, રમકડાં, પેટીમાં રાખવાં, કે મહોલ્લામાં વહેંચી દેવાં, કે નજરે ન પડે એવી રીતે ફેંકી દે, કે દરરોજ છાતીસરસાં રાખીને, આંખોમાંથી પાણી વહાવ્યાં કરે, એ બધો હિસાબ કરતાં કરતાં છ મહિના વીતી ગયા.... તે પછી હિસાબ કરવાનો મોકો ન મળ્યો, સુધાલતાનો જન્મ થયો.

છોકરી કાળી હતી.

ભલે કાળી હોય, જીવતી રહે તો ઘણું સુંદરની હવે રુચિ નહોતી. કાળી છોકરીને જોઈને રૂપાળી ગોરી છોકરીનો શોક ભૂલવાનો દ્રવમયીએ પ્રયત્ન કરવા માંડ્યો.

નસીબ પણ કેવું આશ્ચર્ય ઉપજાવે એવું હતું?

જાણે દ્રવમયીની મજાક કરતો હોય, એવા સુંદર છોકરાને એણે જન્મ આપ્યો. આનંદ અને ગોવિંદ બન્ને જીવિત છોકરાઓ કાળા હતા, અર્થાત્ કાનૂ અને શૈલી જેવું રૂપ લઈને જે છોકરો આવ્યો. સુધાલતાની પછી. એ છોકરાને પણ રાખી શકાયો નહિ.

પણ ઝાડનાં બધાં જ ફળો કંઇ ઓછાં ટકી રહે છે?

કદાચ દ્રવમયીના વર્તનમાં સાચેસાચ સામંજસ્યનો અભાવ હોવો જોઈએ.

બત્રીશ વર્ષની ઉંમરે છ મહિનાના છોકરા માટે એટલું બધું વધારે પડતું કલ્પાંત કર્યું કે, નારણને શોક ભૂલીને એને ધમકાવવી પડી. ધમકાવ્યાથી એ સૂનમૂન તો ઠીક, પણ જમીન પર પછડાઈને. આળોટતી આળોટતી, કલ્પાંત કરે, અને આખો મહોલ્લો સાંભળે એ રીતે મરવાની ઇચ્છા પ્રગટ કરે, એ દૃશ્ય પણ અસહ્ય હતું.

ધમકાવ્યાથી નહિ, પણ કાળક્રમે એને પાછા પૂર્વવત્ થવું પડ્યું, કહે છે, કે દુઃખનું ઓસડ દહાડા, સંસારની તરફ ઉદાસીનતા, પતિની તરફ ઉપેક્ષાભાવ, ત્રણ જીવતાં સંતાનો તરફ બેદરકારી એ બધામાંથી મુક્ત થઈને સ્વાભાવિક થતાં કેટલાક મહિના વીત્યા.

ત્યાર પછી આનંદ ઉત્સાહમાં લાંબો સમય વીત્યો. બીજાં ચાર સંતાનો જન્મ્યાં, પૃથ્વીના પ્રકાશ અને વાતાવરણના ભાગીદાર બન્યાં, ને ટકી રહ્યાં, એ બધાંને લઈને આનંદ અને ઉત્સવનું વાતાવરણ છવાઈ રહ્યું. ભગવાનની દયાને લીધે દ્રવ્યનો પણ અભાવ નહોતો.

ચાર છોકરા, ત્રણ છોકરી.... એમનાં અન્નપ્રાશન, જનોઈ, લગ્ન, નવા જમાઈ, કોમલાંગી વહુ... તેમનાં છૈયાંછોકરાં, પૌત્રપૌત્રીઓ શ્વાસ લેવાની ફુરસદ મળતી નહોતી.

એક વિરાટ કર્મચક્ર ઘણા લાંબા સમયથી દ્રવમયીના જીવનમાં દ્રુતગતિથી ઘૂમતું રહ્યું છે.

વાવાઝોડું?

થોડાં આવ્યાં જ છે તો.

ઝડપથી વંશવૃદ્ધિ થાય તો ઝડઝાપટાં તો આવવાનાં જ. તોપણ દ્રવમયીની છાતીમાં તાજગી હતી. એને સાત સંતાનો હતાં, દરેકે પોતાનો સંસાર વિસ્તાર્યો હતો. પ્રતિદિન જીવનનો સંચય વધતો જતો હતો.

સહજ સાંસારિક જ્ઞાન વધતું જતું હતું.

નાના છોકરાની વહુ ઇરાવતી માતૃવિયોગને બહાને સાત દિવસ કામકાજ છોડીને બેઠી રહેતી, તેનો દ્રવમયીને કંઈ ઓછો અસંતોષ નહોતો. એણે શોકને વળ ચઢાવીને, ફૂલાવીને કૃત્રિમ રીતે અભિવ્યક્ત કર્યો હતો. તે પરોક્ષ રીતે દ્રવમયીએ એને જણાવ્યા

છતાં કંઈ અસર થઈ નહિ. કેવી રીતે થાય? ઇરાવતીએ બધું ઉપજાવી કાઢ્યું હતું. ભાઈ જેવો ભાઈ હોવા છતાં.... એ ત્રણ વર્ષનો માંદલો ભાઈ એને માટે આટલું? એ દ્રવમયીના મા, બાપ, ભાઈ, બહેન, જેના કરતાં કોઈ વધારે નથી એવો પતિ- એ પણ ચાલી ગયા, તો શું દ્રવમયીએ શોકના પૂરમાં તણાઈ સંસારનું કર્મ છોડી દીધું હતું? જીવનનો સૂર્ય ત્યારે મધ્યગગને હતો.

સુધાલતાની દીકરીના લગ્નનો પ્રસંગ હતો. એનાં સાસુ સસરા નહોતાં, તેથી એણે બધો ભાર માને ખભે લાદ્યો હતો... મોટો છોકરો આનંદ જૂનું ઘર તોડીને બહુ વિશાળ બંગલો બંધાવતો હતો, તેની બધી વ્યવસ્થાની જવાબદારી દ્રવમયી પર નાંખી હતી. નાની છોકરી પદ્મલતાએ બે વાર જોડિયાં બાળકને જન્મ આપ્યો હતો. એથી તબિયત બગડતાં એ સુધારવા માની પાસે આવી હતી. તે સિવાય, સંતાનો માને સોંપીને નિશ્ચિન્ત થઈ હતી ને પાછું ફરીને જોતી પણ નહોતી.

ગોવિંદ, મુકુંદ, મુરારી, સ્નેહલતા, એ બધાંના જીવનમાં પણ એને મહત્ત્વનો ભાગ ભજવવો પડતો. આમ એને શ્વાસ લેવાનો પણ સમય મળતો નહોતો. એ જમાખાતાનો આંકડો બહુ મોટો હતો, તેથી જ તો તુચ્છ ક્ષતિને તુચ્છ કહીને હડસેલી દેવાની એનામાં ક્ષમતા હતી.

પણ વિધાતા-પુરુષના વિદ્યાલયમાં પરીક્ષાનો અંત જ નથી હોતો. જ્યારે ત્યારે પછાડી પછાડીને પરીક્ષા કરીને જુએ છે, કે વ્યક્તિ કેટલી શક્તિશાળી છે, તેથી જ સાઠ વર્ષની વયે, અચાનક એક પછડાટ ખાધી.

ગૃહપ્રવેશને આગલે દિવસે, જ્યારે બધી તૈયારી પૂરી થઈ ગઈ હતી, ત્યારે આનંદ નોટિસ આપ્યા વિના હૃદયનો હુમલો થવાથી ચાલી ગયો. પરીક્ષા બહુ આકરી હતી, એમાંથી પાર ઊતરવું અત્યંત મુશ્કેલ હતું. દ્રવમયી પણ એ પરીક્ષામાં નાપાસ થઈ.

એ પ્રચંડ શોકનો ઇતિહાસ હમણાં કદાચ બધા ભૂલી ગયા હશે, પણ ઘરના બધા આગળ એ ભય ઉપજાવે એવી બની ગઈ હતી, પ્રચંડ શોક-ઉન્માદ-નિઃસીમ શોક.

પતિના મૃત્યુ સમયે આનો ચતુર્થાંશ શોક પણ નહોતો, ક્યાંથી હોય? છોકરા-છોકરીનાં મોઢાં સામું કોણ જુએ? મા પાસે હોય તેથી એ સલામતી અનુભવતા. પણ આનંદ? એ ખુલ્લેખુલ્લું ન કહેતી પણ બધા જાણતા હતા કે આનંદ એનો અત્યંત લાડકો પુત્ર હતો. બહુ મૂલ્યવાન.

શું એ આર્થિક રીતે સમૃદ્ધ હતો તેથી?

ના એમ નહોતું, એ ખૂબ કમાતો હતો, તેથી જ કંઈ એ લાડકો નહોતો.

એના જેવો ભલોભોળો સદાશિવ બીજો ક્યાં મળે? ચાર ભાઈઓના સંસારની જવાબદારી માની ઉપર ન રહેવા દેતાં એણે પોતે ઉપાડી લીધી. સંસારમાં બધાંને સુખનો પુરવઠો એના સિવાય બીજો કોણ પૂરો પાડ્યા કરે? દ્રવમયીની ઇચ્છા-અનિચ્છા જાણીને તેને સુખ થાય. તે પ્રમાણે બધું કરવા એ પ્રયત્નશીલ રહેતો.

આનંદ જતાં દ્રવમયીનું હવે આશ્રયસ્થાન ક્યાં? પણ આશ્રયને તોડવાની તો વિધાતાપુરુષની રમત હોય છે. એથી તો દ્રવમયી પડી રહી અને આનંદ ચાલી ગયો. એ છોકરાએ કાતૂનું રિક્તસ્થાન ભરી દીધું હતું. એ ગયો અને માના શક્તિસ્રોતને સૂકવતો ગયો. જે ઘરના સ્વપ્નમાં એની ઊંઘ હરામ થઈ ગઈ હતી તે ઘરમાં પગ મૂકવાનો અવસર એને મળ્યો નહિ. આનંદના સ્વપ્નના ઘડાયેલા ઘરમાં ગૃહપ્રવેશ કર્યો દ્રવમયીએ.

પણ એણે સહેલાઈથી પ્રવેશ કર્યો નહિ. પહેલું તો દ્રવમયીની જીદ તોડવાનું અશક્ય બની ગયું હતું. એ ઘરની માટીનો સ્પર્શ કરવા એ તૈયાર ન હતી. અન્નજળ ત્યાગ કરીને એ જાતે જ માટી બની જવા માગતી હતી. છોકરા, પુત્રવધુઓ અને છોકરીઓએ જીવતા માણસની હત્યા જોઈને, એની આગળ આંસુ વહાવતાં ખોળા પાથર્યા, વિનવણી કરી. ઉપદેશ આપ્યો, અનેક રીતે સમજાવી, પણ દ્રવમયી અટલ. જીવતા રહેવાની પારાવાર શરમમાંથી બચવા આ જ એક સહજ ઉપાય હતો, મૃત્યુને નોતરવાનો, એની એ યાત્રામાંથી એને બચાવી લીધી ગુરુદેવે. બુદ્ધિ લડાવીને ગોવિંદની વહુ શાન્તિપુરથી ગુરુદેવને બોલાવી લાવી.

ગુરુદેવના અનુરોધથી અનશન ભાંગવું પડ્યું.

પણ એણે તરત ગૃહપ્રવેશ ન કર્યો. એ તીર્થયાત્રા માટે બહાર નીકળી. સાત મહિના પછી દૈહિક માનસિક બન્ને પ્રકારનું સ્વાસ્થ્ય પાછું મેળવીને એ જ્યારે પાછી આવી ત્યારે 'આનંદભવન' માં પ્રવેશ કરવાનો એને વાંધો નહોતો.

એ તો આજથી વીસ વર્ષ પહેલાંની વાત.

તે પછીનાં વીસ વર્ષો?

એનો વિચાર કરતાં એને ચેન પડતુ નહોતું.

કોણ કયા બાકોરામાંથી ફટાક કરતાં સરકી પડે છે, તેનો કંઈ હિસાબ થોડો છે? સુધાલતાને કંકુ, અળતો, ફૂલોનો ગજરો એ બધાથી સજાવીને આવ્યાં ને શ્વાસ હેઠો ન મૂક્યો, ત્યાં સ્નેહલતા માટે બૂમ પડી.

પદ્મલતાના ઘરમાંથી પણ એક દિવસ બુમરાણ સંભળાયેલું નહિ? રાતના અંધારામાં, ઠંડીથી શરીર થીજી જાય છે..... નિર્જન માર્ગે વિદ્યુતવેગે ગાડી દોડે છે.... ઠંડી પડતાં દ્રવમયીને એ પ્રસંગનું સ્મરણ થાય છે, અને મોડી રાત્રે ગાડી પકડે ત્યારે તો અવશ્ય તરત સ્મરણ તાજું થાય છે.

પણ પદ્મલતાને પાછી સજાવાઈ ક્યારે? એની પોતાની જ સાજસજની બધાએ ઉતારી લીધી. મમતાથી કોઈ આડસમાં રહ્યું નહિ. સિત્તેર વર્ષની ઉંમરે પણ લોખંડના જેવા શરીરને લઈને, જો આખી રાત દ્રવમયી જાગી શકે, તો એની પર કોને મમતા જન્મે?

દ્રવમયીનું હૃદય એટલું મજબૂત હતું. ને એનાં સંતાનોનાં હૃદય એટલાં પોચાં હતાં, કે એ લોકો વારે વારે એના હૃદયને ખોટકાવી દે? મુકુંદને શી જરૂર હતી

કે એકવાર ઊંઘી ગયાં પછી, હંમેશને માટે ઊંઘી જ રહેવાની?

દ્રવમયીને હવે વર્ષ કે તારીખ યાદ રહેતાં નહોતાં. શેરડીનાં સાંઠા ચાવે એવા મજબૂત દાંત હોવા છતાં એની સ્મરણશક્તિ ઝાંખી પડતી જતી હતી.

લાંબી માંદગી ભોગવ્યા પછી ગોવિંદ પણ ગયો. ફક્ત મુરારીનો જીવનદીપ પણ ઝાંખોઝાંખો ટમટમ્યા કરતો હતો. મુરારીની વહુ એ બાજુ ફરકતી નહોતી. ગોવિંદની વહુ જ્યારે ત્યારે એના બંગડીઓ વિનાના હાથ સાસુની સામે હલાવતાં હલાવતાં કહેતી, "બહુ જીવ્યાં. હજી કેટલું જીવવું છે. તમારા મોઢામાં અગ્નિ મૂકવા કોઈને રહેવા દેશો કે નહિ? તમારું શરીર તો જુઓ કેવું અદેખાઈ ઊપજે એવું છે? હજી તો સારું સારું ખાવાના ચટાકા છે. વાહ તમારી પાચનશક્તિ પણ અજબ છે."

સ્વભાવરોગી ગોવિન્દની કમાણી ઓછી હતી, તેથી ગોવિન્દની વહુની દ્રવમયી અવગણના કરતી, તેથી ગોવિન્દની વહુ એનો બદલો આ રીતે લેતી.

ક્યારેક દ્રવમયી મૂગી રહેતી તો ક્યારેક ભૂતકાળની ટેવ પ્રમાણે રોષાગ્નિ પ્રજ્વલિત થતાં કહેતી,"તારો જીભડો આટલો કેમ હલાવ્યા કરે છે વહુમા ! તારી આટલી હિંમત! "

"મારી વળી હિંમત ! હું તો તમારી ખરીદેલી ગુલામડી છું. તોપણ આ વાત કહ્યા વિના રહેવાતું નથી. નાના દિયર જીવતા હતા ત્યારે જ તમારે જવું જોઈતું હતું."

"જવું જોઈતું હતું?"

દ્રવમયી મોઢું ફેરવીને, જવાને પગ ઉપાડતી પુત્રવધૂ સામે જોઈ રહેતી. એમાં જવું જોઈતું હતું, કે નહોતું એ પ્રશ્ન જ ક્યાં આવ્યો? એ કંઈ થોડી પોતાની ઇચ્છાથી જીવતી હતી?

માણસ શું કંઈ ઇચ્છા- અનિચ્છાને કારણે જીવે છે?

જે લોકો ચાલી ગયા છે, તે શું યોગ્યતા-અયોગ્યતાનો વિચાર કરીને સ્વેચ્છાથી ગયા છે? દ્રવમયી શું પોતાની ઇચ્છાથી જીવે છે? બધાં પ્રિયજનો એક એક કરીને યમના હાથ સોંપતાં શું એનું હૃદય ફાટી પડ્યું નહોતું? એનું હૃદય જે ભડકે બળતું હતું તેને કોણ સમજે?

સમજાવવાનો ઉપાય પણ નહોતો.

અન્નજળનો ત્યાગ કરીને મરવાનો દૃઢ નિશ્ચય કરીને એ દિશામાં આગળ વધવાની ક્ષમતા ક્યાં હતી? અગિયારસ આવવાની હોય ત્યારે છાતીના ધબકારા વધી જાય છે. જે લોકો ચાલ્યા ગયા છે, તેમનાં નામ દઈને પોક મૂકવાની શક્તિ પણ રહી નથી.

વધ્યું છે ફક્ત ભૂખતરસનું ભાન.

જમવાનો વખત થઈ જતો, તો વિનાકારણે આંખો ભરાઈ આવતી. ગોવિંદની વહુ જ્યારે એક મોટી થાળીમાં તરેહતરેહની વાનગી લઈ આવે અને તિરસ્કારથી

કહે, "ઊઠો લો, દશ વાગે ન વાગે ત્યાં તો ચૌદપંદર વાર રસોડામાં આંટા માર્યા કરો છો. એકલે હાથે, વાટવા-કૂટવાનું, બધું પતાવતાં પહેલાં ક્યાંથી તમને ખાવા આપુ? મરવું નથી. આ બધો તાલ જોયા કરવો છે" ત્યારે થાળી પટકવાની પ્રબળ ઇચ્છાને મારવી પડે, બદનામીના ડરથી નહિ, બે આંખની શરમને લીધે પણ નહિ પણ ક્ષુધાતૃપ્તિને કારણે.

તેથી થાળીની સામે બેસીને મૂરખની જેમ હસતાં હસતાં એ કહેતી, "કોણે તગાદો કરેલો, ઉમીએ કે ગૌરીએ. એ છોકરીઓથી હવે વાર થાય એ સહન નથી થતું. જાણે જમવામાં જરા મોડું થાય તો દાદી મરી જવાની હોય !"

"હા, મરવાના ભયને કારણે બધા શૂળ જેવા લાગે છે" એમ કહી ગોવિંદની વહુ હસતી.

દ્રવમયીનું મૃત્યુ - શોકથી કોઈ રડીરડીને માટી ભીંજવશે, એવી આશા દ્રવમયીને જરાય નહોતી. પણ શોકની વાત પણ હાસ્ય ઉત્પન્ન કરનારી, નફ્ફટાઈથી કહેવાની શી જરૂર?

સંસારનું વિશેષ કંઈ કામ કરવાની શક્તિ દ્રવમયીમાં નહોતી. પણ તેથી કંઈ સંસારની તદ્દન બહાર જવાનું પણ શું ગમે? તો પણ કોઈ એને કશું કરવા દેતું નહિ. કશા કામમાં હાથ લંબાવતા જતાં, વહુઓ એવી રીતે 'હા', 'હા', કરે, કે જાણે દ્રવમયી તદ્દન માથે પડી હોય.

'ત્રાસ પડશે ત્રાસ પડશે!' મને કષ્ટ પડે એની ચિંતામાં તો એ મહારાણીઓને ઊંઘ નથી આવતી. બધો ઢોંગ છે. દ્રમવમયી ઘરમાં હવે માથું મારવા ન દેવું એ જ આશય.

ભમી ભટકીને એ મુરારીની પાસે આવીને બેસતી. એ કશું કામકાજ કરતો નહોતો. ડૉક્ટરે એને રાતદિવસ પથારીમાં આરામ કરવા કહ્યું હતું. એ પાસે આવીને બેસે એટલે મુરારી પણ અકળાય, અને ઈરાવતી મોઢું ફેરવીને ઊઠી જાય. અન્ય સગાની જેમ બે ચાર કુશળતાના સમાચાર પૂછીને દ્રવમયીને ચાલી જવું પડે. પોતાના મનની ઇચ્છા વ્યક્ત કરવાનું સાહસ એનાથી થતુ નહિ. એ ઇચ્છા બીજી કંઈ નહિ. મુરારીને જોવા જે મોટા મોટા જાણીતા ડૉક્ટરો આવે તેમને પોતાના શરીરની પણ તપાસ કરવા કહેવાની... શા માટે હંમેશાં છાતીમાં દુખ્યા કરે, ઊભી રહે ત્યારે હાથપગ કાંપવા માંડે, સૂર્યપ્રકાશ ઝાંખો ઝાંખો લાગે, પરિચિત લોકોના મોઢાં પણ સ્પષ્ટ ન દેખાય, પણ એમની ઝાંખી છાયા દેખાય, આ બધું ડૉક્ટર સિવાય બીજું કોણ સમજી શકે?

એ આશ્ચર્ય હતું કે આટલી બધી વાર ડૉક્ટરો આવે પણ દ્રવમયીને તપાસવાનું કહેવાનું કોઈને સૂઝે નહિ. કહું કહું કરતાં કરતાં, એવી પળ આવી કે ડૉક્ટરોને આવવાની જરૂર રહી નહિ.

ગોવિન્દની વહુની આગળ હવે મોઢું બતાવવા જેવું રહ્યું નહિ.

બાકી રહેલો છેલ્લો છોકરો મુરારી-તે પણ ગયો. મુરારી હવે નથી એ વાત વારંવાર ઉચ્ચારવાનો પ્રયત્ન કરતી, પણ અર્થબોધ થતો નહોતો. પણ આંખનાં આંસુ આમ તદ્દન સૂકાયાં શા માટે? છોકરાના શોકથી રડવું ન આવે?

નજીવી વાતમાં, અથવા કશું પણ કારણ ન હોય તો આંખો ભરાઈ આવે, જ્યારે આટલી બધી જરૂરી હતી. ત્યારે આંસુ ઊભરાયાં નહિ. આશ્ચર્ય!.

બધું જ ઝાંખું ઝાંખું અસ્પષ્ટ.... કેટલાય લોકો... કેટલો કોલાહલ ... પણ એ બધા જોડે દ્રવમયીનું અનુસંધાન ક્યાં? મૂરખની જેમ બેઠાં બેઠાં બધું જોવા સિવાય બીજું કશું કરવાનું નહોતું. પણ છાતીનું દર્દ વધ્યું, વધતું ગયું... સારા ડૉક્ટરને બતાવીને એ સારી દવા આપે તો કદાચ.

ખૂબ ધામધૂમથી મુરારીનું શ્રાદ્ધ થયું.

ઈરાવતીની ઇચ્છા હતી. એ જેવા માણસ હતા, તે પ્રમાણે ઉત્તરક્રિયા થવી જોઈએ. ઘરડી માની આંખ સામેથી જતા રહે, તો શું થાય? ઘરડી મા જો અમર થવાનું વરદાન લઈને જગતમાં આવી હોય, તેથી બીજું કંઈ અટકાવી રખાય નહિ.

ઘરમાં આટલું બધું કામ હોય, ત્યારે દ્રવ્યમયી નિશ્ચિન્ત થઈને પોતાના ઓરડામાં પડી ન રહેતાં એક નાનકડી લાકડી હાથમાં લઈને એવી રીતે ઠકઠક કરતી ફરતી રહેતી ત્યારે લાગતું કે એ બધી વાતે પરવારીને ફરતી ફરે છે.

આજે કોઈ એને વારતું નથી.

લાગતું હતું, કે બધાં એવા કામમાં છે, કે કોઈનું ધ્યાન એની તરફ જતું નથી. આ અબાધ સ્વતંત્રતાની તક મળતાં, પ્રસન્ન ચિત્તથી દ્રવમયી કશું કરતી રહેતી. જે નવાં નોકર-નોકરાણી કામ કરવા આવ્યાં હતાં તેમને કહેવા લાગી, ''ઘરમાં કોઈ મારી વાત જ સાંભળતું નથી.''

અને એકદમ ધાંધલ મચી ગઈ; અગાશીમાં લોકો જમવા બેઠા હતા... આટલા બધા લોકો કેમ આવ્યા છે? કેમ બધા નિરાંતે જમવા બેઠાં છે? કોનું લગ્ન છે? લગ્ન નહિ, શ્રાદ્ધ? કોનું? મુરારીનું? કોણ મુરારી? દ્રવમયી એને ઓળખતી નહોતી? દીપશિખાની છાયાની જેમ લોકો, ઓરડા, ઓસરી, ચોક, બધાં જાણે કાંપવા લાગ્યા. સાથે સાથે હાથમાંની લાકડી, અને ફૂલી ગયેલી નસોવાળા બન્ને પગ પણ.

હો.. હો.. થઈ ગઈ, લાકડી પડી જવાનો ફટ અવાજ સંભળાયો. પણ સહાનુભૂતિ પાછી આવે ખરી? આ શું ઘરના લોકોને કફોડી સ્થિતિમાં મૂકવા માટે નથી કરતી એ? લાકડી લઈને ફરવા નીકળવાની તને શું જરૂર હતી? લોકોમાં મોઢું દેખાડવાની ઇચ્છા પણ હોઈ શકે, ધન્યાવાદ, મહોલ્લાના લોકો 'અરે' કેમ ન કહે? કેવી બદનામી થઈ!

સહાનુભૂતિ ન હોવા છતાં બધાંને એની પાસે આવીને એકઠા થવું પડ્યું. જે લોકો જમવા બેઠા હતા, તેમનાં મન ઊંચા થઈ ગયાં હતાં. મહોલ્લાના વૈદ ભૂષણ

હમણાં જ આવ્યા હતા. એ જમવા બેઠા નહોતા. તેમણે લોકોને હઠાવીને ડોસીની નાડી જોઈ. એમણે જોરથી, અર્ધા ભાનમાં હતી તેના કાન સુધી અવાજ પહોંચે એવી રીતે પૂછ્યું, ''શું છે? શી માંદગી છે? મારી સામે જુઓ તો.''

દ્રવમયીએ મૂરખની જેમ ચારેબાજુ નજર નાખી, એણે ત્રૂટક ત્રૂટક શબ્દોમાં ધીરે ધીરે કહ્યું, ''કોણ ભૂષણ? સાહેબ ડૉક્ટર આવ્યા નથી?...

સાહેબ ડૉક્ટર એટલે, કીમતી સૂટ પહેરેલા, ગળા પર સ્ટેથોસ્કોપ લટકાવેલું હોય એવા ડૉક્ટર જે મુરારીની માંદગી વખતે આવ્યા કરતાં. ભૂષણ વૈદે હસતા હસતાં કહ્યું, ''સાહેબ ડૉક્ટરનું તમારે શું કામ છે?''

''એકવાર છાતી બરાબર તપાસે, ને સારી દવા આપે.''

આંખના ખૂણામાંથી બે ટીપાં આંસુ ખર્યાં.

સારી દવાનુ નામ સાંભળી વહુઓએ મોઢું મચકોડ્યુ. પૌત્રપૌત્રીઓ હસવા લાગ્યા.

ભૂષણ વૈદે એવા જ જોરદાર અવાજે કહ્યુ, ''હું સારી દવા આપીશ, બોલો તમને શું થાય છે, શી પીડા છે?''

''સમજાતુ નથી. ક્યારેક એટલી બધી પીડા થાય છે, જીવ શી રીતે બચશે ભાઈ?''

ભૂષણ વૈદ હસી પડ્યા, ને કહ્યું, ''હજી તમને સાજા થવાની ઇચ્છા છે? ઉંમર તો ઘણી થઈ.''

મૂરખની જેમ નિષ્પલક જોતી દ્રવમયી બોલી, ''ઉંમર હા, ઘણી થઈ.... જીવવાની હવે ઇચ્છા નથી. પણ મરવાની ઘણી બીક લાગે છે, બહુ બીક.. જરા તપાસીને સારી દવા આપોને, ભૂષણ.''

# છિન્નભિન્ન

ઝાડની ટોચ પરથી તડકો નીચે ઊતરીને ચોકના ખૂણામાં આવ્યો. હમણાં જ નિશાળના ઘંટનો અવાજ સંભળાયો. દશ વાગ્યાની ગાડીમાં વરકન્યા આવવાનાં હતાં. સ્ટેશનેથી ઘેર આવતાં બીજો અર્ધો કલાક તેનાથી વધારે નહિ.

એટલે કે હવે સમય નથી.

જયાવતી ઉતાવળ કરાવતી હતી. "મન્ટી, તારું સાથિયા પૂરવાનું કામ તો આગળ વધતું જ નથી. વહુ આવીને શું સાથિયા વિનાના આંગણામાં પગ મૂકશે? આ રંગોળી સૂકાશે ક્યારે?"

મન્ટી કલકત્તામાં મામાને ત્યાં રહીને ભણતી હતી. હમણાં રવીન્દ્ર–જન્મોત્સવમાં સાથિયા તથા રંગોળી પૂરવામાં એણે સારી એવી ખ્યાતિ મેળવી હતી. જોકે, એની સહાધ્યાયિની મલ્લિકા ઘોષ એનો બધો યશ એની ચંપાની કળી જેવી આંગળીઓનાં ટેરવાંને આપતી હતી, પણ એ કંઈ તદ્દન સ્વીકાર્ય વાત નહોતી.

કન્યાગુણગર્વિતા મન્ટીની મા મન્ટીને લઈને જયાવતીને ઘેર સાથિયા દેખાડવા લઈ આવી હતી. જયાવતીને એકમાત્ર પુત્ર હતો. તે લગ્ન કરીને આજે વહુને લઈને આવતો હતો. બિચારી આવો મોટો ચોક જોઈને ગભરાઈ ગઈ હતી. નિશાળના બીજે માળના ઓરડામાં પૉલિશ કરેલી જમીનમાં પીંછી ફેરવવી અને આવા મોટા ચોકમાં રંગોળી પૂરવી એ બેમાં ઘણો ફરક હતો.

ચંપાની કળી ઘસાઈ ઘસાઈને, બરછટ બની ગઈ હતી, તેમાં જયાવતીની ઉતાવળ, મન્ટીને માની ઉપર ખૂબ ગુસ્સો ચઢ્યો. જયાવતીની ઉપર પણ કંઈ ઓછો નહોતો. કહેવું સહેલું છે, એકવાર જાતે કરી જુઓને. એવા મનોભાવથી આખર સુધી એ એકનજરે કામ કરતી રહી. આધુનિક, અતિઆધુનિક સાથિયા તથા રંગોળીની આકૃતિઓ જેની એને જાણ હતી. તેમાંનું કશું અત્યારે એને યાદ આવતું નહોતું.

આ તરફ જયાવતીના હાથ સળવળતા હતા.

મન્ટીનાં જેવાં ચંપાની કળીનાં જેવાં આંગળીનાં ટેરવાં ભલે ન હોય. તો પણ સાથિયા રંગોળીની કલાની ખ્યાતિ જયાવતીએ સારા પ્રમાણમાં મેળવી હતી. આસપાસના મહોલ્લામાંથી પૂજા કે બીજા ઉત્સવ વખતે એને સાથિયા રંગોળી માટે નિમંત્રણ અપાતું. લગ્નપ્રસંગે ફૂલશય્યા વખતે, એ અનાજના દાણા ગોઠવીને, જાતજાતનાં પક્ષીઓ,

ઝાડની ડાળીઓ, હરણ, મોર વગેરેની આકૃતિઓનું અંકન કરતી, અને લોકોને મુગ્ધ કરતી.

નવા જમાઈને જમવા બોલાવ્યા હોય ત્યારે પણ જાતજાતનાં ચિતરામણો એણે આજ સુધી ચીતરીને, તથા અળતાની તરેહતરેહનાં એકમો કરીને એણે અઢળક નામના મેળવી હતી. એ ઉપરાંત છાણના લીંપણમાં પણ એની નિપુણતાનો પણ બધાને એણે પરિચય કરાવ્યો હતો એના કરસ્પર્શથી નિર્જીવ ચોક જાણે ચેતનાથી તરવરતો.

આ તો આરસના પથ્થર જડાવેલો ચોક જે છોકરો મૅટ્રિકમાં પાસ થયો તે વર્ષે વહુ આવીને પગલાં પાડશે એવી મધુર કલ્પનાથી ઝીણવટભરી દેખરેખ રાખી બંધાવ્યો હતો.

પણ નાનપણથી પારકાની વહુને સત્કારવા આંગણા ને ઘરને શણગારવાની કળામાં આંગળીઓ ઘસી નાંખી, ને પોતાની પુત્રવધૂના આગમન સમયે, એ શુભકાર્ય માટે હાથનો ઉપયોગ કરવાનો અધિકાર રહ્યો નહિ, એ હાથ પર વિધાતાનો કોપ ઊતર્યો હતો.

છોકરાના બાળપણથી જ છોકરાનાં લગ્ન વિષે પતિની જોડે ચર્ચા, કલ્પનાનું આદાનપ્રદાન, કલહ વગેરેમાં રાત્રીઓ વિતાવી હતી. એકના એક પુત્રની આસપાસ પતિપત્ની બન્નેની આશાઓ આંટાફેરા મારતી. બન્ને કલ્પનામાં મસ્ત રહેતાં પણ બધી આશાઓ તથા કલ્પનામાં આગ મૂકીને દેવનાથ ચાલી ગયો.

જયાવતીને માટે રહી ગયો આનંદહીન મહાન જવાબદારીનો બોજો.

છોકરાનાં લગ્ન આજે રંગીન કલ્પના નહોતી, કઠણ કર્તવ્ય હતું. સારી રીતે કામ બધું સાંગોપાંગ પતી ન જાય ત્યાં સુધી એનું ખાવાપીવામાં કે ઊંઘવામાં મન જ લાગતું નહોતું.

વહુનું સ્વાગત કરવા દૂરની જેઠાણી કનકલતા એક કીમતી બનારસી સાડી પહેરીને આંટા મારતી હતી. વિમલેન્દુની શિષ્યવૃત્તિના ભેગા કરેલા પૈસામાંથી એ સાડી ખરીદેલી, વિમલેન્દુની વહુના સ્વાગત માટે.

કબાટ ઉઘાડીને એ સાડી કનકલતાને પહેરવા આપી.

કનકલતા દૂધ-અળતાની થાળી લઈ આવી. તે નીચે મૂકીને બોલી, "એ કંઈ તમારો હાથ થોડો છે, કે જોતજોતામાં પતી જાય?"

જયાવતીએ મન્ટીની માના મોઢા સામે એકીટશે જોયા કર્યું, ને પછી એણે ફટાફટ કહી નાંખ્યું, "ડોસી જોડે એ નાની છોકરીની સરખામણી? આટલું કર્યું તે જ ઘણું છે. ગાડીનો વખત થયો તેથી મેં ઉતાવળ કરી."

કનકલતા સમય વરતીને બોલી, "હં, એ કંઈ મેં સરખામણી કરવા નહોતું કહ્યું, એમ જ અમસ્તું કહ્યું હતું. જેવું ભાગ્ય! અત્યાર સુધી લોકોના ઘરમાં નવીવહુના સ્વાગત માટે તૈયારીઓ કરી. આજે તમારે એ શુભદિન આવ્યો ત્યારે, રેશમી સાડી પહેરી દીકરાવહુનું સ્વાગત કરવાને બદલે..."

"એ બધી વાતો જવા દે...જો તો, દૂધ ઉકાળવા મૂક્યું કે નહિ? વહુ ઘરમાં પગ મૂકે ત્યાં સુધી એના પગ ધોવાય એટલું હૂંફાળું થઈ જવું જોઈએ."

પોતાના જીવનની કરુણતાને પંપાળવાનો જયાવતીને રસ નહોતો.

બધું બરાબર ગોઠવાતાં વરકન્યા આવી પહોંચ્યાં. 'શા માટે તું મૂર્તિ બનીને આવી છે ધ્યાન-ધારણામાં શા માટે ન રહી પડી', રવીન્દ્રનાથની પ્રેમીએ ઉચ્ચારેલી આ કાવ્યપંક્તિ, બંગાળી ઘરમાં સાસુ-વહુના સંબંધમાં ઘટાવી શકાય. મોટાભાગની પુત્રવતી માતા શું જીવનની બધી સિદ્ધિ, બધો આહ્લાદ, પુત્રના લગ્નની કલ્પનાનાં કાટલાંને આધારે નથી મૂલવતી હોતી? સદ્ય યૌવનપ્રાપ્ત પુત્રની માતાની ધ્યાનની મૂર્તિ શું એક પાંખ વિનાની પરીમૂર્તિ નથી હોતી?

કલ્પનાની કંઈ દોરી ખેંચવી નથી પડતી, તેથી જ તો એ ધ્યાનમૂર્તિને આધારે કેટકેટલાં સ્વપ્નો, કેટકેટલી સુષમાની લીલા પ્રસરતી હોય છે. પોતાના જીવનની અભિજ્ઞતામાંથી પ્રગટેલી પ્રતિજ્ઞા આત્મવિશ્વાસની દીવાલ પર દૃઢ બને છે. પરાઈ છોકરીને શી રીતે આત્મીય બનાવી શકાય, તે એ બતાવી આપશે. જે છોકરાનાં લગ્ન કરી વહુની રક્તશોષક સાસુ તરીકે નામના મેળવે છે. તેમની તરફ કરુણા ઊપજે છે. જે લોકો, કાળી કે ખોડખાંપણવાળી વહુ ઘરમાં લાવે છે, તેમની દયા આવે છે. રસ્તામાં નદી કે તળાવના ઘાટ પર કે બજારમાં કોઈ સુંદર છોકરી જુએ કે તરત જ એનાં કુળ, જાત કે પરિવેશ વિષે જાણવા માટે કૂતુહલ જાગે.

ખાસ કરીને જયાવતી જેવી એક જ પુત્રની માતાને જાણે કે એક સુંદર છોકરી સાથે છેડો બાંધી એને સંસારી કરી દેવો એ જ તેનું જીવનનું ચરમ અને પરમ કર્તવ્ય હોય પણ જ્યારે એ ચિત્તમાં કંડારેલી મૂર્તિ સાચેસાચ જીવંત બનીને આવી ઊભી રહે?

ના. વાત બરાબર કહેવાઈ નહિ. જો જીવંત મૂર્તિ કલ્પનામાં ઘડાઈ હોય તેવી જ હોય તો તો સમસ્યાનો ઉકેલ આવી જાય. આધુનિક છોકરીઓ પતિના કહ્યામાં નથી હોતી, તો સાસુની તો વાત જ ક્યાં? એ તો ફક્ત મૂર્તિ બનીને આવીને ઊભી રહે. તે પછી ઘટનાઓ એને કહ્યાગરી કરવાના પ્રયત્નમાં પરિણમે પરસ્પર આક્ષેપાસી છોડવામાં.

તોપણ વિમલેન્દુની વહુની જેમ લગ્ન કરીને તરત જ આવેલી વહુ મૂર્તિ બની જાય એવાં દૃષ્ટાન્તો આધુનિક સમાજમાં પણ બહુ ઓછાં. શહેરની છોકરી અંકુશમાં રહે કે નહિ એવી શંકા થતાં જયાવતી ગામડાની છોકરી લઈ આવી હતી. પણ પ્રતિમાએ આવીને શહેરની છોકરીને પણ પછીતમાં નાંખી દીધી.

તરતની પરણેલી છોકરી શું ક્યારેય સાસુને સંભળાવી વરને કફોડી સ્થિતિમાં મૂકે ખરી? મેં તો સાંભળ્યું હતું કે પૈસેટકે સુખી છે. કેવા સુખી છો તે તો નજરે જોઉં છું ને ઘરમાં એક મોટો અરીસો નથી. કે જેની આગળ ઊભા ઊભા વાળ હોળીને ગૂંથી શકાય. ઘરને સારી રીતે સજાવ્યું હોય, અને સંસાર વ્યવસ્થિત રીતે

ગોઠવાયો હોય, ત્યારે ભદ્રલોકની છોકરીને ઘેર લાવવાની હોય સમજ્યા? ભાંગ્યાતૂટ્યાં બારણાં બારી પર ફાટેલાં કપડાના પડદા ટાંગેલા જોઈને હસવું આવે."

ચોક વાળતાં વાળતાં જયાવતીએ આ સાંભળ્યું.

પહેલો ધક્કો એથી જ હાથ જાણે ખોટકાઈ ગયા. અત્યાર સુધી આ વિસ્તારમાં જયાવતીની એની ગૃહસજાવટ એની કલાદૃષ્ટિ, માટે ખ્યાતિ હતી. જયાવતીના કોઠારમાં દરેક ટીન રંગેલું હતું. અભરાઈ, કબાટ, બાટલીઓ, કાચનાં વાસણો, બધું ચળકતું, એનું ઘર સાફસૂથરું, પેટીઓ, બેગો, બધું સાડીના પાલવથી વ્યવસ્થિત રીતે ઢાંકેલું, પથારી પર ઊજળી ચાદર, ઓશીકાંના ખોળિયાં ઝૂલવાળાં, એવું બધું આ વિસ્તારમાં બીજે કોને ત્યાં હતું?

હમણાં વહુ આવશે. તેથી એની જૂના જમાનાની વોયલ સાડી કાપીને તેના બારણાના પડદા બનાવ્યા એથી તો મહોલ્લાના લોકોમાં એ ઈર્ષાપાત્ર બની હતી. લોકો કહેતા "વહુ જ આવે છે ને? રાણી તો નથી આવવાનીને? શા માટે બધું વધારે પડતું કરે છે?

જયાવતીની કલાત્મક ગૃહસજાવટ જોઈને મોટાલોકની છોકરીને હસવું આવતું હતું. વિમલેન્દુ શો જવાબ આપે છે, તે સાંભળવા જયાવતીનો કાન સરવા કર્યા, પણ એનો અવાજ સંભળાયો નહિ. જયાવતીનો છાત્રવૃત્તિ મેળવતો ગ્રેજ્યુએટ છોકરો હતો. તે શું નવમી સુધી ભણેલી છોકરી આગળ મૂગો બની ગયો?

બોબડો જ વળી. વારેવારે પ્રતિભાના બોલવાનો અવાજ તો સંભળાયાં કરે છે. આ ગામડાગામમમાં રહેવું પડે છે, તેથી તો મારો આત્મા કકળી ઊઠે છે. શું કહ્યું - અમારુ હુગલી ગામડું? વધારે બકબક ન કર. કંઈ ભાન છે કે નહિ? હુગલીમાં શું નથી? નળનું પાણી, વીજળી, પંખા, બધું તો છે. બાપે ગરદન મારી? પરણાવવા બીજી કોઈ જગ્યા ન જડી તે આ ત્રિવેણીમાં પરણાવી. મેં સાંભળ્યું છે કે અહીં તો જીવલેણ મલેરિયા છે. તો મરવા અહીં પરણાવી?"

શાંત એવી જયાવતીના ઠંડા લોહીમાં જાણે આગ ભભૂકી ઊઠી. જેણે છોકરા જોડે ક્યારેય ઊંચે સાદે વાત કરી નહોતી, તેને વિષે એણે મનમાં ને મનમાં કડવી વાણી ઉચ્ચારી.

તો શું વિમલેન્દુ પર પક્ષાઘાતનો હુમલો થયો છે? તેથી જ તો એ એક પણ શબ્દ બોલતો નથી. શું કરે? પરદો હઠાવીને જયાવતી જાતે તો છોકરાવહુના ઓરડામાં જઈને જવાબ આપી ન શકે.

તે ભલે ન આપી શકે, પણ દરેક વાતનો જવાબ એના ચિત્તમાં ઘુમરડી ફરવા લાગ્યો.

વાળીઝૂડીને, માંજીને ચકચકિત બનાવેલા ઘડાને લઈને ઘાટ પર જવાની શક્તિ તથા ઇચ્છા બન્ને જાણે લોપાઈ ગયાં.

આવી હતી વિમલેન્દુની વહુ.

જયાવતીની દીર્ઘ તપસ્યાનું ફળ? કદાચ જીવનભર રાખેલી આશાનું પુષ્પ?

ફક્ત મોઢામોઢ કશું કહેતી નહિ. એની જોડે જયાવતી કામ જેટલી જ વાત કરતી. વિમલેન્દુને કશું કહે પણ એ પણ ક્યાં સંભવિત હતું?

જો વિમલેન્દુ જ કંઈ ન બોલવાનું બોલી બેસે તો. તું છોકરાવહુના ઓરડામાં શું જાસૂસી કરવા ગઈ હતી તો?

એટલે મનનો ગુસ્સો મનમાં દબાવીને જ રોજની જેમ સાંજનું ભોજન થાળીમા પીરસીને સ્નેહપૂર્ણ કંઠથી વહુને બોલાવતી. ખાવાનો આગ્રહ કરતી અને એને શું શું ભાવે તે પૂછતી. એ તે પ્રમાણે વાનગીઓ બનાવતી.

પણ અંદર અંદર તો બધો રસ સૂકાઈ ગયો હતો. નરી કડવાશ ભરી હતી. વહુને પોતાની કરી લેવાનો સંકલ્પ એક જ ઝાપટામાં તણાઈ જાય.

પંદરેક દિવસ પછી વહુને પિયર પહોંચાડીને વિમલેન્દુ કલકત્તા ચાલી ગયો.

જયાવતીએ મુક્તિનો શ્વાસ લીધો.

પણ આવું થયું શા માટે? વિમલેન્દુને માટે એને અંદરથી ઉમળકો કેમ ન આવ્યો? વિમલેન્દુની વિદાયવેદના અત્યંત ઝાંખી ને નજીવી હતી. ઉત્સવપ્રસંગે આવેલા મહેમાનો વિદાય આપવા જેવી સ્વાભાવિક ઘટના, નવી વહુની જેમ વિમલેન્દુ પણ એક આમંત્રિત મહેમાન.

વિમલેન્દુના શિક્ષણકાળથી માડીને આ વિદાયપર્વને જયાવતીએ શોકાતુર ઘટનામાં સમાવી દીધાં. ત્રણ દિવસ પહેલાંથી એનું રડવાનું શરૂ થતું. એ માટે એનો પતિ પણ કંઈ એને ઓછું ધમકાવતો હતો?

ઊઠતાં બેસતાં ઊભરાઈ જતો એ અશ્રુસમુદ્ર આજે ક્યાં સૂકાઈ ગયો?

બત્રીશ નાડીનું બંધન તૂટી જતાં પણ માતા પુત્રને જે અદશ્ય રીતે બાંધી રાખતી દોરી, શું કોઈ અદશ્ય ઝાટકાથી તૂટી ગઈ, અને બંધન લોપાઈ ગયું?

કેટલાય વખતના સજાવ્યા વિનાના સંસારને સજાવવાનું શું એટલું બધું જરૂરી હતું કે છોકરો–વહુ આંગણામાં પેસતાં જ બધું ઊલટસૂલટ થઈ ગયું?

મુક્તિ કામ્ય હોઈ શકે, પણ એ સહજતાથી જીરવાય ખરી? જીરવીને નિશ્ચિન્ત થવાય ખરું?

બે મહિના પછી વહુને પાછી લાવવાની વાત ઊંચકવી પડી. વિમલેન્દુ કશી રજાને દિવસે ઘેર આવ્યો હતો જયાવતીને થયું કે છોકરો ઉદાસ છે, એનું મન ભારે છે.

માની સામે એ જે રીતે જોતો હતો, તે દષ્ટિમાં શું ફરિયાદ નહોતી?

એ જ્યારે ઘેર આવતો ત્યારે રાત્રે જમતી વખતે મા દીકરો નિરાંતે વાતો કરતાં...આખો મહોલ્લો શાંત થઈ જાય, ત્યારે જયાવતીના ઓરડામાં ત્રણ દિવસનું ગ્યાસતેલ એક દિવસ પૂરું થઈ જાય.

આ વખતે પાંચ મિનિટમાં જમીને વિમલેન્દુ ઝટઝટ ઉપર ચાલી ગયો. માને એક વાર કહ્યું પણ નહિ. જયાવતીએ હેબતાઈને છોકરાના ગમનપથ તરફ જોયાં કર્યું.

મોડી રાતે જ્યારે નીચેનું કામકાજ પતાવીને ઉપર ગઈ, ત્યારે છોકરો ભરઊંઘમાં હતો. માથા આગળ કાગળ લખવાનું પેડ તથા ખોખું ઉઘાડેલી ફાઉન્ટનપેન પડ્યાં હતાં. ફાનસની સામે એક ચોપડી આડી મૂકીને એ ખાસ્સો ઊંઘતો હતો.

ઘણા દિવસના ઉજાગરાવાળો છોકરો પરીક્ષાનું વાંચતી વખતે જેમ ફાનસની આડે ચોપડી મૂકીને ચોપડીઓ, નોટબુકો, તથા કાગળિયાંનો પથરાટ કરીને ઊંઘતો તેમ જ જયાવતી આવીને દીવાને માથા આગળથી ખસેડતીને ચોપડીઓ તથા કાગળિયાંને વ્યવસ્થિત કરીને ઠેકાણે મૂકતી.

આજે કશું બોલ્યા વગર દીવાની વાટ જરા ઓછી કરીને પાસેના ઓરડામાં પોતાની પથારીમાં જઈને પડી. ઓહ! બાબુ વહુને કાગળ લખતો હતો. તેથી માની જોડે વાત કરવાની ફુરસદ નહોતી.

બીજે દિવસે છોકરા આગળ વહુને લાવવાની વાત જયાવતીએ ઉપાડી.

વિમલેન્દુએ એ વાતમાં રસ લીધો નહિ. બે આંખની શરમ ખાતર પણ એણે એકવાર કહ્યું નહિ. "થોડા દિવસ એને ત્યાં રહેવા દેને. એવી શી ઉતાવળ છે?"

પુત્રવધૂ હવે ઘર માંડવા આવી.

એ ઘર માંડવા આવી છે, તે ભાવ પ્રતિભાના વર્તનમાં સોળ આના નહિ પણ અઢાર આના પ્રગટ થતો હતો. એ વહુની જોડે કેવી રીતે સદ્‌વ્યવહાર રાખી શકાય. નવી વહુ, શું જરા કુંઠિત, જરા નમ્ર, જરા લાજુક ન હોય? પ્રતિભાએ ક્યારેય કોઈના ઘરમાં શું નહિ જોયું હોય?

પ્રતિભા વાતચીતમાં બહુ ચબરાક, ચાલ મક્કમ, કામકાજમાં બેદરકાર. એ તો વહુ લાવ્યાં પછી પાંચ દિવસ પણ નહિ થયા હોય. છોકરો શનિવારે ઘેર આવ્યો હતો, વિમલેન્દુને નાસ્તો આપવા જયાવતીએ ઝટપટ કપડાં ધોયાં, ને રસોડામાં આવીને જુએ તો અવાક્.

પ્રતિભાએ ચાનું પાણી ઉતારીને મેંદામાં મીઠું નાંખીને એ ગૂંદતી હતી. કોઈ ફરસાણ બનાવવા માટે. મિનિટ સ્તબ્ધભાવે ઊભા રહીને જયાવતીએ જરા કડક અવાજે કહ્યું, "પ્રતિભા! ચાનું પાણી ઉતારીને ધોયાં વગરનાં કપડાં પહેરીને કોઠાર ખોલ્યો. મેંદાને ગૂંદવા બેઠી છે?"

પ્રતિભા મેંદાની થાળીને ઠોકોર મારતાં બોલી, "ધોયાં વગરનાં કપડાં એટલે? તમારી સામે તો કપડાં ધોઈને આવી, તે તમે જોયું નહિ?"

"શા માટે ન જોઉં? હું કંઈ આંધળી થોડી છું? પણ તેં પહેરેલાં તો તારા કબાટમાંનાં કપડાં છે ને? ને પછી તો પથારીમાં જ બેઠી'તી ને?"

"તો તમારે ત્યાં ધોયલાં કપડાં પહેર્યા પછી એક પગ પર ઊભા રહેવાનું હોય

છે? એની મને ખબર નહિ.'' કહીને ગુસ્સામાં ફફડાટ કરતી એ ઊભી થઈ અને ચાલવા માંડ્યું. એનો ગોરો વાન ગુસ્સાને કારણે લાલલાલ થઈ ગયો હતો.

ચાનું પાણી ઊકળતું હતું, અને તપેલીની બહાર ચૂલા પર પડતું હતું. જયાવતી મૂરખની જેમ ઊભી રહી, શું કરે? વહુની ખુશામત કરીને એને બોલાવી લાવે કે એણે પડતા મૂકેલા કામને એ જાતે પૂરું કરે?

બન્ને કામોમાંથી કશું કરવું અશક્ય હતું.

એકાએક એણે જોયું કે વિમલેન્દુ ચા પીધા વિના જ બહાર ચાલી ગયો છે. જીંદગીમાં પહેલીવાર આવું બન્યું. વહુએ જઈને એને ભંભેર્યો હશે, તેમાં કશી શંકા નહતી.

દિવસો વહી જતા હતા.

છોકરો ધીરે ધીરે એનાથી દૂર ને દૂર જતો હતો. વહુ પોતાની સત્તાનો વિસ્તાર કરતી હતી. લાચારીથી જયાવતી બધું જોયા કરતી.

વિમલેન્દુ દર શનિવારે ઘેર આવતો. રવિવારે રહેતો અને સોમવારે મળસ્કે કલકત્તા ચાલી જતો. પણ જયાવતી એની જોડે કશી વાત કરી શકતી? અરે એને કેટલીવાર જોઈ શકતી?

ઘેર આવીને એના ઓરડામાં જતાં પહેલાં ઔપચારિક કેમ છે? જેવા બે ચાર પ્રશ્નો પૂછી તરત જ ઇષ્ટદેવીના મંદિરમાં જાય પછી એનો પત્તો જ નહિ.

રાત્રે દશવાગે જ્યારે કંટાળીને જમવા માટે બૂમ પાડે, ત્યારે વિમલેન્દુ નીચે ઊતરે ને ચૂપચાપ જમીને ઊઠી જાય.

ઘણા વખતની આદતને કારણે છોકરાને શું શું ભાવે તેની જાણકારી હોવાથી તે પ્રમાણે એને જમ્યાનો આનંદ થાય તેવી રસોઈ એ બનાવે, પણ પાસે બેસીને એને સમ ખાઈને આગ્રહ કરીને, જમાડવાની ઇચ્છા જ હવે થતી નહોતી.

ફક્ત એ સારી રીતે જમે નહિ તેથી ચીઢ જ ચઢતી. એક્વાર તો ફટ કરીને કહી દીધું. હવે પછી તું ઘેર આવે ત્યારે વહુ જ રાંધશે. નહિ તો તું ખાય પણ તારું પેટ ન ભરાય અને મારો જીવ બળે.

વિમલેન્દુ ચોંક્વાને બદલે માની સામે એને દઝાડે એવી નજર નાંખતા બોલ્યો, ''તું રોજ રોજ સાંકડા મનની થતી જાય છે તેથી નવાઈ લાગે છે?''

આ અપમાનથી જયાવતીનું મોઢું ફિક્કું પડી ગયું. એણે કશો જવાબ ન આપ્યો. પણ જવાબ આપે પણ કોને? છોકરો તો તરત જ ઉપર ચાલી ગયો હતો.

ગામડામાં મહોલ્લાનાં બૈરાં આડોશપાડોશમાં ટોળટપ્પાં મારવા જતા જ હોય છે. ખાસ કરીને કશું બહાનું મળી ગયું હોય તો કોઈને ઘેર નવી વહુ આવી હોય તો વહુ કેવી છે એ જોવા જાણવાના કુતૂહલથી મહોલ્લો વાળીઝૂડીને સ્ત્રીઓ જયાવતીને ઘેર આવતી.

બીજાની આગળ જયાવતી પોતાના ઘરનં ખરાબ લાગે એવું કશું કરવા ઇચ્છતી

નહોતી. તેથી એ વહુની પ્રશંસા જ કરતી. પણ અર્થહીન એ પોલી અને કૃત્રિમ ભાષા સમજવાની બુદ્ધિ તો ગામડાંની બારતેર વર્ષની છોકરીમાં પણ હોય છે.

જયાવતી પાસે જાણવા જેવું તથ્ય એકઠું કરીને, છેવટે તે સ્ત્રીઓ વહુના ઓરડામાં ડોકિયું કરવા જતી. ત્યાં પણ થોડો તથ્ય સંગ્રહ થતો.

મહોલ્લાના લોકો આંટો મારવા આવ્યા હોય, ત્યારે એમનું સન્માન કરવા નીચે આવીને એમને બેસવા પાથરણું પાથરવા પ્રતિભા આવતી નહિ. તોપણ કોઈ ઉપર ચઢીને આવે તો એને સારી રીતે બેસાડીને વાતો કરવામાં પ્રતિભાને વાંધો નહોતો. જયાવતીના દુર્વ્યવહારની વાત કહેવાને શ્રોતાઓની પણ જરૂર ખરીને?

શ્રોતાઓ પણ સાંભળવા અતિ ઉત્સુક હોય.

સાંભળીને પાછા જયાવતીની પાસે આવીને ગાલ પર હાથ મૂકીને વિસ્મયનો અભિનય કરવાની પણ મઝા છે ને?

"વહુનાં તો બહુ વખાણ કરતી હતી, પણ તારી વહુ શું કરે છે તે ખબર છે?" એમ કહીને લાહિડીના ઘરની વડીલ સ્ત્રી પાલવની ગાંઠ છોડીને એમાંથી બટવો કાઢતી.

જયાવતી નિસ્પૃહતા જાળવવાનો પ્રયત્ન કરતાં કહેતી. "કેમ શું કહેતી હતી એ?"

"સાંભળીને તને ખૂબ ગુસ્સો ચઢશે. અહા! એકના એક છોકરાની વહુ એ મનગમતી ન હોય તો કેટલું દુઃખ થાય?"

જયાવતી ઉદારતાથી કહેતી, "દીદી! હવે મન જ રહ્યું નથી. તો પછી મનગમતાની શી વાત? એ તો બધું એક જણની જોડે ચિતામાં બળીને રાખ થઈ ગયું છે. હવે એ બન્ને સુખી રહે એ જ ભગવાન પાસે માંગવાનું"

"અહા! એ તો સમજી, તોયે બધાને જીવવાનું મન હોય છે, છોકરાની વહુ આવીને થોડું ઘરકામ સંભાળી લે તે નહિ. આ તો ગોરી મડમ છે. મે વળી તારે માટે લાગણી દર્શાવતાં કહ્યું, "વહુબેટા! આજે અગિયારસ છે તેથી કામવાળી આવી નથી. સાસુ બિચારી મજૂરી કરીને હાડકાં ગાળે છે, તો તું થોડાં વાસણ તો માંજી શકે ને? તો એણે મોઢું મચકોડીને કહ્યું કોને ખબર ક્યારે કઈ તિથિ છે. તે હું કંઈ પંચાંગ લઈને તો બેઠી નથી. ને હું કામ કરું તે એમને પસંદ પડે ખરું? સાંભળ એની વાત.

જયાવતીએ તો ઘણું ઘણુ સાંભળ્યું હતું તોપણ બીજા આગળ એનું વાંકું બોલી તેથી ગુસ્સે થઈને બોલી, "હા. હવે તો એ મને બદનામ કરવાની જ ને. મારા લાડકા દીકરાને પણ ભરમાવી ભરમાવીને પગ પર પગ ચઢાવી આખો વખત ઉપર બેસી રહે છે. જરાય હાથ ન હલાવે. કામ કરે તો પસંદ નાપસંદની વાત થાય ને? એ તો કામની વાત આવે કે ઝાડ થઈ જાય છે."

પ્રયત્નપૂર્વક ઓઢેલું ભદ્રતાનું આવરણ ખસી પડે છે. "શા માટે વહુનો બચાવ

કરવો જોઈએ, એનાં વખાણ કરવાં જોઈએ. એ જો બહારના લોકો આગળ મારી નિંદા કરતી ફરતી હોય?'' લાહિડીના ઘરની વડીલ સ્ત્રી અત્યંત પરિતાપની ભંગિથી બન્ને ગાલ પર હાથ મૂકતાં કહેતી, ''હા. વિમલ તો તારો લાડકો દીકરો, કેવો મઝાનો છોકરો! એ કશું કહે નહિ?''

''આવી, છોકરીના હાથમાં સોનું પણ કથીર બની જાય ''દીદી!'' ''કોને ખબર બહેન. કળિકાળ કોને કહેવાય? અહા! બેચાર હોય તો જુદી વાત છે. આ તો એકનો એક દીકરો. વહુ ઘરમાં આવતાં જ એણે એને પરાયો બનાવી દીધો. તું તો ભલીભોળી છે. તારે નસીબે આવી વહુ.''

લાહિડીની પત્ની એમ અટકવાની નહોતી. ખાસ્સી વાત જામી હતી. એવામા એની પૌત્રીએ આવીને રંગમાં ભંગ પાડ્યો. એણે કહ્યું, ''નાનીમા ઝટ આવો, પિતાજી આવ્યા છે. માસીમા તમને બોલાવે છે.''

ગમે તેવી મનોરંજક ચર્ચા થતી હોય, પણ જમાઈ આવ્યા હોય ત્યારે કંઈ થોડું બેસી રહેવાય? શ્રીમતી લાહિડી ઊઠી ગઈ. પણ જયાવતી ઊઠીને ક્યા જવાની હતી? એ સૂનમૂન થઈને બેસી રહી.

એકવાર આવરણ ખસી જાય પછી પરિસ્થિતિ ખૂબ વણસી જાય છે. પછી કોઈ પણ પક્ષે બે આંખની શરમ રહેતી નથી.

જયાવતી દરરોજ રડતીકકળતી કોઈને કોઈને ત્યા બેસવા જાય અને મનને હળવું કરીને આવે. પ્રતિભા ઘરમાં જ સમવ્યથીને બોલાવી, આખો વખત સાસુચરિત્ર વર્ણવે, અને સાંજ પડતાં વાળ ઓળે, અંબોડો વાળે, નહાય, ને પછી અગાશીમાં જઈને બેસે, નહિ તો કાગળ લખે.

જયાવતી આવીને ઘરકામ કરે અને વહુને સંભળાવતા સંભળાવતા, રૂઢ મતવ્યો વ્યક્ત કરતી જાય, ક્યારેક હોઠ મચકોડે, તો ક્યારેક કોહ્યલું કોહ્યલું બોલે.

તોપણ બધું સહી શકાય. સહી શકાય નહિ, વિમલેન્દુનું પરિવર્તન.

હમણાં માદીકરો એકબીજા જોડે બોલતાં નહિ એમ કહીએ તો ચાલે. વિમલેન્દુ અન્યમનસ્ક રહેતો. એ વહુની જોડેની વાતોમાં જરાય વિક્ષેપ પડે એમ ચાહતો નહોતો. તે તો તરત જ દેખાઈ આવતું. જાણે એની મા હોય જ નહિ તે પ્રમાણે વર્તતો.

તે ઉપરાંત એક ખોટી ટેવ જયાવતીને પડી હતી. છોકરા-વહુના ઓરડાની બારી આગળ કોઈ પણ કામને બહાને એ આવીને ઊભી રહેતી.

હાય! જયાવતીનું આટલું અધઃપતન!

**એથી સુખ તો વધે એમ નહોતું. દુઃખ જ વધે એમ હતું. બારી આગળ જો કાન ન માંડે તો શું એ વાત જયાવતી સાંભળી શકત? મૂળ વાત હતી ઈર્ષા. વિધવા બહુ ઈર્ષાળુ હોય છે. પોતાની મનોકામના આહ્લાદ લોપાઈ ગયાં હોય તેથી બીજાનું સુખ જોઈને એમના પ્રાણ ફાટી જાય છે. – આ તમે મારી પાસે બેસો ને હસતાં હસતાં વાતો કરો તે સહન થતું નથી. છાતી ફાટી જાય છે.**

ક્યારેક વિમલેન્દુ ક્ષીણ અવાજે પ્રતિવાદ કરે, પણ એ અવાજ એટલો ક્ષીણ હોય કે જયાવતીના કાન સુધી પહોંચે નહિ. ફક્ત એના જવાબમાં પ્રતિભા જે કહેતી, તે કાન સુધી પહોંચતું. અહા! તમે ક્યાંથી સમજો. તમારી આગળ તો તમારી મા ગરીબડી ગાય જેવી થઈ જાય. હું કહું છું આ વિસ્તારમાં મારી નિન્દા શું પવન પ્રસારે છે? ઘરનું જ માણસ એનો પ્રસાર ન કરતું હોય તો ફેલાય ક્યાંથી? હું તમને કહી કહીને થાકી કે મને કલકત્તા લઈ જાઓ."

"હું પણ ખોળી ખોળીને થાકીને લોથપોથ થઈ જાઉં છું, પણ મળે છે ક્યાં પ્રતિભારાણી?"

આ કોણે કહ્યું?

વિમલે?

જયાવતી જીવે છે? એ ભાનમાં છે? હજીય શું જીવવાનું પ્રયોજન છે? તોપણ જમવા માટે બોલાવવા પડે.

જયાવતીની આવી અવદશા હતી. ઘરમાં કોઈ બીજું નહોતું કે જે એમને જમવા બોલાવે...એ બોલાવે, પણ એ બોલાવવાની વાણી સ્નેહ નીતરતી જ હોય. આજકાલ એને એના સ્વભાવ વિરુદ્ધ વાત કરવી પડે છે, કે મોટા ઘરની દીકરીને જમવા આવવાની ફુરસદ ક્યાં મળે? નોકરડી બાર વાગ્યા સુધી એની રાહ જોઈને બેસી રહેશે તેની એને ખબર છે.

આવું બધું સાંભળ્યાં પછી જે જમવા આવે તેમનો મિજાજ પણ ક્યાં ઠેકાણે રહે?

પ્રતિભા ધમધમ કરતી આવે. ભાતદાળ શાક, એ ખાય ત્યારે થાળીમાંથી વેરાતાં હોય, અને ખાવાની વાનગીઓ વિષે વિદ્રૂપ હસે. એના બાપને ત્યાં ત્રણ શાક ન હોય ત્યાં સુધી કોઈ ભાણે ન બેસે. ભાતના કરતાં શાકનું પ્રમાણ વધારે ન હોય તો કોળિયો ગળે ઊતરી શકે એની લગ્નપૂર્વે એને ખબર નહોતી વગેરે.

એક દિવસ આવું કહ્યા પછી જયાવતીએ પ્રતિભા જમવા આવી ત્યારે જાતજાતનાં શાકભાજીની તાંસળીઓ ભાતની થાળી પાસે મૂકી.

"શું થયું?"

પ્રતિભાના આવા પ્રશ્નોથી આજકાલ જયાવતી જરાય વિચલિત થતી નહોતી. એ પણ તીણે અવાજે કહેતી, "શાક ઓછું હોય તો કોળિયો ગળે ન ઊતરે, તો ઘણાબધાં શાકભાજી રાંધ્યાં, કે જેથી તું પેટ ભરીને ખાઈ શકે."

પ્રતિભા તાંસળાં હડસેલીને કહે, "પણ તેથી કંઈ રાંડીરાંડની જેમ સીકી ચચડી (શાકભાજી) ખાવાની મને ટેવ છે એવું ઓછું છે? તમે મારી પાસે બધું મૂકીને બગાડ્યું શા માટે? પોતાને માટે પણ થોડું રાખી લેવું હતું ને? તમને તો જાતજાતનાં શાકભાજીનો ઘણો શોખ છે."

"શું કહ્યું? શું કહ્યું તે વહુમા?" ઘવાયલી હરિણીની જેમ જયાવતીએ ચીસ પાડી, ને એનું આખું શરીર કંપવા લાગ્યું.

પણ એથી પ્રતિભા ગભરાઈ નહિ. એણે હસતાં હસતાં કહ્યું, "મેં ક્યાં કંઈ ખોટું કહ્યું છે? બેઠાં બેઠાં તો શાક – ક્યુંબર, ખાધાં કરો છો. મેં જોયું છે એટલે જ તો કહું છું.

જો પ્રતિભાની વાત ખોટી હોત, તો જયાવતીને આટલી ઝાળ ન લાગત...વાત ખોટી નહોતી. તદ્દન સાચી હતી. શાકભાજી ફરસાણ એને બહુ ભાવતાં, અને જુદી જુદી રીતે રાંધતી, એ એની નબળાઈ હતી.

ઘર આગળ એક નાની શી વાડી હતી, તેમાં શાકભાજી અને ફળોનો ફાલ ઊતરતો. એથી શાકભાજી અને ફળોની જુદી જુદી વાનગીને જયાવતી રાંધતી, અને આસ્વાદ માણતી. એ કારણે દેવનાથ એની મજાક પણ કરતો, તોપણ કોઈ દિવસ શાકભાજી કે ફળ ઓછાં હોય તો જાતે વાડીમાં જઈને તોડી લાવતો. એટલું જ નહિ પણ શાકભાજી સમારવામાં, અને ફળોને કાપવામાં એને મદદ પણ કરતો. આ જોઈને મહોલ્લાના લોકો હસતા, તો જયાવતી કહેતી, "છોને હસે." લોકોને તો આટલાં શાકભાજી અને ફળ જોવાનાં નથી મળતાં તેથી એ તો દાઝે બળે છે."

નાનપણમાં વિમલેન્દુએ પણ વાડીના ફાલનો સ્વાદ સારા પ્રમાણમાં ચાખેલો.

જયાવતીના આ શોખ એની પ્રશંસા પણ કરાવતો અને બીજા વાડીવાળા પણ ક્યારેક ક્યારેક જયાવતીને પોતાની વાડીનાં શાકભાજી અને ફળ આપી જતાં.

આજે વિમલેન્દુની વહુએ એના એ શોખનો તિરસ્કાર કરતાં એને ટોણો માર્યો.

જયાવતી હમણાં હમણાં ફટાફટ બોલતી હતી. પણ આ વખતે તો એ તદ્દન મૂગી રહી...એ શી રીતે ત્યાંથી સરકી ગઈ શી રીતે પૂજાની ઓરડીમાં જઈ આગળો મારીને સૂઈ ગઈ તે એને યાદ નહોતું.

એકાએક કોઈ આક્રમણ કરવા આવ્યું હોય, અને માણસ દિશાશૂન્ય બનીને કુદરતી પ્રેરણાથી આત્મરક્ષાના ઉપાયો શોધે તેવું જ જયાવતીનું પલાયન હતું.

પણ આમ પડતું મૂકીને એ જઈને કોની આગળ ફરિયાદ કરે?

પૂરેપૂરી સંસારી જયાવતી આમ આકુળ બનીને ભગવાનને પોકારતી હતી.

આજે શું દર્પહારી મધુસૂદનની આગળ ધા નાંખવાની જરૂર પડી? ભગવાન આગળ માથું કૂટવા જેવું શું બની ગયું હતું?

પણ મધુસૂદનની પ્રખર શ્રવણશક્તિનું આવું પ્રમાણ પણ ક્યારે કોને મળ્યું છે? ઘણા સમયથી એ બહેરો છે એમ જ બધા માને છે, આજે જયાવતીનું આવેદન એણે તરત સાંભળ્યું? અને નવાઈ તો એ વાતની હતી કે પ્રતિભા જેવી એક તુચ્છ નારીના દર્પને ચૂર્ણ કરવાને એણે ગદા હાથમાં લઈ લીધી.

એ વિરાટ ગદા પ્રતિભાના દર્પની સાથેસાથે આવેદન કરનારીનું પાંજરું પણ ભાંગી નાંખશે તેનું પણ એને ભાન ન રહ્યું? એ એટલો બેધ્યાન હતો? કે જયાવતીના વગરવિચાર્યા બાલિશ વર્તનથી અકળાઈને ભગવાને પરિણામનો વિચાર કર્યા વિના એનું મારકશસ્રી (એક પ્રાણઘાતક શસ્ત્ર) છૂટું માર્યું? એનો આકસ્મિક ધક્કો લાગ્યો.

વિમલેન્દુને.

જો એમ ન હોય તો, જે વિમલેન્દુ રોજ બેવાર ટ્રામના ફૂટબોર્ડ પરથી કૂદકો મારીને રસ્તા પર આવી જાય તે એ દિવસે રસ્તા પર પડવાને બદલે સીધો ચાલતી બસમાં શી રીતે પડી જાય?

તે દિવસે જયાવતીએ શુ બહુ જોરથી પછાડ્યુ હતુ, કે વિમલેન્દુના મૃતદેહની આગળ હૉસ્પિટલમાં પોતે પણ નિષ્પ્રાણ સ્થિરમૂર્તિ જેવી બની ગઈ હતી? વિમલેન્દુનુ મૃત્યુ એવો અતિભયાનક ને કારમો પ્રસગ હતો, ત્યારે પણ શુ માથુ પછાડવાની શક્તિ એનામાં બચી નહોતી?

મહોલ્લાના લોકો અંદર અદર વાતો કરતા હતા કે આ આઘાત એ સહન નહિ કરી શકે એ ગાડી થઈ જશે. પણ કાર્યક્ષેત્રમા એ જણાયુ કે ગાડા થવુ એટલુ સહેલું નથી.

બન્ને આંખોની નીચે કાળાશ તથા ગાલના બે હાડકા ઊપસેલા તે સિવાય બીજો કોઈ ફેરફાર દેખાતો નહોતો.

વળી એ દેખાયુ કે શિયાળો બેસતાવેંત જ એની જૂની ટેવ પ્રમાણે એ પાપડ, વડી તડકે સૂકવવા મૂકતી હતી અને શિયાળો પૂરો થતા, અથાણા બનાવતી હતી ને એ બધુ બનાવવામા એની નિપુણતા લેશમાત્ર ઓછી થઈ નહોતી. એ પણ જોવામા આવ્યું કે કૂવાના પાણીમાં અનાજ બરાબર ચડે નહિ તેથી પિત્તળનો ઘડો લઈને ઘાટ પરથી પાણી લઈ આવતી હતી. વળી આજે જ એને માડવા પરથી પપૈયું ઉતારતાં જોઈ. આ પરથી સહેજ કલ્પના થઈ શકે કે એ વાટીઘૂટીને કૂટીને મસાલા બનાવતી હશે એની સ્વાદેન્દ્રિય પૂર્વવત્ સક્રિય હતી.

એ જ તો પૃથ્વીનો નિયમ છે.

પાંજરું ભાંગ્યું હોય તોયે દૈનિક કાર્યક્રમમા કશો ફરક ન પડે. જોકે હજીયે પ્રતિભાની થાળી પીરસીને એને જમવા બોલાવાય છે, કારણ કે ઘરમાં કોઈ ત્રીજી વ્યક્તિ નથી. તૃતીય વ્યક્તિના આવિર્ભાવની બધી શક્યતા ભૂસી નાખીને વિમલેન્દુ ચાલી ગયો હતો.

ચમકતી થાળીમાં ખાદ્યસામગ્રી પીરસીને, જયાવતી જ બૂમ પાડીને કહે "વહુમા ઓ વહુમા, નીચે આવ, થોડું ખાઈ લે."

એના કંઠસ્વરમાં મમતાની માત્રા બહુ સ્ફુટ ન હોય. આસપાસના ન્યાતીલાઓના ઘરમાંથી સંભળાય, કે ડોસી બિચારી હજીય વહુ પર કેટલી મમતા રાખે છે!"

સ્નેહપૂર્ણ કરુણસ્વર, કરુણતર બને જ્યારે એ એને મનાવતી પટાવતી કહે. "નહિ ખવાય એમ કહેવાથી શું વળે બેન? શરીર તો ટકાવવું પડશે. સારું સારું ખાવાની ઇચ્છા તો ભગવાને ખૂંચવી લીધી. પણ ખાધા વિના કંઈ ચાલવાનું છે? આટલાં શાકભાજી વાડીમાં ઊગે છે, તેને વેડફી થોડાં દેવાય છે? ભાત થાળીમાં રહેવા ન દે મા! બીજો થોડો ખા.

મહિલા સમાજના મનોજગતમાં પડોશીઓના ઘરમાં તાજેતરમાં પરણેલી વહુના આચારવિચાર ગમે તેટલાં કુતૂહલજનક હોય, તો સદ્ય વિધવાના આચારવિચાર વિષયક કુતૂહલ જરા પણ ઓછું ન હોય, બલ્કે વધારે હોવાનું. તેથી જ પહેલાંની જેમ જ જયાવતીને ઘેર કનકલતા, લાહિડીના ઘરની વડી ગૃહિણી, મન્ટીની મા...

એમના મોઢાં સામું જોઈને જયાવતીએ કરુણ ફરિયાદ કરી. ''જુઓ ખાધા વગર વહુની દશા..'' એથી તો હું એને કહું છું. આપણાથી મરાવાનું તો છે નહિ. ઘણું જીવવાનું છે. વિધવાનું જીવન બહુ લાંબું હોય છે. તો ખાધા વિના ચાલે જ નહિ. જે કાચુંપાકું મળ્યું તે ખાઈ લેવાનું. જેવું નસીબ.''

આવેલી સ્ત્રીઓ સહમતિ દર્શાવતી. એ લોકો ફક્ત જયાવતીના દુઃખમાં જ સમવ્યથી થતા નહોતા પણ એ લોકો આર્દ્ર બનતા જયાવતીના કરુણ હૃદયના પરિચયને કારણે. બીજું કોઈ હોત તો કંઈ બહાનું કાઢીને, વિનાકારણ ઝઘડો ઊભો કરીને એને તગેડી મૂકત.

શું એ લોકોને ફક્ત જયાવતીનો કંઠસ્વર જ સંભળાતો? એના મુખ પર નજર પડતી નહિ? કંઠસ્વરમાં જે મમતાનું ઝરણું વહેતું, તેની સ્નિગ્ધ છાયા શું એની નજરમા જણાતી હતી? એની નજરમાં તથા હોઠના ખૂણાની અતિ સૂક્ષ્મ રેખામા છૂપા હાસ્યને વિષાક્ત આભાસ નજરે પડતો નહોતો?

# ઘૂમતી પૃથ્વી

શિવનાથ ગઈકાલથી અનુભવે છે કે, એ લોકો કશો કાર્યક્રમ નક્કી કરે છે. એ લોકો એટલે શિવનાથનો છોકરો અને વહુ - શંખનાથ અને રુચિરા. લાગતું હતું, કે રુચિરા બે ત્રણ દિવસની રજા લઈને ક્યાંક ફરવા લઈ જવા જીદ કરે છે, અને શંખનાથ આનાકાની કરે છે. કહે છે કે હમણાં ઑફિસમાં બહુ કામ રહે છે. આમ પણ બે દિવસની રજા છે, તેમાં ફરવા જઈ શકાય.

શિવનાથને આજકાલ કંઈ પણ પૂછતાં સંકોચ થાય છે. પહેલાં બધી વાત પૂછતો શંખ! શું ચાલી રહ્યું છે? પણ હમણાં હમણાં એને એમ લાગે છે, કે આ જાતની જિજ્ઞાસા શંખનાથને ગમતી નથી, બન્નેને એ કંઈ પૂછે તેથી ચીઢ ચઢે છે.

શિવનાથ હવે બન્ને વિષે અલગ રીતે વિચારી શકતો નથી. કારણ શંખનાથની અલગ સત્તા હોય એવું એને લાગતું નથી.

બાળપણથી માલગરના શંખનાથ નામના જે છોકરાને છવ્વીસ, અઠ્ઠાવીસ વર્ષથી એ ઓળખતો હતો. તેની ઇચ્છા, પસંદગી, રુચિ, મનોભાવ, મતવાદ એ બધું કોણ જાણે ક્યાં લુપ્ત થઈ ગયાં છે. એક જ સખા એને નજરે ચડે છે અને તે છે કે રુચિરા નામની એક સુંદરી, સુશિક્ષિતા, મધુરભાષિણી છોકરી. શિવનાથને એનો ડર લાગે છે, અથવા એની ઉપેક્ષા થઈ રહી છે એમ લાગે છે. એની આડશમાંથી શંખને બરાબર જોઈ શકતો નથી. એથી શિવનાથ બન્નેને એકરૂપે જ જુએ છે. વિચારે છે જવા દે. બોલાવી બોલાવીને એ લોકોને પૂછું એ જ્યારે પસંદ નથી ત્યારે શા માટે જીભ હલાવવી?

પણ એ લોકો કંઈ એવા અવિચારી નથી, કે જે કંઈ કહે તે બાપને જણાવે નહિ. સવારના ચાના ટેબલ પર બીજી બધી વાતની જોડે એ વાત જણાવી દીધી, કે બે દિવસની લાગલાગટ રજા હોવાથી એ લોકો વર્ધમાન જવાના છે. નવી ખરીદેલી ગાડીમાં.

વર્ધમાન કંઈ ફરવા જવા માટે આકર્ષક જગ્યા નહોતી. પણ વર્ધમાનમાં રુચિરાની બહેનનું ઘર હતું, તેથી એ જગ્યાનું આકર્ષણ હતું.

એ વાત સાંભળીને મૂરખની જેમ શિવનાથથી બોલાઈ ગયું, ''ગાડીમાં જવાના? બહુ પેટ્રોલ બળશે.''

બોલ્યા પછી એને થયું, મેં મૂરખની જેમ વાત કરી પેટ્રોલ બાળવા માટે તો ગાડી છે, પણ જ્યારથી બોલાઈ ગયું જ છે, તો એને અદૃશ્ય હાસ્ય જોવા જ મળશે. શંખ જ્યારથી મોટો માણસ થઈ ગયો છે, ત્યારથી એ અદૃશ્ય હાસ્ય એને જોવા મળતું રહે છે...હા એકદમ મોટો માણસ થઈ ગયો છે. સરકારી કારકુન શિવનાથનો છોકરો શંખનાથ.

પણ હમણાં હમણાં એવો અનુભવ થતો નથી. એને લાગે છે કે એનો અનુભવ જૂઠો હતો.

શિવનાથના છોકરાએ એક એમ્બેસેડર ગાડી ખરીદી હતી અને મરજીમાં આવે તેટલું પેટ્રોલ બાળીને ઘૂમ્યા કરે છે, એ સ્વપ્ન છે કે માયા તે કોને ખબર? ફક્ત ગાડી ખરીદવાની જ વાત જ નહિ, પણ એ ગાડી ચલાવતાં પણ શીખ્યો છે, ફક્ત શંખ જ નહિ એની વહુ પણ. એ જાણે બધું અવાસ્તવિક હોય એવું એને લાગે છે. તેથી ક્યારેક ક્યારેક એ કંઈક મૂરખ જેવું બોલી નાંખે છે.

જોકે છોકરો અને વહુનું વર્તન બુદ્ધિહીન નહોતું, કે બે આંખની શરમ વિનાનું પણ નહોતું. ગાડી ખરીદીને પહેલે દિવસે જ બાપને લઈને કાલીઘાટ પૂજા કરાવી લાવ્યા હતા, અને પહેલે રવિવારે જ બાપને દક્ષિણેશ્વર ફેરવી લાવ્યા હતા. તે દિવસે શિવનાથને આનંદ પણ થયો હતો, અને એણે દુઃખનો નિસાસો પણ નાંખ્યો હતો, શંખની ઘણા સમય પૂર્વે મરી ગયેલી માને યાદ કરીને. પણ એ મૃત્યુ એટલાં બધાં વર્ષો પૂર્વે થયેલું, અને એટલું ધૂંધળું થઈ ગયું હતું, કે એમની સામે એનો ઉલ્લેખ કરવો હાસ્યાસ્પદ લાગે. શિવનાથે તો એ પરલોકગતાને છોકરાના મનમાં જાગૃત રાખવાને વિજ્ઞાનસંમત કોઈ પદ્ધતિ અપનાવી નહોતી.

શિવનાથે છોકરાને સારી રીતે ઉછેરવા તનતોડ મહેનત કરી હતી, અને એની એ મહેનત સફળ પણ થઈ હતી. છોકરો ધાર્યા કરતાં ઘણો આગળ વધ્યો હતો. શું શિવનાથે ક્યારેય આશા રાખેલી કે એ આટલો આગળ આવશે? શિવનાથ એની પ્રગતિ જોઈને અવાક્ થઈ ગયો હતો તથા એની અબાધ ગતિવિધિ જોઈને ક્યારેક વિસ્મિત, ક્યારેક ગર્વિત તો ક્યારેક ભાવશૂન્ય બની જતો. તોપણ ક્યારેક એ ભાવશૂન્યતા, ઈર્ષા તથા વિસ્મયનો લોકો આગળ ગર્વ કરતાં પણ અચકાતો નહિ. છોકરાએ ગાડી ખરીદી કે તરત જ એની 'અવસારિકા ક્લબ'ના મિત્રો આગળ એણે એ વિષે જાહેરાત કરી હતી તે પણ ખાસ ઉલ્લેખ કર્યો છે. એવું ન લાગે તેવી રીતે બીજી કોઈ વાતમાં ભેળવીનો એ ઉલ્લેખ કરેલો. એણે કહેલું, ''બધાના ભાવો આસમાને ચઢ્યા છે, પેટ્રોલના કે લોકો હવે ગાડી વેચી દે છે. ત્યારે અમારા શંખભાઈએ ફટ કરતીક એમ્બેસેડર ગાડી ખરીદી.

એણે એવી રીતે વાત કરી કે બહારથી નિંદા લાગે પણ અંદરથી છોકરો કેવો આગળ વધ્યો છે તેનું દૃષ્ટાન્ત આપી એની પ્રશંસા કરી હોય.

આજે પણ વર્ધમાન જવાની ખબર પડતાં જ, થોડી મૂર્ખાઈ કરી પણ બજારમાં

બધા ઓળખીતાપારખીતાને સંભળાવ્યું, કે જુઓને આજકાલના છોકરાંઓ. નવી એમ્બેસેડર ગાડીમાં મારો છોકરો વર્ધમાન સાળીને ત્યાં જવાનો છે. વર્ધમાન જતી ગાડી તો કલાકે કલાકે મળે પણ નકામો પેટ્રોલ બાળવાનો.

કોઈ કહેતું, "આજકાલના છોકરા બધા એવા જ. એક હાથે કમાય બે હાથે ખર્ચે. તો કોઈ કહેતું, "ભગવાનના આશીર્વાદ છે. એના હોદ્દા પ્રમાણે જ એણે જીવવું જોઈએ ને?

શિવનાથને થયું કે કોઈને મોકળે મને વાત ન કરી, જાણે શિવનાથના છોકરાએ ગાડી ખરીદી એ મહત્ત્વની ઘટના ન હોય. એથી જ એ લોકો મોળું મોળું બોલતા હતા. ત્યાર પછી એક ઈચ્છા મગજમાં વીજળીની જેમ ચમકી. એ લોકો વર્ધમાન જાય છે. એનો અર્થ કુતુલપુર આગળથી જ પસાર થવાના એટલે કે ટુનિના ઘર આગળથી એ કંઈ ટ્રેનમાં જતા નહોતા સામેથી જાય, તોપણ એના નિર્ધારિત નિયમ અનુસાર ચાલી જાય, એને રોકવી હોય તોયે રોકી શકાય નહિ. જ્યારે આને ક્યાંથી જવું, ક્યાં રોકાવું, એ બધાનું નિયંત્રણ તો શંખના હાથમાં. શંખને એ ઘર ક્યાં આવ્યું તે ખબર નથી, પણ શિવનાથને તો ખબર છે ને? હા, ઘણા વખતથી એ ગયો નથી, એટલે ધારો કે એ ભૂલી જાય, વૈકુંઠ ચક્રવર્તીનું ઘર કહીએ એટલે બધા બતાવી દે. ટુનુના સસરા બહુ જાણીતા છે.

ગાડી થોભાવી થોભાવીને પૂછતાં પૂછતાં તરત જ બતાવી દેવાશે કે આ ઘર. શંખ! અહીં જ ગાડી રોક. તમે અહીં ઊતરશો નહિ. તારે જવાનું મોડું થાય. પાછા ફરતી વખતે મને લેવા માટે તો ઊતરવું જ પડવાનું છે ત્યારે ફોઈને મળી લેજે.

શંખ સમજુ છોકરો છે, તો શિવનાથ પણ અણસમજુ બાપ નથી. બીજો બાપ હોય તો કહે "જરા ઊતરીને ફોઈને પ્રણામ નહિ કરે? ફોઈને કેવું લાગે?" પણ શિવનાથ સમજતો હતો કે રસ્તે જતાને રોકવો એ સારું નહિ."

ટુનુને ઘેર જવાનો વિચાર આવતાં જ વિધવા નાની બહેન માટે મન ભરાઈ આવ્યું. અરે. બિચારીએ ગરીબીમાં જ જીવન વિતાવ્યું. વર જીવતા હતા, ત્યારે પણ અને વર મરી ગયા પછી પણ. પતિ તો નકામો માણસ હતો. કલકત્તાની પાસે જ, પણ એકવાર પણ આવી શકી નહિ, ને પતિ લાવ્યો પણ નહિ . કોણ એને લાવે? શિવનાથની વહુ! બિચારીની ભાભી મરી ગઈ, ને ભાઈને ઘેર જવાનું બંધ થઈ ગયું. વચ્ચે વચ્ચે શિવનાથ જઈને કંઈ ને કંઈ એને આપી આવતો. પણ નિવૃત્ત થયા પછી એ પણ બંધ થઈ ગયું. ત્રણ સાડાત્રણ વર્ષ થયાં બહેનને મળ્યો નથી.

તો એ જ ઠીક છે. શિવનાથ આજે એમની જોડે જશે. એ જ રસ્તેથી તો જશે. તો જતી વખતે મને એની ફોઈને ઘેર ઉતારી જશે. પરમદિવસે, પાછા ફરતી વખતે મને લઈ જશે. તે વખતે એ હસતાં હસતાં કહેશે, તને પેટ્રોલ બાળવા વિષે સવારે જે કહ્યું હતું, તો જો મેં કેવો લાભ લઈ લીધો; હા. થોડા પૈસા વસૂલ થશે.

જેટલો એ વિચાર કરવા લાગ્યો, તેમ તેમ એ સ્વપ્નસૃષ્ટિમાં મહાલવા લાગ્યો.

મોટાભાઈને એકાએક જોતાં ટુનુ કેટલી રાજીરાજી થઈ જશે!

સાથે સાથે એણે એ પણ નક્કી કર્યું, કે આ વખતે પેન્શનના રૂપિયામાંથી સારી એવી રકમ સાથે લઈ જશે ને ટુનુને આપશે. ટુનુને નામે મહિને મહિને જે પચ્ચીસ રૂપિયાનો મનીઑર્ડર કરતો હતો. તે હજી સુધી એને મોકલાયા નથી સાથે બીજા પચાસ રૂપિયા લઈ જશે, છોકરાંઓ માટે મીઠાઈના.

પેન્શનની રકમ તો આજકાલ એકઠી થતી જ જાય છે, કારણ શંખ પૈસા લેતો નથી ને શિવનાથને પણ મામૂલી રકમ એને આપતાં શરમ આવે છે. એક વખત એવો હતો કે પહેલી તારીખની કાગને ડોળે રાહ જોવી પડતી. એ વાત આજે કોઈ યાદ કરતું નથી.

જવાનું નક્કી કરી, ધોબીનાં ધોયલાં ધોતિયું, કફની એણે બહાર કાઢ્યાં, પૈસા બહાર કાઢી રાખ્યા પણ ઝટ દઈને એ કહી શક્યો નહિ, કે તમારી સાથે હું પણ આવીશ.

મૂળ વાત એ હતી કે એ કહેવું શી રીતે તે કંઈ સમજાતું નહોતું. વારંવાર મનમાં ગોઠવ્યું તો ખરું. પણ એને બોલાવીને કહેવાની ટેવ ન હોવાને લીધે કોઈ પણ પ્રકારનો મનમાં ગોઠવેલો મુસદ્દો કાર્યાન્વિત કરી શકાયો નહિ. એ લોકો સામી બાજુથી આવે છે જાય છે, હરેફરે છે, પણ શિવનાથ કહેવું છે તે કહી શકતો નથી.

આખરે કહી જ નાંખ્યું.

અત્યંત સંકોચપૂર્વક પૂછ્યું "તમે લોકો ક્યારે ઊપડો છો?"

બન્નેને એકસાથે સંબોધન કરવાની ટેવને લીધે છોકરાને તું કહીને બોલાવવાનું એ લગભગ ભૂલી જ ગયો હતો. છોકરો જ્યારે એકલો હોય...

ના એવી સોનેરી તક શિવનાથને મળતી નહોતી. છોકરાને એકલા મળવાનું શું એક મિનિટ માટે પણ નહિ થાય? શંખ જાણતો હતો કે બાપ જરૂર ન હોય તો પ્રશ્ન ન પૂછે, તેથી એણે તરત જ કહ્યું, "આ જમીને તરત જ લગભગ બે અઢી વાગે."

શિવનાથે કહ્યું, "એ જ ઠીક છે. શિયાળામાં બપોરે નીકળી જવું જ સારું."

શંખે રુચિરાના મોઢા તરફ જોયા વિના જ કહ્યું, "હા. એટલે જઇએ છીએ તો."

એ બિચારાની દુગ્ધા કંઈ ઓછી નહોતી. પિતાની બધી વાત હમણાં ઢંગઢડાવિનાની. રુચિરાના બાપ જોડે એની સરખામણી કરતાં એને એનું માથું વઢાઈ જતું લાગે. આ તરફ શિવનાથે જરા થોથવાતો હોય એમ કહ્યું, "હું વિચારું છું, કે હું પણ તમારી સાથે ગાડીમાં આવું."

"ગાડીમાં આવવાના છો?"

"તમારી સાથે."

આ બંગાળીમાં બોલાય છે કે બીજી કોઈ ભાષામાં! જાણે ઘાને પસવારતો હોય એમ શંખ બોલ્યો, "તમે અમારી સાથે? વર્ધમાન."

શિવનાથે પરિસ્થિતિ હળવી કરવા જરા હસતાં હસતાં કહ્યું, "કેમ તને ચમકાવ્યોને? અરે ભાઈ! વર્ધમાન તમારે ત્યાં જ શું? કુતુલપુર આગળથી તો તમે જવાના, તો તમે મને ફુનુના ઘર આગળ ઉતારીને ચાલી જજો. પાછા ફરતી વખતે મને લઈ લેજો. ઘણા વખતથી એને મળ્યો નથી. એ કેમ છે તે જોઈ આવું તે સિવાય એનો ભત્રીજો ઘણો આગળ વધ્યો છે, નવી ગાડી લીધી છે, એ પણ એણે સાંભળ્યું હશેને, એ તો ગાડી જોઈને એટલી ખુશીની મારી મરી જશે. આટલા સમય પછી રુચિરા બોલી એ ખૂબ જ સ્વસ્થતાથી બોલતી હતી. એ તો સમજી શકાય. પણ વગરફોગટની ફોઈને ખુશીથી મારી નાંખવી એ ભત્રીજાને માટે કંઈ સારું કહેવાય?"

શિવનાથની જીભ સૂકાઈ ગઈ, તોપણ એ ખોટું હસીને બોલ્યો, એ કંઈ સાચેસાચ થોડી મરી જવાની છે? એ તો કશાનો અતિરેક થાય, ત્યારે એવું કહેવાય છે. શંખે ધીમેથી પાસેની વ્યક્તિના મોઢા સામે જોયું. શંખનો ચહેરો ફિક્કો પડી ગયો, તોપણ શંખે કહ્યું, "વારુ. ઠીક છે! ચાલો તો ભયસ્થાનમાંથી પસાર થઈ ગયા. શિવનાથને ખબર નહોતી કે ભય શાનો હતો ? તોપણ વાત કરતાં શિવનાથને ડર લાગતો હતો.

હવે વિઘ્ન દૂર થઈ ગયું છે, તો શિવનાથ કલ્પનામાં સરી પડ્યો. મોટાભાઈને જોઈને શિવનાથ શું કહેશે? શું કરશે, એને શું ખવડાવશે, ને શિવનાથ એના જવાબમાં શું કહેશે.

ના. સાચેસાચ ગાડી હોય તો કેટલું બધું સુખ, કેટલી સગવડ!

હું કહેતો હતો કે સાહ્યબી છે, ના પણ એવું નથી. એ તો મુક્તિની દૂત છે.

એણે એ લોકોના પહેલાં ઝટપટ જમી લીધું. જરા આરામ લીધો હોય તો સારું. ગમે તેમ હોય તોયે લાંબો પ્રવાસ.

પણ આરામ ક્યાં? બે બે મિનિટને આંતરે ઘડિયાળમાં જોવાથી શું કંઈ આરામ મળે? શિવનાથ એ જ તો કરતો હતો. થોડી થોડી વારે ઘડિયાળમાં જોયા કરતો હતો.

પણ શું થયું?

એ લોકોના ઓરડામાંથી કેમ કંઈ અવાજ સંભળાતો નથી કે નથી ત્યાં કંઈ સળવળાટ. એ લોકો શું જમીને સૂઈ ગયા? શિયાળાની બપોર. ખાઈને સૂતા હોય તો શું એમ સહેલાઈથી ઊઠાય? સમય ચાલ્યો જશે. ટ્રેનની જેમ સમય સાચવવાનો હોય, તોયે સમય સાચવવો સારો. પાછું એમણે ઘડિયાળમાં જોયું. અઢીને બદલે ત્રણ વાગી ગયા.

હવે શિવનાથથી રહેવાયું નહિ. ઓરડામાંથી બહાર નીકળ્યો. અને ધીમે પગલે બારણા આગળ જઈને ધીમે અવાજે બૂમ પાડી. એકાએક જોરથી બૂમ પાડે તે સારું નહિ.

પણ ના શંખ ઊંઘતો નથી.

બૂમ સાંભળતાં જ એ બહાર આવ્યો.

શિવનાથે કહ્યું, "શું થયું? ત્રણ વાગી ગયા ક્યારે જવું છે?"

આ પહેલીવાર છોકરો એકલો દેખાયો. તેથી એણે હસતાં હસતાં પૂછ્યું, "સૂઈ ગયા હતા કે શું?"

શંખે કહ્યું, "જવાનું નથી."

શંખના અવાજમાં ટાઢાશ હતી.

શિવનાથે અચકાતાં અચકાતાં પૂછ્યું, "જવાનું નથી?"

શંખે એટલી ભાવહીનતાથી કહ્યું, "ના. એને એકાએક માથું દુ:ખવાનું શરૂ થયું. એટલે જવાશે નહિ."

રુચિરાનું સખત માથું દુ:ખે છે.

ના, તો તો પછી જઈ શકાય નહિ.

છતાં પણ નિર્બોધ શિવનાથે કહ્યું, "તો તો રજાનો એક દિવસ ચાલ્યો ગયો."

શંખ જરા હસતાં હસતાં બોલ્યો, "એક દિવસ શાનો, બન્ને દિવસ ચાલ્યા ગયા. એક દિવસ માટે જવાનો કશો અર્થ નહિ."

હા. ખરી વાત. કશો અર્થ નહિ. એ વિષે શું શિવનાથ વિચાર કરવા બેઠો? ના, એ વિચાર પણ શિવનાથ જાણે વિચાર કરવાનું જ ભૂલી ગયો હોય એવું લાગ્યું, કારણ શંખ તો જવાબ આપીને તરત જ ઓરડામાં પાછો જતો રહ્યો હતો. કદાચ માંદીની સેવા કરવા માટે. પડદો હજી હાલતો હતો.

પણ હાલતો પડદો એ શું એવું દશ્ય હતું કે જ્યાંથી ખસવાનું જ મન ન થાય? કે શિવનાથની આંખો સામે બીજું જ કંઈ હાલે છે? આ બારીબારણાં, દીવાલ, અગાસી, સંસાર, પૃથ્વી! તેથી તો એ કશું જ વિચારી શકતો નથી. શું?

ના, એ શું વિચારે છે, શિવનાથ નામની વ્યક્તિ હવે પછી કોઈ દિવસ શંખનાથ નામની વ્યક્તિની ગાડીમાં નહિ બેસે, પણ તો તો આ કમભાગી ઈર્ષાળુ લોકની જ નિંદા થવાની.

નિંદા ન થાય?

જે માણસ છોકરાની અસાધારણ પ્રગતિ થાય તેમાં આવાં કટુવચનો ઉચ્ચારે, અને ત્રાગું કરે, તેની નિંદા ન થાય તો શું પ્રશંસા થાય?

એટલે એ લોકોને....

ના, હવે કંઈ વિચારાતું નથી.

પડદો ખસી ગયો છે, પણ પૃથ્વીનું હાલવાનું અટકતું નથી.

# ઠગારી

મોઢું પહોળું કરીને ઊભા રહેલા બે જણની સામેથી ઝડપ કરતી ટૅક્સી ચાલી ગઈ. એ લોકોએ થોડીવાર સુધી ધૂળ ઉડાડતી ટૅક્સીના રસ્તા તરફ વેધક દૃષ્ટિથી જોયા કર્યું. ને પછી "ચૂલામાં જાય, અમારે શું" કહેતાં કહેતાં ઝડપથી ચાલ્યા ગયા.

ટૅક્સી ચક્કર લગાવતી લગાવતી એક લગ્નને માંડવે જઈને ઊભી રહી, લગ્ન ખૂબ ધામધૂમથી થવાનાં હતા. એ રીતે માંડવાની સજાવટ, તોરણો, ફૂલોના શણગાર, વીજળીની રંગબેરંગી બત્તીઓ, બધું અપ્રતિમ હતું.

આ બધી સજાવટને અનુરૂપ વેષભૂષામાં સજ્જ અનિંદિતા સેન તથા એની પરણેલી છોકરી અનંતા બોઝ ટૅક્સીમાંથી ઊતર્યાં. આવા દિવસે ટૅક્સીમાં આવવું પડ્યું તેથી અનિન્દિતા સેનના દુ:ખનો પાર નહોતો પણ કરે શું નસીબ જ વાંકું હતું. દિવસનું મહત્ત્વ ન સમજતાં આજે જ એનો પતિ ઑફિસને કામે ગાડી લઈને બારાતપુર કે સોનારપુર એવી કોઈ જગ્યાએ ગયો હતો. પાછા આવતાં રાત પડી જવાની હતી. કહી ગયો હતો કે એ સીધો જ લગ્નસ્થળે પહોંચી જશે.

લગ્ન અનિન્દિતા સેનના ભાઈને ત્યાં હતાં. એની ભત્રીજીનાં લગ્ન હતાં. કેટલાય દિવસથી આવજા કરતાં હતાં. સવારે જ રોજિંદા કપડાંમાં ત્યાં જઈ આવ્યાં હતાં: હમણાં કન્યાની જોડે જરીની સાડીમાં કાચની ટપકીઓ ચોડીને ભરત કરેલું હોય એવી વેશભૂષામાં એ નીચે ઊતરી.

એ હસતાં હસતાં વાતો કરતી કરતી નીચે ઊતરી. વરઘોડો આવ્યો કે નહિ, એક પંગત જમી કે નહિ, એ બધા પ્રશ્નોની ઝડી અનિન્દિતા સેને ઊતરતાંવેંત જ વર્ષાવી.

છોકરી અજંતો બોઝ એના જેવી વાચાળ નહોતી. પણ એની વેશભૂષા આંખને આંજી નાંખે એવી હતી. એની સમવયસી તથા ઘણાં લાંબા વખતની બહેનપણી મામાની દીકરીના લગ્નસમારંભમાં પહેરવા માટે એણે એક અભિનવ પોષાક તૈયાર કરાવ્યો હતો. બંગાળી છોકરીના સાજમાં નહિ, લખનૌની બાઈજી જેવો સાજ, ઓઢણી, ઘાઘરો, ચોળી, માથા શણગાર, ચીક વગેરેને કારણે એક પ્રકારનો અભિનવ સાજ હતો તેમાં કશી શંકા નહોતી.

પણ મા દીકરી જેવાં ઊતર્યાં તેવાં જ ઘણા લોકોએ એકબીજાનાં મોઢાં સામે

જોયું, તે શું માદીકરીની સાજસજ્જાને કારણે?

શું એમનો સાજ લોકોની આંખમાં ખૂંચ્યો?

ને વધારે પડતી સજાવટ કોઈએ નહોતી કરી એવું નહોતું. એમ તો મણિકારાયે એવો અંબોડો ગૂંથ્યો હતો, કે એમ લાગતું હતું, કે જાણે સરદારજીનો ફેંટો બાંધ્યો છે. વળી હેના હાલદારે એના બે હાથના નખ એટલા વધાર્યા હતા કે આંગળીઓની લંબાઈ કરતાં નખની લંબાઈ વધારે લાગતી હતી. કોને ખબર આ લગ્નને ધ્યાનમાં લઈને કેટલાય મહિનાઓથી એણે નખ વધારવા માંડ્યા હતા. એણે નખને ત્રણ ત્રણ રંગે રંગ્યા હતા. પણ એ લોકો તરફ તો કોઈ એ રીતે તાકીને જોતું નહોતું, આમ વિચિત્ર, વેધક અને અકળાવે એવી દૃષ્ટિથી.

અને લગ્નના ઘરમાંના બધા કોલાહલ અને ધમાલની પાછળ, દબાયેલી અસ્વસ્થતા અને મૃદુ વિદ્રોહનું આ ગૂંજન શા માટે?

એ કોને અનુલક્ષીને છે?

જ્યાં બે જણ એડોઅડ ઊભાં છે, ત્યાં એકબીજાનાં કાનમાં કશી વાત કરીને માથું હલાવતા હોય છે. તે કોની વાત કરતાં હશે?

કોઈ આંગળી ચીંધતું નથી. તોપણ લગ્નના ઘરના આટલા બધા માણસોની આંખ તથા મન જાણે એમની તરફ આંગળી ચીંધતા હોય એમ કેમ લાગે છે? થોડી થોડી વારે એમની તરફ જ કેમ જોયાં કરે છે? પણ મઝા એ છે, કે એ લોકોનું એ તરફ જરાય ધ્યાન જ નથી. એ માદીકરી તો પોતાના જ આનંદમાં મસ્ત છે. અનિન્દિતા સેન, સતત જીભ હલાવીને જાણે સ્વર્ગ, મૃત્યુલોક અને પાતાળને એક કરી દે છે, તથા અજંતા બોઝ બધાંનું ધ્યાન કેન્દ્રિત કરતી, છટા ફેલાવતી છોકરીઓના વૃંદમાં બેઠી છે.

તોપણ—

અજંતા વિચારે છે, કે આંખો જાણે નશો ચઢ્યો હોય એમ શા માટે ઘેરાય છે? એમ થાય છે, કે ક્યાંક સૂર, બસૂરો થયો છે, કોક ઠેકાણે તાલભંગ થયો છે, અજંતાની આંગળીનાં ટેરવાં તાર સુધી પહોંચતાં નથી.

શું લખનૌની બાઈજીનો પહેરવેશ લોકોને દૃષ્ટિકટુ લાગે છે? પણ એમ શા માટે? અજંતાના લગ્નદિને થોડા સમય પહેલાં એની આ મામાની છોકરી કાશ્મીરી માળણનો વેષ પહેરીને, નાચી હતી, અને બધાએ એ નાચગાન કેવાં લહેરથી માણ્યાં હતાં? ફક્ત દોઢેક વર્ષ થયું, તો શું એટલામાં અજંતા ઘરડી થઈ ગઈ?

રહેવા દો, વરને આવીને માહ્યરામાં બેસવા દો, પછી અજંતા એની વિવિધ કલાની જાણકારીથી, એની વાત કરવાની છટાથી એના સૂરીલા ગાનથી વરને બતાવી આપશે કે એને પણ એક સાળીરત્ન મળ્યું છે.

અનિન્દિતા એવું કશું વિચારતી નથી.

એ તો આમતેમ આંટા મારે છે, કેમરે, તું ઉલુધ્વનિ કરી શકશે? તું ગમે તે

કહે, તારાં લગ્ન ગમે તેવાં ફેશનવાળાં હોય, પણ ઉલુધ્વનિ વિના લગ્નમંડપમાં સૂનકાર લાગે.

અરે, તમને તો મેં જોયાં જ નહિ? ક્યારે આવ્યાં? આ નવલખાહાર હમણાં ઘડાવ્યો? કેવી સરસ સાડી પહેરી છે? ક્યાંથી ખરીદી? એ છોકરાંઓ પીરસવાને બહાને વડાં ઝાપટવા માંડ્યાં, પાન કોણ વહેંચે છે? એક બીડું આપતો........ કન્યાની મા ક્યાં ગઈ? ક્યાંય જણાતી નથી. અરે ભાભી! હજી સાસુ થવાને થોડીવાર છે. એટલામાં તું શાની વડીલશાહી કરવા લાગી?

એની જીભ સતત ચાલ્યાં જ કરતી હતી. અનિન્દિતા સેને જેણે જીભને આરામ ન આપવાની પ્રતિજ્ઞા લીધી હતી. વરઘોડો આવ્યો–વરઘોડો આવ્યો.

સર્વત્ર ઉલ્લાસનું વાતાવરણ છવાઈ ગયું. જેટલા લોકો તેટલી ભાવાભિવ્યક્તિ અને જે લોકો વરના આવવાની રાહ જોતાં હતા, તે સ્વસ્થ હતા. એમણે ભાવાવેગ સંયમિત રાખ્યો હતો.

અહીં -

ફટ કરતાં તાર તૂટી ગયો. તૂટ્યો સૌભાગ્યવતી થાળી પકડે તે વખતે. અજંતા કંકુની થાળી પકડવા આવતી હતી, જે ત્રાંબાની થાળી પર મા સાથે આવીને આજે સવારે જ એણે ચિતરામણ ચીતર્યું હતું.

અજંતાની મામી, કન્યાની મા એકદમ દોડતી આવી એને બાજપક્ષીની જેમ થાળી પર એણે ઝાપટ મારી, અને અજંતાની સામેથી થાળી છીનવી લીધી. હાં હાં કરતાં એણે કહ્યું, ''ઘાઘરો ઓઢણી પહેરીને આ બધું સૌભાગ્યવતીનું કામ ન થાય.''

અપમાનથી અજંતાની આંખો ભરાઈ આવી, એણે કહ્યું, ''પહેલાં કેમ કહ્યું નહિ મામી? નહિ તો આ બધું ન પહેરતાં સાડી પહેરત.''

મામીએ તોબરો ચઢાવીને કહ્યું, ''જરૂર શી હતી? સૌભાગ્યવતીઓની કંઈ ખોટ નથી. અહીં સાતને બદલે સિત્તેર સૌભાગ્યવતી સ્ત્રીઓ એકઠી થઈ છે.''

વાત સાચી હતી.

ઘણી સૌભાગ્યવતી સ્ત્રીઓ એકઠી થઈ હતી.

પણ અજંતા શું એ સ્ત્રીઓમાંની એક હતી?

મોટા માણસની છોકરી અને મોટા ઘરની વહુ સુંદરી અજંતાને શું હવે મામાને ત્યાં દરેક પ્રસંગે મહત્ત્વ મળતું નહોતું?

અજંતાએ હોઠે ચાવતાં કહ્યું, ''આ ઘાઘરો પહેરવામાં મેં ભૂલ કરીછે.''

પણ આશ્ચર્ય !

બધાને તો ખબર હતી, કે ઓઢણું તો એણે મામીની સાથે જઈને લગ્ન માટેની ખરીદી કરી ત્યારે જ ખરીદ્યું હતું.

બીજુ કંઈ નહિ, પણ ત્યાં જે સેંકડો સ્ત્રીઓ એકઠી થઈ હતી, તેમને તો મજા

પડી ગઈ. એમને કંઈ સૌભાગ્યવતીનું કામ કરવાનું નહોતું એ તો બધી બેસી જ રહી હતી. કન્યા બેઠી હતી. તે ઓરડાની શોભામાં વૃદ્ધિ કરતી.

પણ એથી ષણ લગ્નના ઘરમાં વાતાવરણ ભારેખમ હતું. કલ્લોલને તળિયે જે મૃદુ વિદ્રોહ અને દબાવેલી અસ્વસ્થતાનું ગૂંજન હતું, તે મૃદુ પણ નહોતું, અને દમિત પણ નહોતું.

એ તીવ્ર વિક્ષોભથી ફાટી પડવા ચાહતું હતું. રૂદ્રરોષથી ધિક્કાર પ્રસારવા ચાહતું હતું. નીચલે માળે, જ્યાં કોડિયાં સળગાવ્યાં હતાં ત્યાં ચક્રાકારે બેઠક યોજાઈ હતી.

એ બેઠકમાં અનિન્દિતા સેનની બે બહેનો હતી, કન્યાની મા અને એની મોટીબેન હતી. કન્યાના બાપને પણ બોલાવ્યા હતા. એ આવવાના જ હતા.

ઉત્તેજિત સ્વર ઉગ્રથી ઉગ્રતર થતો જતો હતો, "શું આમ જ ચાલ્યા કરવાનું છે? નફ્ફટાઈની પણ હદ હોય? ફૂલશય્યાની સજાવટ પૂરી થઈ ગઈ છે તો અનીને બોલાવો એને બોલાવી, હોશમાં લાવી જણાવવું જોઈએ. કેવા દિવસે કેવું બની ગયું? હવે તો ઊંચે સાદે બોલાય પણ નહિ અહીં આવેલી બધી સોહાગણ ચાલી જાય એવું પણ નહિ થવું જોઈએ, પણ ....

કન્યાનો મોટોભાઈ આવીને ઊભો રહ્યો. મોઢા પર શોકની છાયા હતી. કપાળ પર કરચલીઓ હતી.

"શું થયું? તમે લોકોએ શું નક્કી કર્યું?

"તમે જે કહેશો તે થશે. એમને તો બોલાવ્યા છે, પણ આવે છે ક્યાં?

"આવે છે, એ તરફ મારી ઑફિસના માણસ જમવા બેઠા છે."

કન્યાનો બાપ આવ્યો.

એ અકળાયેલો મૂંઝાયેલો હતો. એના મોઢા પર વિષાદની છાયાને બદલે કિંકર્તવ્યમૂઢતાની છાયા હતી. હું કહું છું કે જેમ ચાલે છે તેમ ચાલવા દો. અનીને તો એની કશી જાણ નથી. સેન મહાશયને જે ઠીક લાગે તે...

"અહાહા! કેવી બુદ્ધિશાળી જેવી વાત કરી! મારી એકની એક છોકરી અને તેના જીવનના શુભદિને..

જે વાક્ય છેવટે ઉચ્ચારાયું નહિ અને અધ્યાહાર રહી ગયું, તેનું વજન ઘણું વધારે હતું, કન્યાના બાપે માથું હલાવતાં કહ્યું, "તો પછી એક કામ કરો, કહો કે સેન મશાય બારાસતથી અહીં આવી શક્યા નહિ. કહેવડાવ્યું છે, કે એમનું શરીર ખરાબ છે, તેથી અનિન્દિતા અને અજંતા સેન આવી જાય....

વાત બધાને જચી.

હા, ભાઈ, ગમે એમ તોયે પુરુષનું મગજ. એથી લગ્નના ઘરમાં પણ કંઈ ઊહાપોહ નહિ થાય, અને મા દીકરી સુગમતાથી ચાલી જઈ શકશે.

એ વખતે અજંતા કન્યાની પાસે બેસીને લોકોની ફરિયાદ કરતી હતી. જોયું ને કેવા અસભ્ય છે એ? આવ્યા નહિ. મેં કેટલા આગ્રહથી આવવા જણાવ્યું હતું.

મામામામીએ તો ખાસ નિમંત્રણ મોકલ્યું હતું. આવા સમારંભમાં તો લોક વિલાયતથી આવે, ત્યારે દુર્ગાપુરનો તો થોડા કલાકનો રસ્તો છે... તો વરરાજા તમે જ કહો તમારા લોકોની આ નિષ્ઠુરતા નથી?

કોણ જાણે વર શો જવાબ આપે, પણ કન્યાના મોટાભાઈએ ગંભીરતાથી બૂમ પાડી, "અજંતા તું અહીં આવ એકદમ." અજંતાના હૃદયના ધબકારા વધી ગયા. એ બૂમ આફતનો સંકેત હતી. એ ઊઠીને ગઈને પૂછ્યું, "શું છે રાંગાદા? કહું છું, ફુવાની તબિયત એકાએક ખૂબ બગડી છે તેમનો સંદેશો આવ્યો છે. તો તમારે જવું જોઈએ."

અજંતાનું મોઢું સૂકાઈ ગયું. એણે પૂછ્યું, "પપ્પા શું શરીર બગડ્યું એટલે ચાલી ગયા?"

"ના, ફુવા તો આવ્યા જ નહિ."

"આવ્યા જ નહિ. તો મા ક્યાં છે?"

"નીચેને માળે ક્યાંક છે."

મામાનો છોકરો તરત જ ચાલ્યો ગયો.

જ્યાં આફત હોય ત્યાં હૃદય ઊભું રહી શકે નહિ.

અનિન્દિતાને પણ એ જ સમાચાર કહેવા એ ગયો.

અનિન્દિતા પહેલાં તો જાણે આકાશમાંથી પડી, "શું થઈ ગયું. તારા ફુવા આવ્યા નહિ. મને થયું, કે એ ખાઈપીને કહ્યા વગર ચાલી ગયા હશે." અનિન્દિતાનો શ્વાસ જાણે થંભી ગયો હતો. એ બેબાકળી બની ગઈ હતી.

તરત જ છોકરીને લઈને એ ગાડીમાં બેઠી. રસ્તાની બન્ને બાજુએ ગાડીની લાઈન લાગી હતી. તેમાંથી એક ગાડીએ પહોંચાડી દેવાની જવાબદારી લીધી. અંજતા વ્યાકુળચિત્તે વિચારતી હતી". કોણ જાણે પપ્પા કેવી હાલતમાં હશે. રણુનાં લગ્નની રાતે પપ્પા જઈને ઊભા ન રહ્યા એનો અર્થ એ કે ઊભા રહેવાની શક્તિ નહોતી.

પણ અનિન્દિતાનાં મોઢું અને આંખ જોઈને સમજાતું નહોતું કે એ શું વિચારતી હતી. મોકો જોઈને પતિએ આવી શત્રુતા કરી તેથી શું અનિન્દિતા રોષે ભરાઈ હતી કે એનું મોઢું પથ્થર જેવું ભાવશૂન્ય બની ગયું હતું. ને એની બે આંખો જાણે કાચની હોય એવી બની ગઈ હતી? જરીની બુટ્ટીવાળી સોનેરી કોરની સાડીમાં ગાડીમાંથી ઊતરતાં અજંતા હેરત પામી ગઈ. પપ્પા વળી માંદા ક્યાં છે? એ તો ઘરની સામે આંટા મારતા હતા.

તો છે શું?

દોડતી આગળ ગઈ, "પપ્પા! શું થયું છે તમને?"

સેને ભારે અવાજે કહ્યું, "પહેલાં તો તું અંદર જા!"

એમનો બોલવાની ઢબથી અજંતા રડી પડી.

"છે શું?"

આજે બધા ભેગા મળીને એનું અપમાન શા માટે કરે છે? બનારસી ઓઢણીનો છેડો આંખ પર દાબીને અજંતા ઘરમાં ચાલી ગઈ.

અનિન્દિતા પણ ઘરમાં પેસતી હતી.

પતિ કશું બોલ્યા વિના જતા હતા. મોતાનો અનિયંત્રિત રોષ પ્રગટ કરતાં એણે કહ્યું, "તું ઊભી રહે!"

અનિન્દિતા પાછી ફરીને ઊભી રહી.

સફેદ બનારસી સાડીનો પાલવ ચમકવા લાગ્યો. અનિન્દિતાનું મોઢું વિદ્રૂપતાથી સંકોચાઈ ગયું. એણે કહ્યું, "ગુન્હાનો મુકદમો ચાલવાનો છે. કોર્ટ માર્શલ." સેનની ધીરજ ખૂટી.

એણે ધમકાવતાં કહ્યું, "ઊભી રહે, પહેલાં હું પૂછું તેનો જવાબ આપ. તમે નીકળ્યાં તે પહેલાં દુર્ગાપુરથી બે માણસો આવ્યા હતા?"

અનિન્દિતા ટટ્ટાર ઊભી રહીને બોલી, "હા. આવ્યા હતા."

"એમણે શું કહ્યું હતું?"

અનિન્દિતાએ વધારે સ્થિરતાથી કહ્યું, "કંઈ કહી શક્યા નહિ. મેં એમને બોલવા જ ન દીધા."

"બોલવા ન દીધા?"

"ના."

હા, સાચેસાચ અનિન્દિતાએ બોલવા દીધા નહોતા."

એ લોકો કહેતા હતા, "જુઓ અમે દુર્ગાપુરથી આવ્યા છીએ?"

અનિન્દિતાએ એમના મોઢા તરફ તાકી તાકીને જોયું હતું. એણે તેમના મોઢા પરનું લખાણ વાંચ્યું હતું તેથી જ ઝટપટ વ્યગ્રતાથી કહ્યું હતું, "જુઓ, મહેરબાની કરીને કાલે આવજો આજે હું બહુ કામમાં છું. હમણાં જ જાઉં છું."

એ લોકોએ વ્યાકુળતાથી કશું કહેવાનો પ્રયત્ન કરેલો. "તમે સમજતાં નથી. અમારે જે કહેવાનું છે. તે બહુ જ જરૂરી છે. નિશીથ બોઝ તમારા જ જમાઈને? દુર્ગાપુરમાં.."

"હા હા સમજી.. નહિ આવી શકે એમને? મને ખબર છે કે નહિ આવે. આ રીતે ધાંધલ કરીને કહેવડાવવાની જરૂર નહોતી".

અનિન્દિતાદેવીએ છોકરીને ટેક્સીમાં બેસાડીને એ પણ બેસી ગઈ.

એ લોકો અકળાઈને ગાડીના બારણાં પર જાણે લટકી પડીને કહેતા હતા, "તમે અમારી વાત એકવાર સાંભળો, આજે અગિયાર વાગે મિસ્ટર બોઝ"

"અગિયાર વાગે?" અનિન્દિતાદેવીએ કહ્યું હતું, "અગિયાર વાગે આવશે? પણ એ સમયે ટ્રેન ક્યાં આવે છે? લાગે છે કે ગાડીમાં આવશે. તો તો સારું. અચ્છા નમસ્કાર! માઠું ન લગાડતાં ઉતાવળમાં છું!"

મોઢું પહોળું કરીને ઊભા રહેલા બંને જણા 'સૂ' કરતીક નીકળી ગયેલી કારની તરફ જોતાં રહી ગયા.

અજંતાએ ઉદ્વિગ્નભાવે પૂછ્યું હતું, "એ લોકો શું કહેતા હતા મા!"

અનિન્દિતાએ વાત ઉડાવી દીધી હતી. હવામાં ફંગોળી દીધી હતી. એણે કહ્યું હતું, "જમાઈબાબુ આવી શકશે નહિ. તેથી એમણે એમનું ખરાબ ન દેખાય એટલા માટે ખબર આપવા માણસોને મોકલ્યા હતા, વળી એમ પણ કહ્યું હતું કે જો આવી શકશે તો ગાડીમાં.. અજંતાએ થોબરો ચડાવીને કહ્યું હતું, "મને ખબર હતી, કે એ નહિ આવે. શરૂઆતથી જ કહેતા હતા કે મામાસસરાની છોકરીના લગ્નમાં જવાને માટે રજા લઉં? કંઈ ગાંડી થઈ છે?

સવારની એ ઘટનાની બધી વિગતો અનિન્દિતાને સ્પષ્ટપણે યાદ છે. સેને ગુસ્સે થયેલા વાઘની જેમ ત્રાડ નાંખીને કહ્યું, "લગ્ન મહાલવાની એટલી ઉતાવળ કે એ બે જણ શું કહેવા આવ્યા હતા તે સાંભળવાનો પણ તને વખત ન મળ્યો?"

અનિન્દિતાએ પતિની આંખો જોડે આંખો મેળવતાં ધીમેધીમે કરડાકીથી કહ્યું, "એ લોકો જે કહેવા આવ્યા હતા તે જાણવાની જરૂર નહોતી. એ જે કહેવા આવ્યા હતા તે એમના મોઢા પરથી વાંચી શકાતું હતું".

"એનો અર્થ?" સેને એકાએક એની સાલંકારા, પરિપુષ્ટદેહી પત્નીને બાળકની જેમ બે હાથે પકડીને હલાવી નાંખીને કહ્યું, "તારે શું કહેવું છે? એમનાં મોઢાં જોઈને જ તને સમજાઈ ગયું હતું કે નિશીથ ગુજરી ગયા છે. એ જાણવા છતાં પણ તું....

"હા જાણીસમજીને જ હું પણ તમે કહી શકશો કે એમાં જગતનું શું બગડી ગયું? વળી અજંતા જ્યારે રૂપરસ ગંધથી ઊછળતા જીવનનું ભર્યુંભર્યું પાત્ર હાથમાં લઈને લગ્નસમારંભમાં જતી હતી તે જ ક્ષણે એને પકડીને રસ્તાની ધૂળમાં રગડીને જો મેં કહ્યું હોત કે તારા જીવનનો સર્વનાશ થયો છે હવે આ જગતમાં તારું કશું સ્થાન નથી, તો એથી દુનિયાને શો લાભ થાત?"

"કવિતા રહેવા દે. નફ્ફટાઈની પણ હદ હોય છે. નિશીથના એક મામા તારી ભાભીના બાપનાં સગાં છે એની તને ખબર નથી? લગ્નના ઘરમાં બધાએ જીભ કરડી. હો... હો... થઈ ગયું, ત્યારે તમે બેઉ મા દીકરી ત્યાં મહાલતા હતાં."

અનિન્દિતા આ ધિક્કારથી વિચલિત થઈ નહિ. લાગતું હતું, કે એ વિચલિત થવાનું ભૂલી ગઈ હતી. એણે શાન્ત ચિત્તે કહ્યું, "મને ખબર છે કે નિશીથના મામા ભાભીનાં શું સગાં થાય છે. પણ મને એ ખબર નહોતી એ સંબંધ રસ્તો પાર કરીને વાવાઝોડાની જેમ લગ્નના ઘર પર હલ્લો કરશે. મેં માન્યું, કે છ મહિનાથી છોકરી રેણુનાં લગ્નમાં મહાલવાનાં સ્વપ્નાં જોતી હતી, તો ભલે એ મહાલે. જીવનનો અંતિમ

આનંદ, છેલ્લી ઉજવણી. ત્યાર પછી બાકીના જીવનમાં તો તરફડવાનું છે જ. મેં વિચારેલું કે અગાધ કાલસમુદ્રમાંથી ત્રણ કલાકની ચોરી કરી લઈશ, અને એની કોઈને કશીય ખબર નહિ પડે."

સેન અનિન્દિતાના રંગેલા ગાલ પરથી સરી જતાં અશ્રુઓને એકીટસે થોડી ક્ષણ જોઈ રહ્યો. અને પછી ધિક્કારપૂર્વક બોલ્યો, "એ નવાઈ લાગે છે, કે એ કરી શકી? એ સમજી નહિ, પણ તું તો સમજી હતી અને તે પછી પણ લગ્નના ઘરની રંગલીલામાં ઉત્સાહથી સામેલ થઈ હતી."

"મેં વિચાર્યું હતું, કે એમ કરવાથી લોકોની આંખમાં ધૂળ નાંખી શકાશે. મૂર્ખામી! મેં શું મેળવ્યું એમ કહો છો? માણસ ક્યાં કશું મેળવી શકે છે? એમ તો તમે પણ........ તમારી દીકરીના અનન્ત વૈધવ્યમાંથી બે કલાક શા માટે ચોર્યા, તેની કેફિયત મેળવવા..

# કાર્બન કોપી

લાલ કાંકરીઓવાળો સાંકડો રસ્તો રંગેલા લાકડાના દરવાજા આગળ પૂરો થતો હતો. પૂરો થયા સિવાય રસ્તાને છૂટકો નહોતો, કારણ ત્યાં શહેરની સરહદ પણ પૂરી થતી હતી.

ઘરની પાછળ રેલવેલાઈનનો ઊંચો બંધ હતો. અને એ તરફ રેતીના ચઢાવની પેલીબાજુ રેતી નદી હતી. એનું કશું નામ નહોતું. ગામડાના લોકોએ એની પ્રકૃતિનો વિચાર કરીને એક નામ રાખ્યું હતું. એમણે એને 'હઠાતી' નામ આપ્યું હતું. એનો અર્થ પ્રકૃતિ હતો. મહિનાઓ પછી કયાં કયે સ્થાને છુપાયેલી રહે છે, અને નિષ્પ્રાણ રોગીની જેમ પડી રહે છે. એકદમ કોઈ એક દિવસના મૂશળધાર વરસાદને કારણે લાસ્યમયી નવયૌવનાની જેમ ઊછળે છે. અત્યારે નદીની મૂર્તિ નિષ્પ્રાણ રોગીની હતી.

ઘણાં વર્ષો પહેલાં ઉત્તરા જ્યારે ફૂલમાટી આવી હતી. ત્યારે એ નદી પૂર્ણયૌવના હતી.

તેથી જ આ વખતે જ્યારે આવી ત્યારે એ જગ્યા ઓળખવામાં ભૂલ થઈ. "ચૌધરી બંગલો" નામનું પાટિયું વાંચીને એને એ જગ્યા વિષે ખાતરી થઈ.

એણે વિચાર્યું, તે દિવસે નદીમાં પાણી હતું, અને તે દિવસે નાની છોકરીની આંખમાં પણ પાણી હતું. સતત આંખો નીતરતી રહેલી તેથી ઓશીકું ભીંજાઈ ગયું હતું, બીજી એક નદી વહી હતી.

ઉત્તરાની ફોઈબા એમ કહેતી હતી - મોટાભાઈ તમારી દીકરીએ તો રડી રડીને નદી વહેવડાવી.

પણ ફોઈબાના ભાઈને આ નદી વહેવડાવવાની વાતમાં અતિશયોક્તિ લાગી નહિ. તેને ખબર હતી કે આવા સંજોગોમાં છોકરાં આવું કંઈક કરી બેસે – જે આંસુની નદી વહાવવા કરતાં વધારે કારમું તથા ભયાવહ હોય.

એ વકીલ હતો, એની પાસે જાતજાતના મામલાઓ આવતા. ગૃહત્યાગના, આત્મહત્યાના, તેથી જ તો કરુણ હાસ્ય કરતાં એમણે કહ્યું હતું, "આવું તો થયા જ કરે મનીષા ! એને માનસિક રીતે સ્વસ્થ થતાં વખત લાગશે."

એને સ્વસ્થ કરવા જ વિભાસબાબુ દીકરીને લઈને કલકત્તાના જનસમાજની બહાર આ સ્થળે આવીને રહ્યો હતો. નહિ તો હવાફેર માટે બેનને ત્યાં તબિયત સુધારવા એ ક્યારે આવીને રહ્યો હતો?

ઉત્તરાની મા આવી નહોતી.

ઉત્તરાની માને આમાં વધારે પડતું લાગતું હતું. જે કારણે છોકરીને આ મર્માન્તિક કષ્ટ હતું, તે તો છોકરીની જ મૂર્ખામીને કારણે હતું.

ઘા એના પોતાના જ દોષને કારણે વાગ્યો હતો. તેને માટે આટલી સહાનુભૂતિ દર્શાવવાની શી જરૂર? એ હતું ઉત્તરાની માનું મંતવ્ય. ઉત્તરાનો જેટલો ધિક્કાર કરશો, જેટલું લોકો આગળ મોઢું દેખાડતાં માથું નીચું કરવું પડશે તેટલું જ આવતે વર્ષે પ્રશસ્ય પરિણામ લાવવાનો પ્રયત્ન કરશે."

વિભાસે કશું કહ્યું નહોતું. એણે પોતાનું કામકાજ છોડી એક મહિના માટે છોકરીને લઈને આ 'ચૌધરી બંગલા'માં આવીને રહ્યો હતો જેથી છોકરીને લાગેલા ઘા પર મલમ લગાવી શકાય, પ્લાસ્ટર લગાવી શકાય, અહીં લોકસમાજ જેવું નહિ.

ઉત્તરાના ફુવાએ ઘણું જોઈ વિચારીને આ જમીન ઘર બંધાવવા ખરીદી હતી. શહેરથી દૂર રેલલાઇનના બંધની નીચે, પણ ફુવાને એ ઘરમાં રહેવાનું ઝાઝો સમય બન્યું નહિ. ઉત્તરાની ફોઈ જ સમયનો સુયોગ મળતાં અહીં આવીને રહેતી. લાકડાના દરવાજા પરના તાળાની ચાવીથી ઉઘાડી અંદર જતી, અને થોડા દિવસ રહેતી. એ થોડા દિવસ દરમ્યાન વિભાસ મહેમાન બનીને આવ્યો હતો. આવવાનું કારણ ફોઈબાને બાલિશતા લાગતું હતું. એ વિચારતી હતી, "મોટાભાઈની એકની એક દીકરી છે, તેથી એને આટલા લાડ લડાવે છે, પણ એ આવ્યા તે ફોઈબાને બહું સારું લાગ્યું હતું. ભાભીના આવરણમુક્ત ભાઈ આવતાં બાળપણનો સ્વાદ ફરી પાછો એ માણતી હતી અને વિભાસ પણ એ આવરણથી મુક્ત થતાં બદલાઈ ગયો હતો. હળવો બની ગયો હતો. એ સહજ વાતાવરણમાં ઉત્તરાની આંખનાં આંસુ સૂકાતાં બહુ વાર લાગી નહિ, મૅટ્રિકમાં નાપાસ થવાના મર્માન્તિક આઘાતને એ રૂઝાવી શકી હતી.

હા, ઉત્તરાએ નાપાસ થઈને એની માને કલંક લગાડ્યું હતું. એ તદ્દન અકલ્પ્ય હતું, પહેલે દિવસે પ્રશ્નપત્ર હાથમાં આવતાં જ એનું માથું ભમવા લાગ્યું હતું, અને એ પરિસ્થિતિમાં એક પણ પ્રશ્નનો સારી રીતે જવાબ આપી શકેલી નહિ. એણે ફક્ત કલમ ચાવ્યા કરી, એનું મગજ બહેર મારી ગયું હતું. બધું ઊંધુચત્તું થઈ જતું હતું, ગોઠવાતું નહોતું.

એ ગભરાઈ ગઈ હતી.

એકદમ ગભરાઈ ગઈ હતી.

નહિ તો, એણે તૈયારી તો બહુ સારી રીતે કરી હતી. ઘેર આવીને બધા પ્રશ્નોના ફટાફટ જવાબ એ આપી શકતી હતી.

બીજા દિવસથી બીજા બધા પ્રશ્નપત્રો લખ્યાં પણ પ્રથમ દિનના નિરાશાજનક અનુભવની છાયાએ એની બધી હોંશ બધો ઉત્સાહ પાણીમાં ડૂબાવી દીધો હતો. પરિણામ-નાપાસ.

ઉત્તરાની માએ આવું પરિણામ આવશે એવું સ્વપ્ને પણ ધારેલું નહિ.

એણે માનેલું કે કદાચ ત્રીજાવર્ગમાં પાસ થશે. પણ આ તો એણે મોઢે મેશ ચોપડી.

ઉત્તરા ઘરમાંથી બહાર નીકળતી નહિ. મા થોડી થોડી વારે એને પરીક્ષાના પરિણામ માટે કડવાં વેણ સંભળાવ્યાં કરતી અને વઢ્યા કરતી. વિભાસબાબુએ જોયું કે માના પંજામાંથી થોડા દિવસ એને સરકાવી લેવાની જરૂર છે. તેથી છોકરીને લઈને બહેનની પાસે ફૂલમાટીમાં આવી ગયો.

વિભાસનો ઇલાજ ફળદાયી નીવડ્યો.

ઉત્તરાનો ફક્ત શોક જ દૂર થયો નહિ, પણ જાણે નવા લોહીથી એ વધુ લાવણ્યમયી બની, અને જાણે એનામાં નવા પ્રાણનો સંચાર થયો.

પણ એ પ્રાણ શું ફક્ત ફૂલમાટીના આકાશ વાતાવરણ, પંખીઓ અને ફૂલોને લીધે થયો હતો? એના જીવનનો સ્રોત શું આબોહવા હતી? વિભાસ શતમુખે આબોહવાની પ્રશંસા કરતો. મનીષા કહેતી 'વર્ષાઋતુમાં આ જગ્યાનું સૌંદર્ય અજોડ બની જાય છે.'

પણ મનીષા ભત્રીજી તરફ શંકાભરેલી દૃષ્ટિથી જોયા કરતી. આજે "ચૌધરીબંગલા"માં કશી દૃષ્ટિ નથી, ન સ્નેહની, ન શંકાની. મનીષા મરી ગઈ હતી. ઘણા વખત પહેલાં.

વિભાસે છોકરીને ધામધૂમથી પરણાવી, વકીલાત છોડી, ફિલ્મ દિગ્દર્શક બની ગયો હતો અને મુંબઈ ચાલ્યો ગયો હતો. અને છોકરીની મા આટલા સમય પછી પોતાને મનગમતો સમાજ મળવાથી સંતોષપૂર્ણ જીવન જીવતી હતી.

પણ ઉત્તરા?

ઉત્તરા સહસા સમાજિક બંધનોથી મુક્ત થવા પ્રયત્નશીલ હતી. એના જેની જોડે ધામધૂમથી લગ્ન કર્યાં હતાં તે પતિથી છૂટાછેડા લેવા માટે એણે અદાલતમાં અરજી કરી હતી, જે મંજૂર થઈ હતી. ઉત્તરાએ પાછી એના પિતાની અટક મેળવી હતી અને એના પિતાએ કહ્યું હતું, "હવે મરતાં લગી તારું મોઢું નહિ જોઉં".

મા એ છોકરીનો પક્ષ લેતી હતી. એને એનું આ કાર્ય મૅટ્રિકમાં નાપાસ થવા કરતાં વધુ શરમજનક લાગતું નહોતું. પણ વિભાસે કહેલું, "ચૂપ છોકરીએ મારે મોઢે મેશ ચોપડી."

ઉત્તરાએ એકવાર માને મોઢે મેશ ચોપડેલી, તો એક વાર બાપને મોઢે મેશ ચોપડી.

ઉત્તરા દિગ્મૂઢ બની વિચારતી હતી, "ફક્ત મારી જૂની અટક મને મળી ગઈ, તે સિવાય બીજું કશું થયું નથી.

આ મનોવ્યથામાં એકાએક ઉત્તરાને 'ફૂલમાટી'નું સ્મરણ થયું. ચૌધરી બંગલો યાદ આવ્યો. ફોઈબા નથી પણ ફોઈબાના છોકરાઓ તો છે. ઉત્તરાએ એમની પાસે ઘરની ચાવી માગી કહ્યું, "ત્રણચાર દિવસ રહેવું છે."

એમણે કહ્યું, "ઘર ખૂલ્લું છે. એક માળી રાખ્યો છે હવે તો કોઈ મોટું માણસ ત્યાં જતું નથી, તો બારીબારણાં ચોરાઈ જાયને એટલે માળી જ ત્યાં રહીને રાંધી ખાય છે. પણ ...

ઉત્તરા હસી એણે કહ્યું. "આ પણ શું છે તે સાંભળું તો ખરી, લાગે છે કે આ પાપીને ઘરમાં પેસાડતાં સંકોચ થાય છે.

એના ફોઈના છોકરાએ કહ્યું, "કેવી વાત કરે છે તું? વાત એમ છે, હમણાં જ અરણિ એક અઠવાડિયા માટે ત્યાં ગયો છે એ પાછો આવે એટલે...."

ઉત્તરાએ ટગટગ જોયા કર્યું.

"અરણિ!"

ભાઈએ કહ્યું, "હા, અરણિ અમારો ફોઈનો દીકરો. તેં તો એને જોયો છે, ને એને તો તું મળી પણ છે. તે વખતે મામાની સાથે જ્યારે તું આવી હતી ત્યારે પણ અરણિ ત્યાં ગયો હતો."

ઉત્તરાએ ભવાં ચઢાવીને કહ્યું "હા, યાદ આવે છે, તો શું એ ત્યાં હોય ત્યારે બીજાને ત્યાં જવાની મનાઈ છે?"

ભાઈએ માથું હલાવીને કહ્યું, "મનાઈ શાની? એ તો ત્યાં એકલો રહે છે."

"કેમ એની વહુ?"

"વહુ? માથું જ ન હોય ત્યાં માથાદુ:ખણું કેવું? એ એક એવો છોકરો છે જે નથી પરણ્યો, કે નથી સંસારી થયો. રજા મળે કે ફરવા નીકળી જાય છે. ક્યારેક ફૂલમાટી આવે છે. આ વખતે એણે કહ્યું છે કે આવતા શનિવાર સુધી રહેવાનો છે તો તું રવિવારે....

ઉત્તરાએ કહ્યું, "જોઉં છું."

પણ એ 'જોઉં છું' ને જોવા એ તે રાત્રે જ ટ્રેન પકડશે એ વાતનો એની ફોઈબાના છોકરાઓએ વિચાર કર્યો હતો?

ના વિચાર કર્યો નહોતો.

શા માટે વિચારે? એ કંઈ વિચારવા જેવી વાત નહોતી. પણ ઉત્તરાએ વિચાર્યું હતું. તો તો સરસ મોકો મળી ગયો. કેટલાય વખતથી ઘર અવાવરું પડ્યું છે. રસોડું ચાલુ છે.

'ચૌધરી બંગલો'માં પાંચેક ઓરડા હતા.

લાલ કાંકરીવાળો રસ્તો જ્યાં પૂરો થતો હતો ત્યાં સાઇકલ રીક્ષા આવીને ઊભી રહી. ઊતરીને દરવાજો ઉઘાડી અંદર જઈને ઉત્તરાએ પાંચ ઓરડા તરફ મીટ માંડી. તે વખતે એ ક્યાં ઓરડામાં હતી? પાછળના ખૂણાવાળો પેલો ઓરડો. ત્યાંથી રેલવેની લાઈન દેખાય એથી તો એ પસંદ કર્યો હતો.

ના, પહેલા તો પસંદ કર્યો હતો ફક્ત એ પાછલી બાજુએ હતો તેથી મોઢું બતાવવાના પ્રસંગો બહુ ઓછા આવે. તે પછી એ ઓરડો ગમી ગયો. ઓરડાની પાછળ જ બગીચો હતો. તેથી જ પિતાજીને તથા ફોઈને એમાં રહેવાની ઇચ્છા જણાવી હતી.

હજુ પણ શું ત્યાં બગીચો છે?

એ ધીમેથી આગળ આવી. રિક્ષાવાળાના માથા પર એણે બેગ તથા બિસ્તરો મૂક્યા.

પણ કોઈ નહોતું ત્યાં તો.

આસપાસ પણ કોઈ નજરે ચઢતું નહોતું. તો શું મોટાભાઈએ આપેલા સમાચાર ખોટા હતા?

એને પૈસા આપીને સામાન ઓસરીમાં મૂકીને માળીને શોધવા એ રસોડા તરફ ગઈ.

આવી જ એક જ્યાં કોઈ ન હોય એવી એકાંત જગ્યા માટે તો એ ઝંખતી હતી. આ જગ્યાનો વિચાર આવતાં જ એને ગલગલિયાં થતાં હતાં, કારણ કે ત્યાં કોઈની દૃષ્ટિ નહોતી. ન સ્નેહભરી, ન સહાનુભૂતિભરી; ન શંકાશીલ.

એથી

સૂમસામ ઘર જોઈને એનું મન શા માટે ખરાબ થઈ ગયું? વાતાવરણ ભેંકાર શા માટે લાગતું હતું? માળીને શોધવા બહુ દૂર જવું પડ્યું નહિ.

રિક્ષાનો અવાજ સાંભળી એ જાતે જ કોઈ નાના ખોરડામાંથી બહાર આવ્યો, ને ઊભો રહ્યો, અને પ્રશ્નાર્થ દૃષ્ટિથી એણે ઉત્તરા તરફ જોયા કર્યું.

ઉત્તરા જરા ખમચાઈ.

એણે કહ્યું, ''આ મારી ફોઈનું ઘર છે. સમજ્યો? બે ચાર દિવસ અહીં રહેવાની છું''.

માળીએ માથું ખંજવાળતાં કહ્યું, ''ચિઠ્ઠી લઈ આવ્યા છો?''

''ચિઠ્ઠી !''

''હા જી કોઈ પણ ભાઈની ચિઠ્ઠી ન હોય -''

''થઈ રહ્યું, તમારા આવા બધા નિયમો છે? હું તો નચિંત થઈને...''

માળીએ સવિનય એક નેતરની ખુરશી આગળ કરી અને વિનયપૂર્વક કહ્યું, ''જરા બેસો, જે ભાઈ અહીં રહ્યા છે તે આવે એટલે.''

ઉત્તરા એક ક્ષણ માટે ઢીલી થઈ ગઈ. એ બોલી શકી નહિ. ત્યાર પછી પોતાની પર કાબૂ મેળવતાં એણે કહ્યું, ''ભાઈ? કોણ ભાઈ? હું તો તમારા બધા માલિકભાઈઓને કલકત્તામાં મળી આવી છું, રમેન, સોમેન, શુમેન...

માળીના મોઢા પર હાસ્ય ફરક્યું, ''તો તો તમે બધું જાણો છો. એ ભાઈ છે અરણિબાબુ, આ ઘર અરણિબાબુના મામાનું ઘર છે''.

''ઓહો. તો એમ કહેને.'' ઉત્તરાએ તાળી પાડતાં કહ્યું, ''એમને તો બહુ સારી રીતે ઓળખું છું. આટલી વારે કેમ મને કહ્યું? ક્યાં ગયા છે એ?

''જી, પંખી મારવાને.''

''પંખી મારવા? તો એ શિકારી બની ગયા છે એમ?

માળીએ હસવું દબાવી રાખતાં ક[illegible] ''જી શિકાર કહો તો શિકાર, રમત કહો તો રમત. રોજ સવારે ખભે બંદૂક લઈને જાય છે. અને પંખી?''

એણે અંગૂઠો નચાવ્યો અને આ સવાલજવાબ ચાલતા હતા ત્યાં જ ગુનેગાર હાજર બંદૂક હાથમા લઈને, વીરના વેશમાં એ ચમકીને ઊભો રહ્યો.

એણે આશ્ચર્યચકિત થઈને પૂછ્યું, ''કોણ?''

ઉત્તરાએ વક્રહાસ્ય કર્યું, ''ઓળખાણ નથી પડતી?''

"બરાબર પડે છે. ઓળખાણ પડે છે, એટલે તો આંખો છેતરતી તો નથી એવી શંકા થાય છે."

"એમ લાગે છે, કે બિલકુલ વિશ્વાસ રાખવા લાયક નથી?"

"છે તો એવું જ."

"કેમ તમે મામાને ઘેર આવી શકો, અને હું ફોઈબાને ત્યાં ન આવી શકું?"

"કોણે ના કહી? આવી શકે તેથી તો એ દુર્લભ ઘટના અનેકવાર ઘટી."

"મનમાં શું વિચારો છો?"

"મને થાય છે, અકસ્માત ઈશ્વરી સંકેત એ ફક્ત નવલકથામાં જ નથી હોતાં.

"પણ જો હું કહું કે અકસ્માત નથી, દૈવક્રમ નથી. પણ જાણીબૂઝીને જ હું અહીં આવી છું તો?"

"એમ હોય તો મધુર મિથ્યા કે પરમ સત્ય તરીકે ગણી સ્વર્ગસુખ ભોગવાય."

"હજીય જોઉં છું કે તમે મઠારી મઠારીને તથા સજાવી સજાવીને વાત કરી શકો છો."

"મઠારીને કે સમજાવીને વાત કરતો હોઈશ, પણ બનાવવાની વાત કરતો નથી."

"તમારા ખભા પરની બંદૂક જોઈને બીક લાગે છે. ગોળી તો નહિ મારોને?"

"ઇચ્છા તો થાય છે !"

માળીને થયું, કે કંઈ રહસ્ય છે કારણ બુદ્ધિમાન લોકો જેને બાઘા માને છે તે હંમેશાં કંઈ બાઘા નથી હોતા. તેનું પ્રમાણ હંમેશાં મળતું રહેતું હોય છે. માળી કંઈ બાઘો નહોતો. તેથી જ તો ત્યાં વધારે વાર ઊભા રહેવાનો અભિનય ન કરતાં એણે કહ્યું, "બહેન જમશોને?"ઙ્ઙ"જમીશ, જમીશ નહિ તો શું ઉપવાસ કરવાની છું?" બહુ સરસ સરસ ખાઈશ. બોલ શું શું બનાવે છે?" માળીએ વિનમ્રતાથી કહ્યું, "હજી રાંધવાનું શરૂ કર્યું નથી. બાબુ પંખીને મારીને લાવશે એ આશામાં...

"એ આશામાં?"

બાબુએ એને ધમકાવ્યો, "પંખી મારીને ક્યારે લાવ્યો છું? શિકાર કરવા જાઉં છું કહીને જાઉં એટલે કંઈ શિકાર કરીને લાવવો એવું થોડું છે?"

ઉત્તરાએ મૃદુ હસતાં ધીરેથી કહ્યું, "ના એવું તો નથી. ના તમારી આગળ તો એવું નથી."

ઉત્તરાએ એ ખૂણા આગળનો ઓરડો પોતાને માટે રાખે એમ ઈશારાથી જણાવ્યું.

અરણિએ કહ્યું, "ઉત્તર તરફનો ઓરડો?"

ઉત્તરાએ મૃદુ હસીને કહ્યું, "હું ઉત્તરા ખરીને? અને ભાગ્યના દાક્ષિણ્યથી જેના નસીબે ઘર જ રહ્યું નહિ તેને હવે દક્ષિણ તરફના ઓરડામાં એક દિવસ દક્ષિણનો પવન વાય એથી શો લાભ?"

"એક દિવસ? એક દિવસ રહેવાનું કહીને આવી છે?"

"કશું કહી આવી નથી. એક દિવસથી વધારે રહેવું શક્ય છે કે કેમ તે પણ જાણતી નથી".

એ લોકો પાછળના બગીચામાં જઈને બેઠાં. નેતરની ખુરશીમાં બેસીને સાંજની ચા પીતાં હતાં.

માળી બધું ગોઠવીને ગયો છે.

બપોરના જમાડીને ગયો, પછી હવે રાતની વ્યવસ્થા કરવા બજારમાં ગયો છે. એ મનમાં ને મનમાં હસતો હતો. એ લોકોને મેદાન મોકળું કરી આપ્યું. બન્ને જણ અહીં મળવાની સંતલસ કરીને આવ્યાં હતાં એમ એને લાગ્યું, અને એમ પણ લાગ્યું કે જાણે આકસ્મિક મળી ગયાં હોય એવું નાટક કર્યું. પણ હું બધુંય સમજું છું.

એ બે જણા એના મનની વાતને પકડી શક્યાં નહિ. એ લોકો તો નિશ્ચિન્ત મને ચા પીતાં હતાં.

અરણિએ ટેબલ પર એક સિગારેટ ઠોકતાં ઠોકતાં કહ્યું, "અહીં રહેવું અસંભવિત છે એમ કેમ લાગ્યું તને? મારો ડર લાગે છે?"

ડર લાગતો હોય તોપણ એમાં હસવા જેવું કંઈ નથી. અરણિએ એની આંખમાં આંખ પરોવી અને રહસ્યાત્મક ભાષામાં કહ્યું તે દિવસે ભય ન લાગ્યો. જ્યારે તારી ઉંમર ફક્ત સોળ વર્ષની હતી."

"સોળ વર્ષની હતી તેથી જ તો ડર ન લાગ્યો. છવ્વીસ હોત તો ડર લાગત".

અરણિને પણ શું ડર લાગતો હતો?

"નહિ તો દીવાસળી સળગાવતાં આટલી વાર કેમ થાય? વાત શરૂ કરતાં પાણી પીવાની ઇચ્છા શા માટે થાય છે?"

"વરની જોડે છૂટાછેડા કેમ લેવા પડ્યા?"

"લાગણી ન હોય તો છૂટાછેડા જ લેવા પડેને?"

"લાગણીનો અભાવ શા કારણે? એટલાં ધામધૂમથી કરેલાં લગ્ન."

"લગ્નમાં તો આવ્યા નહોતા. તો શી રીતે ખબર પડી કે ધામધૂમથી લગ્ન કર્યાં હતાં?"

"ન આવ્યો હોઉં તોયે ખબર પડે."

"મારી ખબર રાખવાની તમને જરૂર શી?"

"કશી નહિ. દેશની જાતજાતની ખબર તો રાખતા હોઈએ છીએ".,

"ફક્ત એ જ?"

"તે સિવાય શું હોય?"

"એમ?"

"લાગે છે કે તું નાસીપાસ થઈ છે".

"કદાચ થઈ હોઉં."

"શા માટે?"

"મેં આશા રાખી હતી, મારા સમાચારમાં જ તમારું ચિત્ત પરોવાયલું છે."

"છોકરીઓ જાતે તો મધુર જૂઠું બોલે, પણ એમને એ જૂઠામાં વિશ્વાસ હોય ખરો?"

ઉત્તરા એક ક્ષણ મૂગી રહી. પછી અચકાતાં અચકાતાં એણે કહ્યું, ''તે દિવસે મેં વિશ્વાસ રાખ્યો હતો.''

''તે દિવસે !'' અરણિએ જાણે કશું સમજાતું ન હોય તેમ કહ્યું, ''ક્યારેક? શી જૂઠી વાત?''

''યાદ નથી? તે ભયાનક જૂઠી વાતમાં વિશ્વાસ રાખી એક અબોધ, મૂર્ખ, નિશાળમાં ભણતી છોકરી પોતે ખોવાઈ ગઈ હતી, અને.......''

''એ વાત જૂઠી હતી, તે સત્ય આટલા વખત પછી સમજાયું?''

''સત્યનું પ્રમાણ ક્યાં હજી મળ્યું છે?''

અરણિએ બીજી એક સિગારેટ લીધી. એણે કહ્યું, ''તારા હિસાબમાં ભૂલ છે. છોકરી અબોધ, મૂર્ખ હતી એ વાત તો બરાબર બેઠી, પણ છોકરો તદ્દન મૂઢ, અણસમજુ વીસ વર્ષનો હતો એની ગણતરી કરી નથી. એ ગણતરી કરી હોત તો પ્રમાણ મળી જાત, તો તું સહેલાઈથી સમજી શકત કે એને માટે એ જ સત્ય હતું. એણે પ્રથમ પ્રેમને સાચો પ્રેમ છે એમ માન્યું હતું.''

''પણ ફક્ત વીસ વર્ષના કુમળા છોકરામાં દુઃસાહસનો તો અભાવ નહોતો.''

''એ મૂઢ હતો એટલે તો દુઃસાહસનો અભાવ નહોતો ને દુઃસાહસ તો દુઃસાહસ જ હોય.''

''ફોઈએ એમ જ કહ્યું હતું?''

''ફોઈ ! ઓહ મામી ! હા મામીએ કહ્યું કે, જો તું ઉંમરલાયક હોત તો તારા બાપને કહીને સજા કોને કહેવાય તેનો સ્વાદ ચખાડ્યા સિવાય તને છોડત નહિ.''

''મને પણ એમણે એવું જ કહ્યું હતું. કહેતાં હતાં કે, પરિણામની ખબર હોત તો આગમાં હાથ નાંખવા ન જાત. ભગવાનની દયા કે હું વખતસર આવી પહોંચી.''

હોઠ ચાવીને એક તીખું હાસ્ય વેરતી ઉત્તરાએ કહ્યું , ''દયાથી પ્રેરાઈ એ વાત મેં મોટાભાઈને કરી. મઝા તો એ વાતની છેક કે મેં ધાર્યું હતું, ઘણા દિવસ પછી ધાર્યું હતું, કે એટલી દયા ન દર્શાવી હોત તો સારું થાત. કદાચ પિતાજીને કાને વાત નાંખત...''

અરણિ એકદમ ચંચળ બનીને ઊઠીને ઊભો થયો. એના મોઢાનો રંગ અસ્વાભાવિક એવો લાલ દેખાતો હતો. એના શ્વાસની ઉષ્ણતા ટેબલની પેલી તરફ જઈને ઉત્તરાના ગાલને સ્પર્શતી હતી.

એ ટેબલની બીજી બાજુ આવી પહોંચ્યો.

ઉત્તરાના ખભા આગળ આવીને ઊભો રહ્યો. ખુરશીની પીઠને પકડીને દબાવી જરા ઊંચે સાદે બોલ્યો, ''તારી ફોઈ, મારી મામી, એ મહાન મહિલાએ જે કર્યું હતું તે પ્રકૃતિના કાનૂન પ્રમાણે ભયાનક ગુનો છે તે જાણે છે? એમણે એ કરવાનું સાહસ કર્યું, સામાજિક નિયમ અનુસાર આપણી ઉંમર સગીરપણાને વટાવી ગઈ નહોતી.''

એમની વાત પડતી મૂકો.... ઉત્તરાના લોહીમાં એક પ્રકારનો ઉછાળો આવ્યો હતો. ઉત્તરાની નસેનસમાં વિદ્યુતપ્રવાહ જોરથી ધસમસતો હતો, ઉત્તરાને પ્રતિક્ષણ એવી આશંકા

સતાવતી હતી, કે ઉંમરલાયક અરણિ તીવ્ર આક્રોશથી તે સગીર છોકરા ઉપર અવિચારનો બદલો લેશે તેથી વાતને વળાંક આપતાં એણે કહ્યું, ''એ તો હવે જીવતાં નથી.''

ઉત્તરાને જે આશંકા હતી ( એ શું ફક્ત આશંકા જ હતી, આશા પણ શું નહોતી?) તે જો આકસ્મિક રીતે થઈ ગયું હોત તો કદાચ એને વારવાનું ભૂલી જાત, કદાચ પેલી રેતીની નદી માતેલી બની રેતીના સ્તરને તાણી જઈને ગાંડીતૂર બની જાત. કિનારાને તોડીને એનાં મોજાંના ધક્કાથી પાળ ભાંગી નાંખત.. પણ ઉત્તરાની આશા અને આકાંક્ષા બન્ને એકાએક થંભી ગયાં.

અરણિ ખસીને ઘાસ પર આંટા મારવા લાગ્યો.

ઉત્તરાના પરસેવાથી ઠંડા પડી ગયેલા હાથોમાં પાછી પૂર્વવત ગરમી આવી ગઈ.

ક્યારે સાંજ પડી, અને સૂરજ ઢળ્યો તે ખબર ન પડી... એ બન્નેમાં ચેતના જાગી, જ્યારે એવું અંધારું થયું. કે બન્ને એકબીજાનું મોઢું જોઈ શકતાં નહોતાં.

અરણિ આંટા મારતો મારતો પાછો સરકીને આવ્યો ઉત્તરા પાસે ને ટેબલના બન્ને ખૂણા હાથથી દાબ્યા. અને ભારે અવાજે અચકાતો અચકાતો બોલ્યો, ''એ મરી ગયાં, પણ આપણે તો જીવતા છીએ. તે દિવસના એ અવિચારી પગલાંનો બદલો ન લેવાય ઉત્તરા! આ સાંજને ઓગણીસસો ત્રેસઠ ન માનીને ઓગણીસસો ત્રેપન માની શકાય નહિ. આપણે બન્ને આ અંધારામાં એકબીજાને જોઈ શકતાં નથી, તો આપણે બન્ને વિચાર કરી લઈએ તેમાં શું બગડી જવાનું છે? આપણા ઊપરથી કંઈ એક યુગ પસાર થઈ ગયો નથી. જો વિચાર કરી લઈએ, એ જ આવેગ, એ રોમાંચ, એ અસહ્ય સુખના મુહૂર્તમાં કોઈ આવીને લાલ આંખ ઊંચી કરીને, આપણી સામે ઊભું રહ્યું નથી, આપણે ફક્ત એ જ મુહૂર્તનું પુનઃગઠન કરતાં જઈએ છીએ.. એને આગળ લેતાં જઈએ છીએ.''

''અરણિ ! તમે શું મારી પરીક્ષા લો છો?''

''પરીક્ષા? તું કેવી વાત કરે છે ઉત્તરા?''

''કદાચ તમે વિચારતા હશો કે તમે છો એટલે, એકલા છો તેથી હું જાણી જોઈને....''

''પોતાને એટલો ભાગ્યશાળી માની શકું, એટલો મારો સંચય ક્યાં છે ઉત્તરા? હું તો મુઠ્ઠી ભિક્ષા યાચું છું.''

''ઘરમાં ચાલો અરણિ —દીવો સળગાવીએ.''

''ના'', અરણિએ જોરથી એના બે ખભા દાબ્યા અને કહ્યું, ''ઘેર જઈને દીવો સળગાવશું તો આપણે ખોવાઈ જઈશું, ખલાસ થઈ જઈશું, સમાજની સાંકળથી બંધાઈ જઈશું. અહીં પ્રકૃતિવન્ય છે, નિરાવરણ છે, જીવનની એક સંધ્યા શું એ પ્રકૃતિને સમર્પિત ન થઈ શકે ઉત્તરા?''

ઉત્તરાએ મૃદુ શ્વાસ લીધો.

ઉત્તરાનો પ્રતીક્ષિત ઊછળતો રક્તપ્રવાહ શમી ગયો હતો, અને એણે સુસ્થિર ગતિ મેળવી લીધી હતી. તેથી જ તો એના અવાજમાં કંપ નહોતો. બહુ જ નરમ અવાજે એણે કહ્યું, ''મૂઠી ભિક્ષાથી લાભ શો અરણિ?''

"મારા દુર્લભ સંચયના ઘરમાં એને જમા રાખીશ એ ભિક્ષાને. પછી ઘણા વખત પછી ક્યારેક જીવન તદ્દન અર્થહીન લાગે ત્યારે આ સાંજનું સ્મરણ કરીશ. તને થોડી હાનિ થશે ઉત્તરા, પણ મને અગાધ સમુદ્ર જેટલો લાભ થશે. અનંત આકાશવ્યાપી લાભ..."

"અરણિ મને નબળી ન પાડીશ."

"ઉત્તરા તું ભૂલ કરે છે. નબળાઈમાં તો તું ગળાબૂડ ડૂબી છે. હું તને એ નબળાઈના કુંડાળામાંથી ઉપર આવવા આમંત્રણ આપું છું. તું તારી જાતને બરાબર ઓળખ. તું તારી પોતાની જ છે. એ સત્યનો મહિમા સહિત સ્વીકાર કર. આટલા મોટા જીવનની એક જ સાંજની હું તારી આગળ માગણી કરું છું ઉત્તરા ! એ આપતાં તને આટલી દ્વિધા શા માટે થાય છે? તું આ ક્ષણે કોઈની પરિણીતા પત્ની નથી. કોઈની કુંવારી છોકરી નથી કે તું તારી ફોઈની સગીર ભત્રીજી પણ નથી. તું તો ફક્ત તારી જ છે."

"એ બળ મને ખોળ્યું જડતું નથી અરણિ !.." ઉત્તરા મનમાં ને મનમાં કહેતી હતી. પણ તમે સબળ બનો. તમે મને લૂંટી લો. તમારા એ જોર આગળ હું હારી જઈશ. એકાકાર થઈ જઈશ પણ એના મુખમાંથી શબ્દો સર્યા, "મારી છાતીમાં કંઈ થાય છે. મને અંધારાનો ડર લાગે છે. ઘેર ચાલો અરણિ દીવા સળગતા હોય તેવા ઘરમાં."

અરણિએ નિસાસો નાખતાં કહ્યું, "આખી યુવાનીમાં ફક્ત તેં કંજૂસાઈને વધારી છે. તે દિવસે જ્યારે આટલું લાવણ્ય નહોતું."

એ દિવસની વાત વારેવારે ઊંચકો નહિ. પણ તે દિવસની જેમ પોતાને જોરે, મને તમે તમારે પડખે લઈ લો.'

અરણિ આગળ આવ્યો. એની ખૂબ નજીક, ઉત્તરાની પીઠ નહિ, પણ ખુરશીની પીઠ પકડીને હતાશ ભાવે કહ્યું, "એ બની શકે નહિ ઉત્તરા ! હું ભિક્ષુક બની શકું. પણ વિશ્વાસઘાતક થઈ શકું નહિ..... તું આવી ને તેં મને ઘરમાં એકલો જોયો, ને તરત જ પાછી ચાલી ગઈ નહિ. નિશ્ચિંત મનથી રહી પડી, એ વિશ્વાસની કિંમત હું નીચ બનીને ચૂકવું? હલકટ બનું? જો સ્વેચ્છાથી તેં સમર્પણ કર્યું હોત તો એને હું માથે ચઢાવત.. જાણે છે ઉત્તરા, એ વીસ વર્ષનો છોકરો કેટલાંય વર્ષોથી કેવું અદ્ભુત એક સ્વપ્ન જુએ છે?"

ઉત્તરાના ગળામાંથી અસ્ફુટ અવાજ બહાર નીકળ્યો "શું?"

અરણિએ આવેગરૂદ્ધ અવાજે કહ્યું. "એ સ્વપ્ન ઊંચા બંધની ઉપર રેલવેલાઇન, આંખોની સીમા આગળ આકુળ નદી, અને એક ઘરમાં તું અને હું.."

"તમારા એ સ્વપ્નાની વાત તો ક્યારેય મારા બાપની આગળ આવીને તમે કરી નહિ."

"કરી હતી ઉત્તરા ! તારા બાપે કહ્યું હતું કે મારા જેવા નીચ છોકરાની જોડે છોકરી વરાવવા કરતાં છોકરીના કટકા કરીને પાણીમાં વહાવી દઈશ."

"અરણિ !"

"હું બનાવટ કરતો નથી ઉત્તરા ! પ્રતિદિન તેથી જ તો એ સ્વપ્ન, સ્વપ્નમાં ધુમ્મસમાં

ખોવાઈ જાય છે. પણ આજે... આજે પાછી તું શા માટે આવી ઉત્તરા? એક એકલા પુરુષની ઉપસ્થિતિ અગ્રાહ્ય કરીને શા માટે રહી?''

''મને માફ કરો અરણિ.''

''મોહમયી, જ્યોત્સ્નામયી રાત તારી પાસે છે ઉત્તરા વિચાર કરવા, નિર્ણય લેવા....''

''રાત નથી અરણિ, નવની ગાડીએ હું પાછી જઈશ.''

ટ્રેનનો સમય થતાં ઝટપટ પૂરી તળતાં તળતાં માળી વિચારતો હતો. ''હું જે કંઈ ધારતો હતો તેવું નથી. જે હોય તે નિર્જન એકાંતમાં આવેલું ઘર, તેમાં એકલો એક પુરુષ.. આજકાલની છોકરીઓનું સાહસ જોઈને મેં ધાર્યું હતું.. છિ બહુ શરમ આવે છે.''

ઉત્તરાને ટ્રેનમાં બેસાડીને પાછા આવતાં આવતાં અરણિ વિચારતો હતો. મને મારી પર ઘૃણા ઊપજે છે. જાતને ચાબુકથી ફટકારવાનું મન થાય છે. કેવી શરમ, કેવી દીનતા, દીનતાની કેવી હાસ્યાસ્પદ અભિવ્યક્તિ! શા માટે ભિખારીની જેમ હું મારી જાત સાથે રમત રમ્યો? ખરેખર આટલું કરવાની શી જરૂર હતી?

ટ્રેન છુક છુક કરતી જતી હતી.

એ અવાજમાં ઉત્તરાની ભાવના સ્પષ્ટ થતી હતી. એમાં ભળી જતી હતી. ઉત્તરા પણ વિચારે છે કે, ''આટલું કરવાની શી જરૂર હતી? આટલી વધારે પડતી શુચિતા શા માટે? એ શુચિતાને માટે ખુલાસો કરવા હું કોની પાસે જાઉં? જો પોતાની પાસે જ જવાનું હોય તો એ બધું હાસ્યાસ્પદ મૂલ્યહીન હતું. પ્રત્યેક ક્ષણે તો હું એને ઝંખતી હતી. આશા રાખતી હતી કે એ મને લૂંટી લે.''

તો?

જવાબ આપવાનો એ સંસ્કારને સમજી શકી, હું જીવન-વિશ્વાસી નથી. હું સત્યધર્મી નથી. ને હવે હું આધુનિક પણ નથી. હું મારી એ વખતની ફોઈની 'કાર્બનકોપી' છું. ફક્ત તે સિવાય બીજું કશું થવાની મારી ક્ષમતા નથી.

# આયોજન

છોકરાની ઉપર નજર ગઈ નહિ. નજર ગઈ એની માની ઉપર.

ખભા આગળથી, પીઠ આગળથી કાપેલું, એવું બ્લાઉઝ, પીઠ પર ફેલાયેલો લૂગડાંનો છેડો, વાળીને ડાબે હાથને તળિયેથી આમળીને ફરીથી સામેની બાજુએ ઘુમાવીને આણ્યો હતો. એથી પીઠ બ્લાઉઝની સામે દેખાતી હતી અને પાંસળાંની પાસેના માંસના લોચા પણ સ્પષ્ટતઃ દેખાયા. અને લોકનાથના મનમાં થયું કે આના કરતાં અશ્લીલ દશ્ય જગતમાં ન હોઈ શકે.

ત્યાર પછી લોકનાથે સ્મરણને ઢંઢોળ્યું. ધ્રુવને પરણ્યાને કેટલાં વર્ષો થયાં? સાત? આઠ? નવ? ને વર્ષે હા, નવ જ. ઓગણીસો ચોપનમાં. તે પછીને વર્ષે તો લેકગાર્ડન પાસેની આ જમીનને લોકનાથે ખરીદી હતી.

એનો અર્થ કે રૂમાને આ ઘરમાં આવ્યાંને પૂરાં દશ વર્ષ પણ થયાં નથી. એટલામાં તો એની દશ મૂર્તિ નજરે પડી. એકાએક દશ મહાવિદ્યાની મૂર્તિ.

રૂમા થોડી હમણાં જ ગ્રહણ કરેલી વિશેષ પ્રકારની ચાલથી દાદર પરથી ઊતરી અને પછી ત્યાંથી રસ્તા પર ચાલી ગઈ, તે પછી, જ્યાં સુધી એ દેખાઈ ત્યાં સુધી લોકનાથે એનું નિરીક્ષણ કર્યા કર્યું.

રૂમા દેખાતી બંધ થઈ તે પછી પણ, લોકનાથે ક્યાંય સુધી તેને જોયા કરી અને એ શૂન્યતામાં એક છબી પ્રગટી.

રૂમાને પહેલે દિવસે જોવા ગયા તે વખતની છબી. એના બાપના ઘરનું ચિત્ર પણ સ્મૃતિપટ પર અંકિત થયું.

લોકનાથને થયેલું કે એના બાપે જાણે એક સરસ્વતીની પ્રતિમાને લાવીને બેસાડી દીધી હતી. લોકનાથે થોડી ક્ષણ એને વિમુગ્ધતાથી જોયા કરી ત્યાર પછી ધીમેધીમે એના બાપને કહ્યું, ''દેખાવમાં તો તમારી દીકરી બહુ સારી છે, પણ જરા પાતળી, ને માંદલી લાગે છે, હાથ, પગ બહુ પાતળા છે.

બાપે હાં હાં કરતાં કહ્યું, ''એ કંઈ નથી. તમારે ઘેર આવ્યા પછી બે દિવસમાં જ તમે જોશો.'' પછી જરા હસીને વાત પૂરી કરી. ''ગરીબ બાપ, એની કેટલી સંભાળ સખે તમે જ કહો? તેથી જ તો ન્યાયાધીશને એનો બાપ બનાવી દઉં છું.''

''હા, એમ છે.'' તે સમયે લોકનાથ ન્યાયાધીશ હતા, અને વધારાનો સમય ચાલતો

હતો. હવે એ એના ઘરમાં છે. દાદરાની પાસેનો ઓરડો જ એનું આવાસસ્થાન છે. ઓરડાની સામેનું બારણું, અને તેની પાસેની આ બારી લોકનાથની બે આંખો હતી. છાપાના આવરણમાંથી એ કોણ આવે છે, કોણ જાય છે તેનું અવલોકન કરતા.

પોતાના કુટુંબના માણસોના આવવાજવાનો હિસાબ એ શા માટે રાખતા હતા, રાખવાથી શો ફાયદો થતો હતો, તે લોકનાથ પોતે પણ જાણતા નહોતા, તોપણ રાખતા.

આજે પણ એમાં કંઈ ફેરફાર નહોતો.

હાથમાંનું છાપું એકદમ ભલે એમણે ન પછાડ્યું હોય ને ગુસ્સે ન થયા હોય તોપણ એ ધીમે ધીમે આગળ આવ્યા, અને કહ્યું, ''સવારના પહોરમાં છોકરાને લઈને વહુમા ગઈ ક્યાં?''

સુપ્રભાને આવા પ્રશ્નનો જવાબ હંમેશાં આપવો પડતો. તેથી એના જવાબમાં કોમળતા ટપકી નહિ ને ટપકે એ શક્ય પણ નહોતું.

એણે તીક્ષ્ણ સ્વરે કહ્યું, ''એ મને પૂછવા કરતાં વહુમાને જ પૂછ્યું હોત તો સારું થાત.''

''સારું ! લોકનાથે વ્યંગ્યમાં કહ્યું, ''સારું તો બધાનું થાય છે તેથી. હું એને પૂછું શી રીતે? એ નવાબની દીકરી આમતેમ જુએ તોને. એ તો એની તુમાખીમાં ફટાફટ ચાલી જતી હોય છે.''

''પણ ગઈ તો ઘરમાંથીને?''

લોકનાથનો ગુસ્સો હવે સુપ્રભા પર ઊતર્યો. એમણે ગુસ્સો દબાવ્યો નહિ, અને કહ્યું, ''વહુ ક્યાં ગઈ એ ખબર પણ તારાથી રખાતી નથી?''

''ના, નથી રખાતી. વાતાવરણમાંથી જે ખબર મળે છે, તે જાણું છું. સાંભળ્યું છે કે છોકરાને તરતાં શીખવવાની ક્લબમાં દાખલ કર્યો છે.''

''તરવાની?''

લોકનાથ જાણે આકાશમાંથી ગબડ્યા. આ બે વર્ષના છોકરાને તરતાં શીખવશે? એનો અર્થ?

''અર્થ વળી શું? મા છોકરાની તબિયત સુધારવા પ્રયત્ન ન કરે?''

''સારી તબિયત! આ બારે મહિના શરદી, ખાંસીવાળા છોકરાને તરતાં શીખવશે એટલે તબિયત સુધરી જશે?''

''જરૂર સુધરશે.''

કહીને સુપ્રભાએ સમય મળતાં ચશ્મા આંખ પર આપોઆપ બેસાડી દીધાં.

એની આ ટેવથી લોકનાથ પરિચિત હતો. એમાં સૂચન હતું વાત પર પડદો પાડી દેવાનું. એ ચિઢાયા ને પૂછ્યું, ''ધ્રુવ ક્યાં છે?''

''એના ઓરડામાં, બાથરૂમમાં કે ક્યાંક હશે.''

લોકનાથે કોકને બોલાવીને કહ્યું, 'જો તો દાદાબાબુ ક્યાં છે એને બોલાવ.''

ધ્રુવે હમણાં જ દાઢી કરી હતી. એટલે દાઢી પર લાગેલા સાબુના ફીણને ટુવાલથી

લૂછતો લૂછતો આવીને ઊભો રહ્યો.

લોકનાથે ગુસ્સાને છોડીને વિદ્રૂપતાથી કહ્યું, ''તારો લાયક છોકરો તરતાં શીખવા ગયો છે?

અઢી વર્ષના છોકરાને તરવાની ક્લબમાં દાખલ કરવા અંગે ધ્રુવની એની પત્ની જોડે ઘણી બોલાબોલી થઈ હતી.

રૂમા કહેતી હતી, ''જજ મેજિસ્ટ્રેટનું ઘર હોય તેથી શું થયું? અર્ધી સદી પાછળ રહીને તમે લોકો આ જગતમાં હરોફરો છો?''

ધ્રુવને માનિકલ્લાના જર્જરિત ને અંધારા સસરાના ઘરનું સ્મરણ થયું અને ફાટેલા ખમીસના કોલરવાળી અને હાથમાં શાકની થેલી લીધેલી એવી સસરાની મૂર્તિનું સ્મરણ થયું.

પણ જે મનમાં હોય તે મનમાં જ રાખી મૂકવું એનું નામ છે સભ્યતા.

સભ્ય ધ્રુવનાથે છોકરો બહુ નાનો હોવાની દલીલો કરી હતી અને એમાં એ હારી ગયો હતો, અને મનમાં એની કડવાશ રહી ગઈ હતી. પિતાના વ્યંગપૂર્ણ પ્રશ્નને કારણે એ કડવાશ વધી ગઈ તેથી એણે વાંકું બોલવા માંડ્યું. ન બોલે તો શું કરે? સત્ય તો એ છે કે પચાસ વર્ષ પાછળ રહીને એનું હલનચલન નહોતું કે માબાપ કે ભાઈબહેન જોડે મળીને વહુની નિંદા કરે.

એથી એણે અવળો માર્ગ લીધો.

એણે આત્મરક્ષાના સૂરમાં કહ્યું, ''એમાં અચરજ પામવા જેવું છે શું? એ ઊંમરના તો કેટલાય છોકરા જાય છે.''

''જાય છે, બે વરસના છોકરા તરતાં શીખવા જાય છે?''

''બે નહિ અઢી.''

''હાં ભૂલ્યો. તો તને એ તદ્દન સ્વાભાવિક લાગે છે?

''મને એમાં કશી અસ્વાભાવિકતા લાગતી નથી.'' ધ્રુવે ટુવાલ જોરજોરથી ગાલ પર ઘસતાં ઘસતાં કહ્યું. પાંચ જણ જે કરતા હોય.

આ દલીલનું એણે પોતે જ ખંડન કર્યું હતું, હવે એણે જ એનો પ્રયોગ કર્યો.

ભૂતપૂર્વ જજે જમીન પર ચંપલ ઘસ્યા અને પછી આંટા મારતાં કડવાશથી કહ્યું, ''જોઉં છું, કે આ બધી બાબતમાં મારી જોડે વાતચીત કરવાનું કે મારી સલાહ લેવાનું પણ તને યોગ્ય લાગ્યું નહિ ખરું? આમ કરવું ધ્રુવને યોગ્ય લાગ્યું નહોતું એવું નહોતું. એણે એ દિશામાં પણ પ્રયત્ન કરી જોયો હતો. ટૂટૂલ દાદાનો અત્યંત વહાલો લાડકો પૌત્ર હતો. એમનો બધો જીવ એનામાં હતો, એ ધ્રુવ જાણતો હતો. તેથી ટૂટૂલ વિષે કશો નિર્ણય લેતાં પૂર્વે પિતાની સલાહ લેવી જરૂરી હતી, એ ધ્રુવે પત્નીને જણાવ્યું હતું. પણ રૂમાએ કહ્યું હતું, ''એમને પૂછવાનું એટલે નન્નાને આમંત્રણ આપવું. એમણે ના પાડ્યા છતાં આપણે બાબાને તરતાં શીખવા મૂકીએ એ સારું લાગશે?''

એટલે કે જે કરવાનું હતું તે વિષે કશી અનિશ્ચિતતા નહોતી. તેથી જ તો ધ્રુવે

પિતાની સલાહ લેવાનું નાટક કર્યું નહિ. પણ એ બધી વાત તો થાય નહિ, તેથી મોટી વાતને નાની બનાવતાં એણે કહ્યું, ''તમે નાની વાતને આટલું બધું મહત્ત્વ શા માટે આપો છો?'' ''કેમ મહત્ત્વ આપું છું? એમ.'' ભૂતપૂર્વ ન્યાયાધીશનું ગળું એકાએક ભરાઈ આવ્યું, એ પોતાના ઓરડામાં ચાલી ગયા અને અસ્ફુટ સ્વરે વાત પૂરી કરતાં કહ્યું, ''પાણીમાં ડૂબાડશો એટલે એ જીવતો રહેશે?''

ધ્રુવે થોડો વખત એ તરફ જોયાં કર્યું. પછી માની તરફ એણે તાકીને જોયું, સુપ્રભા રસોડામાં કંઈ કામ કરતી હતી. આ બધી વાત એણે સાંભળી હતી તેનો કશો પુરાવો મળતો નહોતો.

ધ્રુવે વિચાર્યું સ્ત્રીઓને હંમેશાં ''મમતામયી''ના વિશેષણથી વિભૂષિત કરવામાં આવતી હોય છે. તે પછી રસોઈયા પાસે થાળી પીરસાવડાવી અને જમીને એ બહાર ચાલ્યો ગયો. ન્યાયાધીશનો છોકરો હોવા છતાં, એ કંઈ બની શક્યો નહિ. એમ.એ. બીજા વર્ગમાં પાસ કરી એક તદ્દન સામાન્ય કૉલેજમાં ભણાવી 'પ્રોફેસર' નામનું ગૌરવ એણે પ્રાપ્ત કર્યું હતુ. ત્યાં એનું ગૌરવ એટલે હતું કે એ મોટરમાં આવતો જતો હતો.

શરૂઆતમાં એ બસમાં જતો. લોકનાથે એને આગ્રહ કરીને મોટરમાં જતો આવતો કર્યો.

ધ્રુવ ગયો તે મોટરના અવાજ પરથી લોકનાથે જાણ્યુ. જે ગાડીમાં જવાનો એણે આગ્રહ કર્યો હતો, તે ગાડીનો અવાજ એમને આજે ઝેરીલો લાગ્યો. એમણે વિચાર્યું, ''ત્રણ દમડીની કમાણી તેમાં માથામાં રાઈ કેટલી?''

પણ એ પણ એમણે મનનું મનમાં જ રાખ્યું.

એ વાત માટે હવે એમને કઠેરા આગળ ઊભા રહેવાની જરૂર નહોતી.

તોપણ કેટલીક વાતો એમણે જીભને ટેરવે લાવીને જમા રાખી હતી. એમણે એ વાતો કહેવાનું નક્કી કર્યું, શા માટે ન બોલે? એ કશું કહેતા નહોતા એટલે તો આ પરિણામ આવ્યું. એ બન્નેનું ચઢી વાગ્યું છે.

છોકરાનાં લગ્ન પછી એ જાતે જ સરસ્વતીની પ્રતિમા જેવી પુત્રવધૂને માથે ચઢાવી હતી. તે બધું એમને યાદ આવતું નહોતું. દીવાનખાનામાં બહારના લોકો આવ્યા હતા, ત્યારે એ વહુને ત્યાં બોલાવીને લઈ ગયા હતા. વહુમાનાં ગીતો સંભળાવ્યાં હતાં. એકઠા થયેલા લોકો આગળ શતમુખે એનાં વખાણ કર્યાં હતાં. જાણે એ એમના વિજયનું પ્રતીક હોય એવી છાપ એમણે ઊભી કરી હતી. જાણે સૂચવતા હોય, મેં કેવી અપ્રતિમ પુત્રવધૂ શોધી છે તમે જુઓ તો ખરા.

માનિક્તલાની એ છાયાથી ઢંકાયેલી, નમ્રકુંઠિત પ્રતિમા લુપ્ત થઈ, અને ક્યારે મેદબહુલ વિશ્વનાશી નારી મૂર્તિ મંચ પર આવીને ઊભી રહી, તે લોકનાથ સમજી શક્યા નહિ.

તોપણ સુપ્રભા વચ્ચે વચ્ચે લોકનાથના પહેલાંના દિવસો વર્તનને યાદ કરીને એમણે પોતે જ ખાડો ખોદીને પાતાળપાણીનાં પૂર વહાવ્યાં એમ કહીને વહુની જોડે લોકનાથ પણ એની પર દાઝે બળે એવું કરતી.

લોકનાથ કહેતા, "તું સાસુ છે, સારી રીતે વાત કરી શકતી નથી?"

સુપ્રભા કહેતી, "ના નથી કરી શકતી. મેં જ એનાં વખાણ કરીકરીને એને વણસાડી છે. મેં તો શરૂઆતથી જ તમને ચેતવ્યા હતા. પણ ત્યારે તમે મારી વાત સાંભળી નહિ."

આ પણ સાચી વાત હતી.

જે હોય તે પણ આજે લોકનાથે લગામ હાથમાં લેવાનું નક્કી કર્યું હતું.

ધ્રુવ ચાલી ગયા પછી થોડીવારે દાદર પર ગુનેગારનાં પગલાં સંભળાયાં. છડી પોકારનાર આગળ આગળ જ આવતો હતો. ટૂટૂલ રડતો રડતો આવતો હતો. લોકનાથ દાદરના દરવાજા આગળ જ ઊભા હતા. એથી જ રૂમા બે આંખે જોઈ ન શકે તેવું જ ટૂટૂલે કર્યું. માએ એને માર્યાની ફરિયાદ કરતો એ આવ્યો એના દાદા પાસે.

"દાદા! દાદાજી! માએ મને પાણીમાં ડૂબાડી દીધો હતો. મારા કાન આમળ્યા હતા, મને રોજ તળાવમાં ડૂબાડશે એમ કહેતી હતી."

"ટૂટૂલ!"

રૂમાએ તીવ્ર સૂરે બરાડો પાડ્યો. આ તો સાચેસાચ ત્રાસદાયક હતું. ડોસાંડગરાની આગને કારણે પોતાના છોકરાને પોતાની રીતે ઉછેરી શકાશે નહિ.

સસરા ન્યાયાધીશ હતા. એ એક મોટી સિદ્ધિ રૂમાને નજરે ચઢતી નહોતી. એ ડોસલા હતા. તેની એને પીડા હતી. જો સસરાએ એને લાડ લડાવીને ફટવ્યો ન હોત તો એ માની સામે આ રીતે દાદાને ફરિયાદ કરત ખરો?

પણ રૂમા ગમે તેટલા ઇશારા કરીને એને બોલાવે ટૂટૂલે તો દાદાનું જ શરણું લીધું. લોકનાથે જોયું કે છોકરાની આંખો રાતાં કરેણના જેવી લાલલાલ થઈ ગઈ છે અને એનું મોઢું ફૂલી ગયું છે. તળાવનું પાણી અને આંખનું પાણી બન્નેના સંમિશ્રણથી ગઠિત પૌત્રનું મોઢું જોઈને લોકનાથ જાતને સંભાળી શક્યા નહિ. એમણે કહ્યું, "છોકરાને જીવતો લઈને શા માટે પાછી આવી? તળાવના પાણીમાં મૂકીને જ આવવું હતું ને? આવું કહ્યા પછી એમને સમજાયું કે એમની પ્રતિક્રિયા વધારે પડતી હતી. પણ જે થઈ ગયું તે થઈ ગયું હવે એનો શો ઉપાય થાય?

ના. બીજો ઉપાય નહોતો.

એમની એ વગરવિચાર્યે બોલેલી ઉક્તિ એટલામાં તો ઘેઘૂર વટવૃક્ષ બની ગઈ. એક ક્ષણમાં રૂમાનું મોઢું, છોકરાની આંખના જેવું લાલ થઈ ગયું.

એણે પણ ફટાફટ કહ્યું, "તમારા આશીર્વાદનું એવું જોર હોત, તો એવું પણ થાત. બાપુજી!"

"શું? શું કહ્યું વહુમા!"

"કશું કહ્યું નથી બાપુજી! એક મામૂલી વાતને પહાડ જેવી મોટી બનાવીને તમે જાતે જ દુઃખી થાઓ છો. એ જ વાત મેં કરી."

"આ દૂધ પીતા બાળકને પાણીમાં ડૂબાડી ન્યુમોનિયા નોતરવાની વાતને તું મામૂલી કહે છે?"

રૂમાએ ટાઢાશથી કહ્યું, ''તમે જ એક દિવસ સવારે આવીને જોશો તો સમજાશે કે તમારા પૌત્રને એકલાને જ ડૂબાડીને મારવાનું ષડ્યંત્ર છે કે નહિ?''

''જોવાની મારે જરૂર નથી.'' લોકનાથે ગુસ્સાથી કહ્યું, ''એણે જવાનું નથી બસ.''

તોપણ રમાએ અવિચલ રહીને શાંતિથી કહ્યું, ''એને દાખલ કરાવી આવી.''

''ચૂલામાં જાય. થોડા રૂપિયા ચૂલામાં જાય તેથી કંઈ બગડી જવાનું નથી.''

ના. સસરાને મોઢેમોઢ એણે દલીલ કરી નહિ. પણ ફક્ત સમજાવી દીધું, ''ફક્ત પૈસા જ પાણીમાં નહિ જાય મારી આબરૂ પણ પાણીમાં જશે. તે ઉપરાંત એનાથી સહેવાય નહિ તે કેમ ચાલશે? એનો તો સારી રીતે ઉછેરવો પડશે. એ કંઈ ન્યાયાધીશનો છોકરો નથી કે છાણના દેવ થઈને બેસી રહેવું એને પરવડે.''

લોકનાથ આવીને સૂતા.

એ આખો દિવસ સૂતા જ રહ્યા.

બપોરે એમણે નોકર પાસેથી સાંભળ્યું કે ટૂટૂલબાબુ ફરવા નહિ જઈ શકે. એને શ્વાસ ચડી જાય છે.''

લોકનાથ ઊઠીને બેઠા.

ત્યાર પછી આળસ મરડીને બગાસું ખાધું. મનમાં શું ચાલી રહ્યું છે તે કોઈ જોઈ શકતું નથી. તોપણ નોકરને થયું, કે માલિક ઉત્ફુલ્લ દેખાતા હતા. પછી એને થયું, કે એ તો મનનો ભ્રમ છે.

ધ્રુવ કૉલેજથી પાછો ફર્યો, તે લોકનાથે જોયું નહિ. એમણે જોયું એ ગભરાયેલો ગભરાયેલો બહાર જાય છે. એમણે કહ્યું, ''એઈ ધ્રુવ! ક્યાં ચાલ્યો?''

લોકનાથનો છાણના દેવ જેવો છોકરો હવે મન પર કાબૂ રાખી શક્યો નહિ. એણે વિષાદભર્યા તથા વ્યાથાપૂર્ણ સૂરે કહ્યું, ''બાપુજી! ટૂટૂલનો તાવ ચાર ડિગ્રી ઉપર છે. ફોન પર ડૉક્ટર મળ્યા નહિ.''

''ટૂટૂલને તાવ આવ્યો છે? શાથી?''

''શાથી એ પ્રશ્નનો જવાબ આપવાનું મુશ્કેલ હતું. ધ્રુવે ગોળગોળ જવાબ આપ્યો, ''કોને ખબર, આવીને જોયું તો.-''

''ઠીક છે. તું માંદા છોકરાને છોડી જઈશ નહિ. હું જાઉં છું.''

તોપણ એની માને કહે જા, ''હું જાઉં છું.''

લોકનાથ ગાડી લઈને ચાલી ગયા.

ડૉક્ટરને આવતાં વાર થઈ નહિ.

પણ એટલામાં ધ્રુવ ધ્રૂજતો હતો. સુપ્રભા રડતી હતી અને રૂમાનું મોઢું જોઈને લાગતું હતું, કે એના ગોરા મોઢાં પર આગ ફેલાઈ ગઈ છે. આવેગ, ઉત્કંઠા, આક્ષેપ, અભિમાન બધાને એકઠાં કરીને રાખવાથી એની આ અવસ્થા થઈ છે.

કોને ખબર ડોક્ટરે શું કહ્યું.

ધ્રુવે રડમસ અવાજે કહ્યું, ''હમણાં જ તાવ માપ્યો છે. પાંચ પોઈન્ટ છે.''

લોકનાથે એ પાંચ પોઇન્ટ છ તરફ જોયું. ને એમના હૃદયમાં હાહાકાર વ્યાપી ગયો. દીવાલ પર માથું પછાડવાનું મન થયું. છોકરા તથા વહુને એ શી રીતે મોઢું બતાવી શકશે?

રૂમા તો ધ્રુવને કહેવાની જ.

શોકનો સમય -

શોકનો સમય. તે સિવાય બીજું શું?

લોકનાથે વિચાર્યું, "શું આ મુઠ્ઠીભર ફૂલ શું આ અગ્નિશિખામાંથી બચવા પામશે? પાંચ પોઇન્ટ છ આગ નહિ તો બીજું શું.

ડૉક્ટરે આઇસબેગ અને ગરમ પાણીની વ્યવસ્થા કરી. ત્યાં હાજર રહેલા બધાંને લાગ્યું કે આ તો આખરી પ્રયત્ન છે.

આ નિષ્પંદ ફૂલની મુઠ્ઠી વચ્ચે વચ્ચે હેડકી ખાતી હતી અને માથું પછાડતી હતી, તે સિવાય જીવનનું બીજું કશું લક્ષણ એનામાં દેખાતું નહોતું. કેટલો વખત એ માથું પછાડશે, ક્યાં સુધી હેડકી આવ્યા કરશે?

લોકનાથ હવે સહન કરી શક્યા નહિ.

પિંજરાની અંદર જ્યારે તરફડાટ થવા માંડે ત્યારે ત્યારે સંયમ રાખવો શું સહેલું છે? હોઈ શકે હવે ભૂતપૂર્વ, એક સમયે એ આખા જીલ્લાના એકમાત્ર દંડ દેનારા હતા. તેથી એ પોતાની જાતને સંભાળી શક્યા નહિ, ને બોલી ઊઠ્યા. "થઈ ગયું ને? છોકરાને તમારી મનમાની રીતે ઉછેરી શકાયોને?"

બધાએ ચમકીને જોઈ રહ્યા. ડૉક્ટર પણ.

ફક્ત રૂમા ચોંકી નહિ.

ફક્ત એના અત્યાર સુધીના આગથી ફાટેલા માથાનું લોહી આંખના સ્નાયુઓને બાળીને આંખમાંથી પાણી બનીને વહેવા લાગ્યું.

લોકનાથ એ ઓરડામાંથી ચાલી ગયા.

અને પ્રતિક્ષણ રાહ જોવા લાગ્યા.

રાહ જોવા લાગ્યા સુપ્રભાના કંઠસ્વરની. હા, સુપ્રભા જ. પચાશ વર્ષની ઉંમરની તથા પચાશ વર્ષનું પછાતપણું લઈને જે મહત્ત્વ મુમુર્ષુ બાળકના માથા આગળ બેઠી હતી.

કેટલા યુગો વહી ગયા?

યુગ - યુગાન્તર?

સુપ્રભાએ શું ચીસ પાડી?

લોકનાથ સાંભળી શક્યા નહિ?

નહિ તો ઘરમાં આટલી શાન્તિ શા માટે છે? ભયાનક ભયથી લોકનાથના હાથ પગ ખોટકાઈ ગયા. ઊઠવા ગયા, ઊઠી ન શક્યા. એ ચોક્કસ સમજી શક્યા; કે એમનું તે વખતનું વગર વિચારે ઉચ્ચારેલું વાક્ય, એમને બધાથી વિખૂટા પાડી દે છે.

કદાચ એ લોકો લોકનાથની એ નિષ્ઠુરતાને કારણે ચૂપચાપ બેઠા છે, અથવા ચૂપચાપ ચાલી ગયા છે.

ધ્રુવને બૂમ પાડવાનું મન થયું, પણ બૂમ પાડી ન શક્યા. માથા પર ઓશીકું દાબી હાય હાય બોલી શક્યા.

એ સાંભળી છોકરો આવ્યો.

એણે કહ્યું, ''બાપુજી તમે ઊઠી ગયા? તમે ઊંઘતા હતા, તેથી તમને જગાડ્યા નહિ. ટૂટૂલનો તાવ ઊતરીને હવે સાડાનવ્વાણુ પર આવી ગયો છે. ડૉક્ટર આવી પહોંચ્યા હતા. નહિ તો છોકરાને તાણ આવત.''

લોકનાથે ધ્રુવના મોઢા તરફ જોયું નહિ. કંઈ પણ બોલ્યા વિના ભીંત તરફ જોયા કર્યું. ધ્રુવે કહ્યું, ''એને ખાવાનું આપ્યું છે.''

''ખાવા આપ્યું છે? એટલે રોજની જેમ રસોઈ કરી છે?''

લોકનાથે ઘડિયાળમાં જોયું રાતના સાડા દશ.

એનો અર્થ એ કે એ બે કલાક ઊંઘ્યા, એમનું મન વિષાદથી ભરાઈ ગયું. એ વિષાદ જીભ પર આવી ગયો. એમણે કહ્યું, ''ભૂખ નથી.''

ધ્રુવ ચાલી ગયો.

પણ થોડીવાર પછી પાછો નોકર બોલાવવા આવ્યો એણે પ્રસન્નમુખે કહ્યું, ''ટૂટૂબાબુનો તાવ ઊતરી ગયો છે.''

લોકનાથે એને ધમકાવી કાઢ્યો.

કહ્યું, ''ઊતરી ગયો તેનું શું છે? બે હાથ ઊંચા કરીને હું નાચું? કેટલા લોકો મને આ વાત સંભળાવ્યા કરશો?

નોકરે ગલવાતાં કહ્યું, ''એને ખાવા આપ્યું છે.''

''કહ્યું ને કે મને ભૂખ નથી. મારે નથી ખાવું.''

લોકનાથે પાછું લંબાવ્યું.

લોકનાથે પોતે પરાજિત હોય, બધું ખોઈ બેઠા હોય એવો ભાવ અનુભવ્યો. કોઈએ જાણે એને ઘણીબધી ખાતરી આપીને ઠગ્યા હોય.

